# નિવેદન

ભાલણકૃત 'નલાખ્યાન'ના પ્રકાશન પછી ટૂંક સમયમાં આ 'ભાલણ : એક અધ્યયન' પુસ્તક 'પ્રાચીન ગુર્જર ગ્રન્થમાલા'ના સાતમા અંક તરીકે પ્રકટ થાય છે. પ્રાચીન ગુજરાતી ભાષાસાહિત્યના એક આરૂઢ વિદ્વાન અધ્યાપક શ્રી. કેશવરામ કા. શાસ્ત્રીને હાથે આ ગ્રન્થ તૈયાર થયો હોઈ પ્રસ્તુત વિષયની એક પ્રમાણભૂત કૃતિ તે બન્યો છે. સ્વ. રામલાલ ચુનીલાલ મોદીએ ભાલણકૃત 'નલાખ્યાન'નું સંપાદન (પાટણ, ઈ.સ. ૧૯૨૪) કર્યું હતું તેમ કવિ ભાલણના જીવન અને કવનને લગતા બે સુન્દર અભ્યાસગ્રન્થો–'ભાલણ' (શ્રીસયાજી સાહિત્યમાલા પુષ્પ ૩૩, વડોદરા, ઈ.સ. ૧૯૧૯) તથા 'ભાલણ ઉદ્ભવ અને બીમ' (ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ, ઈ. સ. ૧૯૪૪)–તેમણે તૈયાર કર્યા હતા. ત્યાર પછી, ભાલણવિષયક સર્વ સાહિત્ય અને અભ્યાસ-સામગ્રીની પર્યેષણા કરીને શ્રી. કેશવરામ શાસ્ત્રીએ એ કવિના જીવન અને કવન વિષેનો આ સમગ્રદર્શી સ્વાધ્યાય રજૂ કર્યો છે.

'પ્રાચીન ગુર્જર ગ્રન્થમાલા'નાં અન્ય પ્રકાશનોની જેમ આ કૃતિ પણ અભ્યાસીઓને ઉપયોગી થશે એવી આશા છે.

'અધ્યાપકનિવાસ',
વડોદરા
અધિક શ્રાવણ પૂર્ણિમા,
સં. ૨૦૧૪

ભોગીલાલ જ. સાંડેસરા
સામાન્ય સંપાદક

# પ્રાસ્તાવિક

૧૯૫૬-૫૭ના વર્ષમાં 'ગુજરાત યુનિવર્સિટી'ના ગુજરાતી વિષયના અનુસ્નાતક વિદ્યાર્થીઓને 'ભાલણ'નો સાહિત્યકાર તરીકે અભ્યાસ કરાવવાનો સુયોગ મળ્યો હતો તે કારણે ભાલણની પ્રાપ્ત બધી કૃતિઓનો અભ્યાસ કરવાનો લાભ મળ્યો, અને **'ભાલણ : એક અધ્યયન'** લખાયું. મ.સ. વિશ્વવિદ્યાલયના 'ગુજરાતી વિભાગ'ના અધ્યક્ષ ડૉ. ભોગીલાલ જ. સાંડેસરાએ આ અધ્યયન જોયું અને એનો વ્યાપક ઉપયોગ સુલભ બને એ માટે મ. સ. વિશ્વવિદ્યાલય, વડોદરા-સંચાલિત **'પ્રાચીન ગુર્જર ગ્રન્થમાલા'**માં લેવાનો વિશ્વવિદ્યાલયનો નિર્ણય મને જણાવ્યો. એના ફલસ્વરૂપે આ ગ્રન્થ અહીં પ્રસિદ્ધ થાય છે. ભાલણના વિષયમાં જે કાંઈ મારે કહેવાનું પ્રાપ્ત થયું છે તે સત્યોના તેમ જ માગ જૂના અભિપ્રાયોની વિચારણા સાથે અહીં અધ્યતન સ્વરૂપમાં મૂકવાનો આ મારો પ્રયત્ન છે. આ 'અધ્યયન'માં તેથી ભાલણના સમયના વિષયમાં પણ મારા તરફથી સવિસ્તર ચર્ચા કરવામાં આવી છે, જેમાં પૂર્વેના વિદ્વાનોની વિચારણાઓ પૂર્વપક્ષમાં (તેમ જ ઉત્તરપક્ષમાં પણ ક્વચિત્) મૂળના શબ્દોમાં (આ લખાણ હોય ત્યાં સારાંશરૂપે) આપવામાં આવી છે. ભાલણનો અભ્યાસ કરનારાઓને આ બધું ખૂબ જ કામ આવશે, મોટે ભાગે એક જ સ્થાને મળી જતું હોઈ.

ડૉ. સાંડેસરાએ અને મ.સ. વિશ્વવિદ્યાલયના સંચાલકોએ મારી આ સેવાને વધાવી લેઈ **'ભાલણકૃત નલાખ્યાન'** જેમ આને પણ પ્રસિદ્ધિ આપી છે એ બદલ એ સૌનો હું આભારી છું. અને જેઓને ઉદ્દેશી આ પ્રયત્ન થયો છે તેઓને ઉપયોગમાં આવશે તો એનાથી માગ આ પ્રયત્નની સાર્થકતા છે.

મધુવન, અમદાવાદ
તા. ૧૧-૭-૫૮

કેશવરામ કા. શાસ્ત્રી

# અનુક્રમ

# ૧. આદિ આખ્યાનકાર ભાલણની પૂર્વે

આજે હવે સર્વસ્વીકૃત થઈ ચૂક્યું છે કે કડવાબદ્ધ આખ્યાન-પ્રકારનો પુરસ્કારક પાટણનો કવિ ભાલણ છે. એનો સમય વિક્રમની સોળમી સદીથી આ બાજુ તો આવી શકે એમ નથી જ એ ભાલણના કડવા-પ્રકારમાં કડવાને અંતે 'ઊથલો' (પાછળથી જેને 'વલણ'નું નામ મળ્યું છે તે) .દાખલ કરી નાકરે કડવા બંધને વધુ ચોક્કસ કરી આખ્યાનપ્રવાહ વહાવ્યો એનાથી સારી રીતે સમર્થિત થઈ શકે છે. અને વ્રજભાષામાં પણ ભાલણે થોડી પદ રચના કરી હોઈ અને એ પદરચના-પ્રકાર ખીલવનારા કુંભનદાસ સૂરદાસ વગેરે વૈષ્ણવી અષ્ટછાપ કવિઓના અગ્રણીઓનો કવનકાળ, વિક્રમની સોળમી સદીના મધ્ય ભાગમાંથી શરૂ થતો હોઈ, અને એ પૂર્વે વ્રજભાષા કવિતાનું વાહન બનેલી મળતી ન હોઈ, એ પૂર્વે ભાલણને મૂકી શકાય એમ પણ નથી. એટલે જ્યારે ભાલણે વિક્રમની સોળમી સદીની ત્રીજી પચીસીમાં કડવાબદ્ધ આખ્યાન-પ્રકારને વહેતો મૂક્યો ત્યારે એ પ્રકાર અચાનક જ પ્રગટ્યો કે એની પૂર્વે એનો કોઈ પણ સ્વરૂપમાં પ્રસાર હતો એ જાણવું આનંદપ્રદ થશે. એના (પ્રથમ) 'નળાખ્યાન'નું જ બીજું કડવું અહીં જોઈએ :

કડવું ૨

રાગ કેદારો

વૈશંપાયન એમ ઓચરે, જનમેજ્ય શ્રવણે ધરે;
વિસ્તરે વાણીએ ગુણ પાંડવ તણા રે.

ઢાળ

પાસે રાય યુધિષ્ઠિર બોલે, બ્રાહ્મણ આગળ ભાખે;
નયણે નીર, નીસાસો મેહેલી દુઃખ પોતાનૂં દાખે. ૧૬

આ બીજું કડવું ૧૬ કડીનું છે. આમાં શરૂઆતની કડી 'ધ્રુવપદ'ની છે. એ કડીના અંત્યના શબ્દોના આવર્તનથી કડીઓના ઢાળાનો આરંભ થાય છે, અને તેથી અહીં 'ઢાલ' એવું સામાન્ય રીતે સર્વત્ર લખવામાં આવ્યું હોય છે. 'ધ્રુવપદ'ની કડી મોટે ભાગે ઢાળની કડીઓમાં નિરૂપાતા કથાનકનો ઉપક્રમ કરતી હોય છે અને આખ્યાનકાર કડવાં ગાઈ બતાવતો હોય છે ત્યારે એ 'ધ્રુવપદ'નું પ્રત્યેક કડીને અંતે આવર્તન કરતો હોય છે. બેશક, બધાં કડવાંમાં એ પ્રકારના આવર્તનનો નિર્દેશ કરવામાં નથી પણ આવ્યો હોતો. આપણે જ્યારે નાકરનો કડવાબંધ જોઈયે છિયે ત્યારે એ નીચે મુજબનો આકાર લે છે :

રાગ-રામગ્રી

સેવક ચાલ્યો માગી શીખ જી,
મન ન આણી શક્યો કોની બીહીક જી. (૧)

ઢાળ

મન ન અણીશ બીહીક કોની, જા તૂં પુરી મોઝાર;
પાણ સાહીને પ્રેમદાને લાવ્ય આણે દાર. (૨)

*

ખોળા તણો તૂં ખરખરો રે મન મ આણીશ, મૂઢ;
ભડ ભીમની ગદા બેસશે, રૂઠશે ગરુડારૂઢ. (૨૪)

વલણ (કે ઊથલો)

રૂઠશે ગરુડારૂઢ ને, આફણીએ તણો જાણુશો;
થોડા દાહાડામાં કાળ ખૂટયો; અભિમાન તાં મ આણુશો. (૨૫)
(પ્રા. કા. વિનોદ, સભાપર્વ–કડવું ૯ મું, પૃ. ૫૬–૫૮)

આમાં આપણને જેમ 'ધ્રુવપદ'માંથી ઢાળની કડીનો આવર્તનથી આરંભ મળતો હતો તે જ રીતે ઢાળના બાંધાની બધી કડીઓ પૂરી થઈ જતાં છેલ્લી કડીના છેલ્લા શબ્દોના એ જ પ્રકાર-

ના આવર્તનથી ‘ ઊથલા ’ની કડી સધાય છે અને જાણે કે કડવા-માંના પ્રસંગનો ઉપસંહાર થતો હોય તેમ એ ઊથલાની કડી અપાયે કડવું પૂરું થતું હોય છે.

કડવાબંધનું આ માત્ર સામાન્ય લક્ષણ છે અને ભાલણ તેમજ નાકર બંનેનાં કાવ્યોમાં એવાં પણ કડવાં સંખ્યાબંધ મળે છે કે જેઓમાં ધ્રુવપદની કડી ન હોય. નાકરનાં આખ્યાનોમાં ઊથલા વિનાનાં – ઊથલા અને ધ્રુવપદ વિનાનાં, ને ધ્રુવપદ વિનાનાં પણ કડવાં મળે છે. આવા વિકલ્પોથી આપણને આ બંધનાં મૂળ શોધવામાં વધુ સરળતા થાય છે.

## આખ્યાનનો વિષય :

ભાલણ નાકર વિષ્ણુદાસ શિવદાસ પ્રેમાનંદ વગેરેનાં આખ્યાનો-નો મુખ્યત્વે વિષય કયો છે એ સૌ જાણે છે. મહાભારત, રામાયણ, ભાગવત હરિવંશ વગેરે પુરાણો અને જૂનાં પૌરાણિક કથાનકોમાં ‘ ઉપાખ્યાન ’ નામથી જે આખ્યાયિકાઓ આવતી હતી તેમાંથી વસ્તુ લઈને ‘ આખ્યાન ’ની રચના કરવામાં આવતી હતી. આ ‘ આખ્યાન ’સંજ્ઞા આપણને અત્યારે તો સૌથી પ્રથમ ભાલણની કૃતિઓમાં મળે છે; જેમકે —

> ‘ તાત્પર્ય સકલ અર્થ પદમધે બાંધ્યૂં નલ–આખ્યાન. ’
> ( નળાખ્યાન : ૧–૬ )

અને ‘ નળાખ્યાન ’ને અંતે પણ —

> ‘ યુધિષ્ઠિર આનંદ પામ્યા સાંભળી આખ્યાન. ’
> ( નળાખ્યાન : ૩૩–૩૫ )

આમ ભાલણ પોતાની આ પ્રકારની કૃતિઓને ‘ આખ્યાન ’ કહેવા માંડે છે ત્યારે નાકર જેવા રાસોને અનુસરી આ જ પ્રકારની કૃતિઓને ‘ રાસ ’ કહે છે; જેમકે —

> ‘ અજ્ઞતણુના મિ કીવો રાસ, કહિ નાકર હૂ હરિનો દાસ ’
> ( નળાખ્યાન : છેલ્લું કડવું )

અને એ પછીનો ખંભાતનો વિષ્ણુદાસ પણ પોતાની આવી કૃતિઓને ' રાસ ' કહે છે; જેમકે —

' રામકૃપાએ કીધો રાસ, કર જોડીને કહે વિષ્ણુદાસ. '
( રુક્માંગદપુરી : છેલ્લું કડવું )

પરંતુ નાકર અને વિષ્ણુદાસની આ કૃતિઓ કડવાબદ્ધ આખ્યાનો જ છે એ વિશે કશી શંકા નથી. બેશક, ભાલણને ' રાસ ' શબ્દ અજાણ્યો નથી અને દશમસ્કંધમાં આવતા ' રુક્મિણી-હરણ ' ના છેવટના ભાગમાં ' ગાન કરે જે પ્રેમશું એ કૃષ્ણવિવાહ–રાસ ' ( પૃ. ૨૮૦, પદ ૩૪૧ ) એમ આખ્યાન-પ્રકારને માટે એ વાપરે પણ છે. પણ એ આમ અપવાદે જ; બાકી તો એ ' આખ્યાન '–પદ્ધતિનો પુરસ્કારક હોઈ કડવાબંધ ઉપરની એની હથોટીનો ' કાદંબરી 'ના સારાનુવાદમાં પણ સફળતાથી અખતરો કરે છે; અને એટલેથી જ ન અટકતાં ' કાદંબરી ' ને પણ એ ' આખ્યાન ' કહે છે; જેમકે —

" તે માંટિ સંક્ષેપિ કરી મુગ્ધબોધની કાદંબરી.
કથામાત્ર લેઈ રસ–સાર કહિ 'ભાલણ' બુદ્ધિમાનિ પ્રકાર.
ભાષાઇ કીધૂં આખ્યાન, રસિક મુગ્ધ રીઝવવા ગાન.
વિપ્રલંભ શૃંગાર સંયોગ પ્રીતિ ઘણી ઊપાઈ ભોગ. "
( કાદંબરી : પૂર્વભાગ–અંતભાગ )

ઉત્તર ભાગને અંતે આવો કોઈ નિર્દેશ નથી; છતાં પુષ્પિકામાં નીચે મુજબ જોવા મળે છે :

इति श्रीकादंबरी...उपाख्यान ब्राडीभालणकृत संपूर्ण ॥
( સં. ૧૬૭૨ ની એકમાત્ર હાથપ્રતનો અંતભાગ )

ભાલણે જ આ ' ઉપાખ્યાન ' શબ્દ પ્રયોજ્યો છે કે પરંપરાથી લહિયાએ પ્રયોજ્યો છે એ કહેવાનું આપણી પાસે કોઈ પ્રામાણિક સાધન નથી; માત્ર એટલું કહી શકાય કે સં. ૧૬૭૨ માં આ કથાને ' ઉપાખ્યાન ' કહી શકાતું હતું.

આમ ' ઉપાખ્યાન ' અને ' આખ્યાન 'નો અનન્યતા-ભાવ આમાંથી સમજાય. બેશક, કાદંબરી તો માત્ર કાલ્પનિક કથા છે, આમ છતાં ભાલણે એનો સારાનુવાદ પોતાનાં આખ્યાનોને માટે સ્વીકારાયેલા કડવાબંધમાં કર્યો હોઈ એને એ ' આખ્યાન ' શબ્દથી જણાવે છે. પરંતુ ભાલણ પછી તો કડવાબંધ ધાર્મિક પૌરાણિક કથાનકોને માટે જ વ્યાપક થવાને કારણે ' આખ્યાનો 'થી ધાર્મિક કથાનકોનો બોધ વ્યાપક બન્યો – અને એ જ પરંપરામાં છેલ્લા સમર્થ આખ્યાનકાર પ્રેમાનંદે આખ્યાનો બાંધ્યાં અને ભક્તચરિતનો પણ એમાં સમાવેશ કરી નરસિંહ મહેતાના જીવનને લગતાં હૂંડી વિવાહ શ્રાદ્ધ અને મામેરું એ કાવ્યો ગોવિંદ અને વિશ્વનાથ જાની તેમજ હરિદાસ વાળંદ વગેરેની પદ્ધતિએ ગાયાં. પરંતુ સામાન્ય રીતે પૌરાણિક ઉપાખ્યાનો જ ' આખ્યાન 'નો વિષય રહ્યાં. અને આ ઉપાખ્યાનો જ ગુજરાતીમાં ભાલણને હાથે ' આખ્યાન ' સંજ્ઞા પામ્યાં હોઈ ગુજરાતી આખ્યાનોને માટે સં. ' આખ્યાન ' શબ્દનો પ્રયોગ આપણને એની મૂળ લાક્ષણિકતાથી થોડો વિચલિત થયેલો મળે છે. વ્યુત્પત્તિની દૃષ્ટિએ તો आ=ચારે બાજુથી ख्यान (' ख्या કહેવું ' ધાતુનું ક્રિયાવાચક નામ=કથન) કહેવામાં આવે તે आख्यान આટલો જ શબ્દાર્થ છે; પરંતુ રૂઢિથી ' आख्यानं पूर्ववृत्तोक्तिः (આપ્તેઃ શબ્દકોશ)–' પૂર્વના બનેલા બનાવોનું કથન ' એવા અર્થમાં મળ્યો. કાલિદાસે પણ આવા અર્થ સાથે आख्यानविद् શબ્દનો ઉપયોગ (માલવિકા–૨) કર્યો છે; અને મનુસ્મૃતિમાં પણ आख्यानानीतिहासांश्च पुराणानि खिलानि च (૩-૨૩૨) એમ ' આખ્યાનો ઇતિહાસો પુરાણો અને હરિવંશ જેવાં ખિલ પુરાણ ' એવી કોટિઓ જોવા મળે છે. આર્ષકાવ્યમાં સર્ગને ' આખ્યાન ' કહે છે – એમ સાહિત્યદર્પણકાર વિશ્વનાથ કહે છે. એ રીતે મહાભારત વગેરેમાં इतिहास पुरातनम् શબ્દોથી ' ઉપાખ્યાનો 'નો ઉપક્રમ કરવામાં આવે છે; એટલે મુખ્ય કથાનક જે ચાલતું હોય તેમાં દૃષ્ટાંત તરીકે કે આડકથા તરીકે આપવામાં આવતાં ' ગૌણ

આખ્યાન તે ઉપાખ્યાન '–એમ नलोपाख्यान–सावित्र्योपाख्यान–रामोपाख्यान વગેરે મહાભારતમાં આપવામાં આવેલાં છે. અને આચાર્ય હેમચન્દ્રે ખુલાસો કર્યો જ છે કે–प्रबन्धमध्ये परबोधनार्थं नलाद्युपाख्यानमिवोपाख्यानमभिनयन् पठन् गायन् यदेको ग्रन्थिकः कथयति तद् गोविन्दवद् आख्यानम् (કાવ્યાનુશાસન : ૮–૮ ની સ્વોપજ્ઞ ટીકા)–પ્રબન્ધોમાં બીજાને ઉપદેશ આપવા નલોપાખ્યાન વગેરેની જેમ ઉપાખ્યાનનો અભિનય કરતો, પાઠ કરતો, ગાતો એક ગ્રંથકાર જે કહે છે તે આખ્યાન; જેમકે 'ગોવિંદ આખ્યાન.'— આ પરંપરામાં ગુજરાતી કવિઓએ પછી એકલો 'આખ્યાન' શબ્દ જ સ્વીકાર્યો છે.

**કડવાબંધ :**

ભાલણે વહેતાં મૂકેલાં આખ્યાનોનો બંધ કડવાંનો છે. ભાલણની પૂર્વે कडवक શબ્દનો પ્રયોગ થયેલો છે અને ખાસ કરીને અપભ્રંશનાં સંધિબંધ કાવ્યોમાં પ્રત્યેક નાના એકમને માટે એ પ્રયોજાતો, અને એમાં અંતે 'ध्रुव' એટલે 'ध्रुवा' 'ध्रुवक' અથવા घत्ता આવતી. આ વિશેનું વિધાન પણ આ૦ હેમચંદ્ર જેટલું જૂનું છે. 'છંદોનુશાસન'માં આ૦ હેમચંદ્ર જણાવે છે કે :

सन्ध्यादौ कडवकान्ते ध्रुवं स्यादिति ध्रुवा ध्रुवकं घत्ता च ।

(અધ્યાય ૬–૧)

'સંધિકાવ્યના આરંભમાં અને પ્રત્યેક કડવાને અંતે ધ્રુવ આવે.' અને ધ્રુવપદને માટે 'ઘત્તા' ૩૧ માત્રાનાં બે ચરણોની પ્રયોજાતી. 'કડવક'માં આ અંતે આવતી. અને અપભ્રંશમાં તો મહાપુરાણ પઉમચરિઉ કરકંડુચરિઉ જસહરચરિઉ દોહાકોશ વગેરે અનેક સંધિકાવ્યો રચાયેલાં જોવા મળે છે. સામાન્ય રીતે આવાં 'કડવકો'માં ૨૦ થી ૩૨ ચરણ આવતાં. આમાં મોટે ભાગે ૧૬ માત્રાના માત્રામેળ છંદોનો પ્રયોગ થતો; પણ ઘણે ભાગે એ છંદ ચરણાકુળ રહેતો. આપણને આ પાછલો પ્રકાર તુલસીદાસના 'રામચરિતમાનસ'માં વ્યાપક રીતે મળે છે—જ્યાં 'ઘત્તા'ને સ્થળે 'દોહા' ને ક્વચિત્ 'સોરઠો' પણ મળે છે.

અને અપભ્રંશનાં સંધિકાવ્યોમાં માત્રામેળ અનેક છંદો પ્રયોજાતા એટલે 'કડવક'માં અનેક તજ્જન્ય દેશી બંધોનો વિકાસ થયો છે એ સ્વયં પ્રમાણિત થઈ રહે છે.

પરંતુ આ 'કડવક' નામ પડ્યું શાથી? આ. હેમચંદ્ર તો સંસ્કૃતીકરણ પામેલો कडवक શબ્દ જ નોંધે છે—જાણે કે એ સંસ્કૃત શબ્દ છે એ પ્રમાણે જ. પણ પારિભાષિક સ્વરૂપ પામેલા આ શબ્દનો અર્થ શો છે એ આમાંથી સ્પષ્ટ થતું નથી. સ્વાર્થે લાગેલા 'क' પ્રત્યયને દૂર કરીએ તો આમાં આપણને પ્રાકૃત શબ્દ *कडव જોવા મળે છે અને સ્વાર્થે લાગેલા कને લક્ષ્યમાં લઇયે તો એ શબ્દ *कडवअ– હોઈ શકે. આ રૂપને નજીકમાં નજીક સં. શબ્દો *कृत-पद– અને *कट-पद– હોઈ શકે. ભાષાશાસ્ત્રીય વિકાસમાં તો कट– એ कृत–નો જ વિકાસ છે; છતાં અર્થની દૃષ્ટિએ પછી ભેદ મળે છે અને એમાં *कृत-पद='જેનાં પદ કરાયાં છે' એ અર્થનો *कडवअ– સાથે સંબંધ હોય એના કરતાં *कटपद–નો સંબંધ વધારે સંગત થઈ પડે એમ છે. 'कट'ના અનેક અર્થોમાં એક અર્થ 'પાટિયાનો ટુકડો' એવો થાય છે. આ જ શબ્દના વિકસિત कटकનો 'કડું' એ અર્થ તો ખૂબ જ જાણીતો છે. આમાંથી આપણને 'એક પટ્ટીમાં જોડાયેલાં પદોનો સમૂહ' કે 'કડાના રૂપમાં એકબીજાંની સાથે જોડાયેલાં પદોનો સમૂહ' તે *कट-पद( અથવા *कटक-पद ) > *कडवअ ( અથવા *कडअवअ ). અને આજે ગુજરાતીમાં સંપૂર્ણ શ્લોકને કે પૂરાં ચરણોના પદ્યને આપણે 'કડી' કહીએ છીએ. આ 'કડી' શબ્દ તો સં. कटिका > પ્રા. कडिआ > અપ. कडिअ > ગુજ. કડી એમ ઊતરી આવ્યો છે. એટલે કાવ્યોનો શ્લોકાત્મક એકમ્ કડી <સં. कटिका તો એવી કડીઓના સમૂહ માટે કડવું <અપ. कडवउँ <પ્રા. *कडवअं <સં. *कटपदम्– આમ એનો પારિભાષિક અર્થ બંધ બેસી રહે છે.

વિશ્વનાથ 'સાહિત્યદર્પણ'માં अपभ्रंशनिबद्धेऽस्मिन् सर्गाः कुडवकाभिधाः

( ૯-૩૨૭ ) એમ 'कडवक'ને બદલે 'कुडवक' શબ્દ આપે છે. સં.માં તેલ ભરવાના ચામડાના કુલ્લાને માટે कुतुप- શબ્દ છે. એના ઉપરથી कुडव- થઇ 'કૂડલું-કુડ્લું' શબ્દ ગુજ.માં આવ્યો છે. માણ ભટ્ટો તાબાની માણ વગાડે છે તે પૂર્વમાં ચામડાની હોય અને એના ઉપર વગાડી ગ્રથિકો 'આખ્યાન' ગાતા હોય તો કદાચ-'કડવું' શબ્દનો સબધ સ. कुतुप- સાથે હોય. એવો બીજો શબ્દ ભાંડ-વાદ્ય વગેરે માટે कुतप- છે; એમાથી कुडव- ની એટલી જ શકયતા છે. પણ આનો નિશ્ચય કરવાનું કાર્ય સરળ નથી.

અને જૂની ગુજરાતીની કૃતિઓમાં 'કડવા' આપણને જોવા પણ મળે છે. અને વસ્તુપાલ-તેજપાલના સમકાલીન વિજયસેનસૂરિનો 'રેવંતગિરિ રાસુ' ૨૦-૧૦-૨૨-૨૦ કડીઓનાં ચાર કડવાંમા મળે છે-જેમાં ૧ લા કડવામા 'દોહો,' ૨ જા કડવામાં છ ચરણોનો મિશ્ર છંદ, ૩ જામાં 'દોહો' અને ૪ થામાં 'સોરઠો' ગેય દેશીઓના રૂપમા જોવામા આવે છે.

'`'કડવક' મૂળ સંધિકાવ્યોનો એકમ હતું, પરંતુ ગુજરાત-મારવાડમા થયેલા અપભ્રંશના ઉત્તરકાલીન વિકાસમા સધિકાવ્યોના સ્થાનમાં નાના નાના રાસ શરૂ થયા તેમાં ભાસ ( <સં. भाषा ) અને ઠવણી ( -અપ. ठवणिअ < पा ठवणिआ <સ. „स्थपनिका= स्थापनिका )- આ બે પારિભાષિક શબ્દ પ્રચારમા આવ્યા. અને મોટે ભાગે એ જ પ્રચારમાં રહ્યા છે. 'રાસ'માંથી પ્રબંધકાવ્યોનો વિકાસ થયો 'અને સળંગ બંધની રચના થઈ ત્યારે પછીથી મોટાં કાવ્યોના ખંડ પડયા; તો મૂળની 'ભાસ' અને 'ઠવણી'નું સ્થાન જરા મોટા 'ઢાલ' શબ્દથી જાણીતા પારિભાષિક શબ્દે લીધું. આ 'ઢાલ' એટલે ગેય દેશીનો એક પ્રકારનો એકમ. અને જ્યારે આખ્યાનબંધના 'કડવા'નો વિચાર કરિયે છિયે ત્યારે એમાં ઉઠાવની 'ઘત્તા'ના જેવી ધ્રુવ પંક્તિઓ, એના પછી 'ઢાલ', અને નાકરના સમયથી ઉમેરાયેલા 'ઊથલા'નાં દર્શન કરી શકિયે છિયે. આમાંના 'ધ્રુવ' અને 'ઢાલ'ના પ્રકારનો આવર્તનાત્મક સંબંધ છેક સ. ૧૨૪૧માં રચાયેલા

'ભરતેશ્વરબાહુબલિરાસ'માં જોવા મળે છે. ખાસ કરી "સરસ્વતી ધઉલ" તરીકે જાણીતા મથાળે 'ધઉલ' અને 'ત્રૂટક'ની પરંપરા સાંકળીથી સંકળાયેલી જોવા મળે છે; જેમકે—

"હિવં સરસ્વતી ધઉલ—

તઉ તહિં બીજઇં દિણિ સુવિહાણિ, ઊઠીઉ એક જ અનિલવેગો,
સઉવડ સમહરે વરસએ બાણિ, જયસુત જીલીયએ છાવડુ એ;
અરીયણ સંગમઇ અંગોઅંગિ, રાઉતો રામતિ રેણિ રમઇં એ,
લડસડ લાડઉ ચડીય ચઉરંગિ, આરેયણિ સયવંર વરઇં એ ॥ ૧૪૪ ॥

ત્રૂટક—"વર વરઇં સયંવર વીર, આરેણિ સાહસ ધીર;
મંડલીય મિલિયાં જાન, હુય હીસ મંગલ ગાન;
હુય હીસ મંગલ ગાનિ ગાજ્યિ, ગયણ ગિરિ ગુહ ગુમગુમઇં,
ધમધમીય ધરયલ સસીયન સંકઇ, સેસ કુલગિરિ કમકમઇ.
ધસધસીય ધાયઇ ધારધા વલિ, ધીર વીર વિહંડએ,
સામંત સમહરિ, સમુ ન લહઇ, મંડલીક ન મંડએ ॥ ૧૪૫ ॥"

આ જ પ્રકાર આપણને ફાગુ કાવ્યોમાં પણ મળે છે; ત્યાં ધ્રુવકડી તરીકે 'રાસક'ની એક કે બે કડી અને એની સાથે 'અઢૈઉ' સંકળાયેલો હોય છે; જેમકે—

રાસક

"સરસતિ સરસ તિ મુઝ મતિ દેવી એ, દેવીય તું જણ સાર રે,
નીલકમલદલસામલ જિનવર વરણવું નેમિકુમાર રે. ૩
જગરંજણ રણિ મયણવિહંડણ, મંડણ ગિરિ ગિરનાર રે;
સુરનર કિંનરવર નિત વંદિત, કામિત ફલ દાતાર રે. ૪

અઢૈઉ

કામિત ફલ દાતાર, સામી નેમિકુમાર;
હાર મનોહરુ એ મુગતિરમણિવરુ એ. ૫
યાદવ શણગાર, ધાવનિવારણહાર;
તારણ ત્રિભુવન એ, જિનમનરંજન એ.

(પ્રાચીન ફાગુ સંગ્રહ–સુરંગાભિધનેમિ–ફાગ. પૃ. ૭૦)

નરસિંહ મહેતાએ ખાસ કરી એની ચાતુરીઓમાં ' ભરતેશ્વરબાહુબલિરાસ ' ના ' સરસ્વતી ધઉલ ' નો ' ત્રૂટક ' અને ' ધઉલ '-નો પ્રકાર પણ સ્વીકાર્યો છે; જેમ કે—

' સુણોજી અબોલડા આધાર, નિસા કિહાં કીધલો વિહાર ?   ૧

ઢાળ—વિહાર અતિ સુકુમાર અંગે કહોને રજની કિહાં રમ્યા,
યુવતી તે અતિ બલવંત સેને, કોમલ અંગે કિમ ખમ્યા ?   ૨
કોહેસ્યો તે રલિયાત થાસ્યૂં, નહિ કંઈ રીસ લગારિ.
જો કરમો સંકોચ તો વઢવાડનો વિસ્તાર.   ૩
સુણોજી સલુણડા રે કંથ,
કેમ્હ નિસ આવિયા આણે પંથ ?   ૪

ઢાળ- પંથ સી પર આવિયા ? ઉજાગરા આણી વેષ ?
ભર વિલાસમેં હસે તિહાં કેમ પાડયો ભેપ ? ૫
ફેરી ચાલો, હૂં સાથે આવૂં અને જોઉં જુગત અપાર;
તમને તે દેખૂં લડાવતી, તેને આપું હિયાનો હાર. ૬
(ચાતુરી : પૃ. ૫૭-૫૮)

ઢાળની ચારે પંક્તિઓ હરિગીતની દેશીમાં ' ભરતેશ્વરબાહુ-બલિરાસ 'ના જેવી જ મળે છે. નરસિંહ મહેતામાં આ પ્રકાર વધુ ખેડાયો નથી અને ચાતુરીઓમાં ધ્રુવાની કડી અને પછી કડીઓનાં નાનાં કડવાં જ સધાયાં છે; જેમકે

" સુણોજી સલુણડા રે, રેણુ રાસ રમ્યા ને ભરો છો તમ્હે નેણ;
સં દુઃખ છે રે તમ્હને નાથ, વલ્હહા, કહોને મુઝને વાત. ૧

ઢાળ- વાત કહોને વલ્હહા, કાં થઈ રહ્યા છો ઉદાસ ?
સિયાને તે કાજે સ્વામજી મૂકો છો મુખ નિસાસ? ૨ "
વગેરે (ચાતુરી ૧લી, પૃ. ૫)

અને ૧૧ કડીની આ ચાતુરી છે. આમ કડીઓમાં વધઘટ પ્રમાણે મોટા ભાગની ચાતુરીઓ રચવામાં આવી છે. આ પ્રકારમાં ' ત્રૂટક ' પદ્ધતિની ધ્રુવાની નાના ટુકડા જેવી પંક્તિઓને બદલે વ્યવસ્થિત લાંબા માપની પંક્તિઓ છે. આવો જ પ્રકાર સં.

૧૫૨૯માં એટલે કે નરસિંહ મહેતાના વૃદ્ધમાન્ય કાળના અંત-ભાગમાં કર્મણ મંત્રીએ રચેલા 'સીતાહરણ' નામના સળંગ કાવ્યમાં વચ્ચે અપાતાં સ્વતંત્ર પાંચ 'ધૂલ'માં જોવા મળે છે; જેમકે

"સેન મલિયાં સવિ સાયરતીરઇ, વીર હનુમંત વીનવઇ ઘણું એ.
'જાએસિ લંકા, મોધિસિ સીતા, અહિનાણ આપુ તુમ્હ તણું એ.' ત્રૂટક
અહિનાણ લેઇ નઇ સાંચરિઉ, તતખિણ ઊઠ્યુ વીર;
સાયર જુ ઊલંઘિઉ; પુહુતુલુ પેલઇ તીરિ." વગેરે
(પંદરમા શતકનાં પ્રા. ગુ. કાવ્ય, પૃ. ૪૫)

આ પાંચ ધવલને સ્વતંત્ર એક એકમ હોય તે રીતે પાંચમા ધવલને અંતે કર્તાના નામની છાપ જોવા મળે છે; જેમકે

"સીતાહરણ જે સાંભલઇ, રામ લાગઇ પાય,
કર જોડી કર્મણ વીનવઇ, પાતિગ દૂર પલાય." (એજન, પૃ. ૫૦)

પહેલાં ચાર ધવલને અંતે કર્તાની છાપ નથી એ સૂચક છે. આ લાક્ષણિકતા તો સ્વતંત્ર નાનાં નાનાં પદોની હતી એ આપણે જેમ નરસિંહ મહેતાનાં સેંકડો પદોમાં જોઈ શકિયે છિયે તેમ કર્મણ અને વીરસિંહની કૃતિઓમાંનાં પદોમાં પણ જોઈ શકિયે છિયે :

કર્મણ : ઉપરનાં ધવલોની પૂર્વેના ૧ ધ્રુવપદ અને ૩ કડીઓના 'સપનગીત'ને અંતે :

" મંત્રી કર્મણચુ સ્વામી અયોધ્યા રામ સીતા લેઇ વલિયા. મઇ૦ "
(એજન, પૃ, ૪૪)

વીરસિંહ : એના 'ઉષાહરણ'માં 'કેદારા'ના એક પદની નીચે :

"વરસંગ ભણઇ : પ્રતીતિ ઊપની તુ દીવડિ શગ દીધી–નિશિ૦ "
(ઉષાહરણ)

પદોમાં કર્તાની છાપની પદ્ધતિ આપણને સં. ૧૪૧૭ની હંસાઉલિનાં વિરહગીતોમાં પણ મળે છે; જેમકે

"ભણિ અસાઇત : ભવઅંતરિ સમરિ સામણિ કંત;"
('હંસાઉલિ' પૃ. ૮૧)

આ જ યુગના પણ મારવાડના ઝાલોરમા જઈ વસેલા વીસનગરના કવિ પદ્મનાભના 'કાન્હડદેપ્રબંધ'માં નવ જેટલા ગીત અપાયા છે છતાં એમાં કર્તાના નામની છાપ જોવા મળતી નથી, જ્યારે નજીકના-આબુ નજીકના શિરોહીના વતની માંડણ બંધારાએ જે સ્વતંત્ર પદો રચ્યાં છે તેમા 'મંડણુ' 'માંડણુચા સ્વામી' જેવી છાપ જોવા મળે છે (કવિચરિત-બીજી આવૃત્તિ-પૃ. ૮૫) કે જેવી સિદ્ધપુરમા 'હરિલીલાષોડશકલા'ની અને પ્રભાસપાટણમા 'પ્રબોધપ્રકાશ'ની રચના કરનારા ભીમનાં પદોમાં 'ભીમ ભણિ' 'ભીમસ્વામી' 'ભીમ કેશવદાસ કર જોડી વીનવિ' વગેરે છાપ મળે છે. (એજન, પૃ. ૯૮-૧૦૦)

અને સં. ૧૫૪૬માં 'ઉમરેઠ'માં પોતાનું કાવ્ય રચતા ખડાયતા બ્રાહ્મણ જનાર્દને 'ઉષાહરણ'નાં બત્રીસે કડવાંમાં 'ભણઇ જનાર્દન' 'જનાર્દન ભણઇ' 'જનાર્દન ભણિ' 'ભણઇ... ...જનાર્દન' 'ઇમ કહિ ત્રવાડી જનાર્દન' 'ભણઇ ત્રવાડી જનાર્દન' આમાના કોઈ પણ એક પ્રકારે છાપ જોવા મળે છે (માત્ર ૩૧ મા એક પદ નીચે જોવામાં નથી આવતી) (પ્રા. ગુ. કા. પૃ. ૭૫-૯૫)-અને કવિ આ પોતાના કાવ્યને 'એકમના જે ગાયઇ, સાંભલઇ જે રાસ' આમ આરંભમા 'રાસ' કહે છે (એજન, પૃ. ૭૫). આ ૩૨ કડવાંમાંનાં બધાં જ નિરૂપણાત્મક છે, અને એમાં કોઈ પણ પદ નથી. બેશક, મોટા ભાગનાં ગેય કડવાં વિવિધ દેશીઓમાં બંધાયેલાં છે અને ભવિષ્યના આખ્યાનકારોને બાંધવાનાં કડવાની વિવિધતાનાં બીજ મૂર્ત કરી આપે છે, જેમાં ચરણોને અંતે 'સાહેલડી રે' (કડવું ૧૦મું), 'ન પરણું રે અસુરકુંઆરી-કાંઈ ન પરણું રે અસુર-કુંઆરી' (એવી આંતરે શબ્દાવલી) (કડવું ૧૬ મું), 'મલ્યા મન મેલવ્યા એ' (કડવું ૧૭ મું), 'હર ગોપાલા રે' (કડવું-૨૭મું), અને 'શ્રીરંગ આવ્યા ઉષા અનિરુદ્ધસ્યૂ' (કડવું ૩૨ મું)-આવો પ્રકાર જોવા મળે છે. પણ એમાં નરસિંહ મહેતાની ચાતુરીઓમાં છે તેવી 'ઢાળ' પહેલાંની ધ્રુવપંક્તિઓ જોવા નથી મળતી, એટલે કે

આખ્યાનપ્રકારમાં ‘કડવા’ને ધ્રુવપંક્તિ જોવા નથી મળતી; પદ્ધતિ પદપ્રકારની જ રહે છે.

જૂનાગઢના સં. ૧૫૬૫માં ‘ગૌરીચરિત્ર’ રચતા અડાલજા મોઢ શ્રીધરે કડવાબંધમાં વિશેષતા સાધી છે અને એમાં ધ્રુવપંક્તિઓ વધુ વ્યવસ્થિત બને છે–એટલું જ નહિ, કડવાને અંતે ‘વલણ’ જેવો પ્રકાર પણ જોવા મળે છે; જેમકે–

> "શા ભણી શિવે સતાપ માંડ્યો, દૂભાયો મેં નહિ હરી;
> વેણીની વાત તો હું ન જાણું, શિર વહે છે સુર-સરી. ૫
> સુરસરી મંદિર માહે મૂકી, ગિરે વિટંબન કરે ઘણું;
> માયા ધરીને ધ્યાન ચૂકવું, કહે ભવાની હરતણું." ૬
> (બૃ. કા. દો. ભાગ ૬, પૃ. ૪૭૭)

જોકે ક્યાંય પણ ‘વલણ’ કે ‘ઊથલો’ શબ્દ જોવા મળતો નથી, છતાં કડવાં ૫-૬-૭-૮-૧૧-૧૨-૧૩-૧૪-૧૫માં આવો સોંકળીપ્રકાર મળે છે જ.

આમ પદપ્રકાર અને કડવાપ્રકાર વચ્ચે સમન્વય સાધતી પદ્ધતિનો વિકાસ સં. ૧૫૬૫ સુધીમાં જોવા મળે છે, જ્યા શ્રીધરના ‘ગૌરીચરિત્ર’ના કડવાં છ કડીથી તો વધતાં જ નથી.

આરંભમાં જ સ્પષ્ટ કરવામા આવ્યું છે કે મહાભારત અને રામાયણ તથા ભાગવતાદિ બીજાં પુરાણોમાંથી વસ્તુ લઈ આખ્યાનો બાધવામા આવ્યાં છે. ભાલણની પૂર્વે જૈનેતર કવિઓમાં કર્મણ અને માડણ ‘રામકથા’ની રચના કરે છે, તો માંડણ ‘રુક્માંગદ-કથા’ પણ રચે છે, જ્યારે વીરસિંહ જનાર્દન અને દેહલ ‘ઉષા-અનિરુદ્ધચરિત’ બાધે છે, અને સિદ્ધપુરમા રહી ભીમ આખા ‘ભાગવત’નો સાર બાધી આપે છે આમાં જનાર્દન માત્ર નાનો કડવાબંધ લે છે, જ્યારે બાકીના તો સળંગ બંધના ચોપાઈ–ચોપાઈ-દાવટી-પૂર્વછાયુ કે એવા પ્રકારના કાવ્ય રચી આપે છે. આ જાતની પરંપરા આ કવિઓ પાસે જૈન રાસકારોની વિસ્તરેલી પડી

હતી. વચ્ચે આ કવિઓ જરૂર પડતાં ગીતો મૂકતા, પણ અલ્પ સંખ્યામાં જ. આપણને કડવાબંધનો સાચો આરંભ તો જનાર્દનના 'ઉષાહરણ' (સં. ૧૫૪૬–ઉમરેઠ) માં જ જોવા મળે છે.

અહીં આપણે નરસિંહ મહેતાને નજર બહાર ન રાખી શકિયે, કેમકે એણે પણ ઠેક અંશે નિરૂપણાત્મક કહી શકાય તેવા 'સુદામા ચરિત' અને સ્વચરિતને લગતાં 'વિવાહ' 'મામેરું' 'હાર' અને 'હુંડી' એ કાવ્ય આપ્યાં છે. આમાં 'સુદામાચરિત'ને તો 'આખ્યાન' જ કહી શકાય, કારણ કે ભાગવત–દશમસ્કંધમાં આવતા 'સુદામાચરિત'નો આમાં વિસ્તાર મળે છે; બેશક, એણે મુખ્યત્વે ઝૂલણામાં પદપ્રકારે જ એ બાંધ્યું છે. આ આખો પ્રકાર નામદેવના અભંગોનો એણે વિકવાસી કૃષ્ણને લગતાં કૈંક નિરૂપણાત્મક અને કૈંક ઊર્મિરૂપ પદોની રચના સાધી છે. 'ચાતુરીઓ' વગેરે તો એમાંની મોટા ભાગની કડવા–બંધમાં હોવા છતાં પણ ઊર્મિરૂપ પદોના પ્રકારની જ હોઈ એને 'આખ્યાન' પ્રકારમાં આપણે મૂકી શકિયે નહિ. 'સ્વચરિત'નાં પદ મોટે ભાગે નિરૂપણાત્મક છે, પણ એ પૌરાણિક વિષયનાં નથી તેથી 'આખ્યાન'કોટિમાં ન આવે. હા, એ આખ્યાનકોટિમાં આવી શકે, જો બીજા કોઈ આખ્યાન-કારે એને 'ભક્તચરિત' તરીકે બાંધ્યાં હોય; અને આપણે જોઇયે જ છિયે કે વિષ્ણુદાસ, ગોવિંદ, કૃષ્ણદાસ, વિશ્વનાથ જાની, હરિદાસ, પ્રેમાનંદ વગેરેએ નરસિંહ–ચરિતને આખ્યાનનો વિષય બનાવ્યું પણ છે.

આમ સળંગ બંધનાં અને કડવાબંધનાં એમ બે પ્રકારનાં આખ્યાન-નિરૂપણ આપણને સં. ૧૫૫૦ લગભગ જોવા મળે છે. આમાંનો કડવાબંધ ભાલણ અપનાવી લે છે અને વિપુલ પ્રમાણમા આખ્યાનોની રચના કરે છે. નીચેનાં એનાં કડવાબદ્ધ આખ્યાન મળે છે :

૧. સપ્તશતી, ૨. જાલંધર આખ્યાન, ૩. નળાખ્યાન, ૪. મામકી આખ્યાન, ૫. ધ્રુવાખ્યાન, ૬. મૃગીઆખ્યાન અને ૭. દશમસ્કંધ. ૮ મું દુર્વાસા આખ્યાન તૂટક છે અને એનાં મળતાં કડવાંમાં

'ભાલણ'ની છાપ નથી એટલે ભાલણની એ કૃતિ ચોક્કસ છે એમ કહી શકાય નહિ. ૯ મા 'દ્રૌપદીવસ્ત્રાહરણ'નાં પદ મળે છે તો એમાં સંગત થાય તેવાં 'કૃષ્ણવિષ્ટિ'નાં પણ ૪ પદ મળે છે. આ બને કદાચ એક ગ્રંથના ભાગ હોઈ શકે.

એની ૧૦ મી રામકથાને લગતી કૃતિઓ બધી જ વિવિધ પદોમા છે અને સળંગ ક્રમે મૂકવી હોય તો રામબાલચરિત્ર–રામવિવાહ અને રામાયણ એ ક્રમે મૂકી શકાય, અને એને એક જ 'રામ ચરિત' મથાળે સાંકળી લેવાય. એનાં ઉદ્ધવાગમન, રુક્મિણીહરણ અને કૃષ્ણબાલલીલાનાં પદ એ તો 'દશમસ્કંધ'ના જ ભાગ છે; બેશક, કૃષ્ણલીલાનાં એવાં પણ કેટલાંક પદ મળે છે કે જે 'દશમ-સ્કંધ'માં નથી; પરંતુ 'દશમસ્કંધ ની સળંગ કથામાં અનેક સ્વતંત્ર પદો આમેજ થઈ ગયાં છે તેવાં જ આ આમેજ ન થયેલાં પદ છે. 'દશમસ્કંધ'નો અભ્યાસ કરનારાને એ લાગ્યા વિના રહેતું નથી કે સંખ્યાબંધ પદ ભાલણનાં જુદે જુદે પ્રસંગે સ્વતંત્ર જ રચાયેલા અત્રતત્ર દાખલ થયાં છે—અને કયાંક ક્યાંક તો એ દ્વિરુક્તિ જેવાં પણ બની રહે છે, એટલે ભાલણે કડવાબદ્ધ દશમસ્કંધની રચનાની પૂર્વે કે પછી સ્વતંત્ર રીતે ઊર્મિના ઉછાળા લેતાં ભાવગીત રચ્યા હશે તેવાંમાંનાં મોટા ભાગનાં ભાલણના સમયમાં કે પછી 'દશમસ્કંધ'ની વાચનામા ઉમેરી લેવામા આવ્યા છે

એણે ૧૧મી કૃતિ 'શિવભીલડીસંવાદ'—'હરસંવાદ' રચી છે તે સળંગ બંધનું ૮૦ કડીઓનું કાવ્ય છે. એને આપણે 'આખ્યાન'-માં જ સમાવી લેવું જોઇયે; તો ૧૨મી કૃતિ 'કાદંબરી' એણે આખી જ કડવાબંધમાં બાંધી—એટલું જ નહિ, એને 'પૂર્વ-ભાગ'ને અંતે 'આખ્યાન' કહી—ઉત્તર ભાગની પુષ્પિકામાં એણે અથવા લહિયાએ 'ઉપાખ્યાન' કહી, છતાં એ તો માત્ર કાલ્પનિક કથા (=નવલકથા) જ છે; એને 'આખ્યાન' કહી શકાય એમ નથી.

આપણે ભાલણને આખ્યાનકાવ્યપ્રકારનો 'પુરસ્કારક' 'જનક'

કે ' અગ્રણી ' કહિયે ત્યારે આખ્યાનો તે કડવાબંધમા બંધાયેલા આખ્યાન એટલો વિવેક કરી લેવો જોઇયે, તો જ પૂર્વે પૌરાણિક આખ્યાનો રચી આપનારા નરસિંહ મહેતો, કર્મણ, વીરસિંહ, માડણ, ભીમ અને જનાર્દન વગેરે કવિઓને અન્યાય કરતા અટકી શકિયે, અને જનાર્દને તો ' ઉષાહરણ ' નાના નાના ૩૨ કડવામા જ બાધ્યુ છે એ અહીં આપણી નજરમા રહેવુ જ જોઇયે, અને જૂનાગઢના અડાલજા મોઢ વણિક શ્રીધરે તો ' ગૌરીચરિત્ર ' નાના ૧૬ કડવાનુ જ રચ્યુ છે*



* આ પ્રકરણમા ભાલણને વિક્રમની સોળમી સદીની ૩ જી પચીસીમા બતાવવામા આવ્યો છે ભીમનો ગુરુ પુરુષોત્તમ આ ભાલણ જ છે એવુ પુરવાર કરવાનુ કાંઈ પણ પ્રામાણિક સાધન આપણી પાસે નથી અને તેથી ભીમની પૂર્વે ભાલણને મૂકવાનુ તે ઘણા પ્રમાણે સત્ય બન્યુ છે આ દષ્ટિ લક્ષમા રાખી આ વાચવા વિનતિ છે માગ ' કવિચરિત બીજી આવૃત્તિ ' અને ' ગુજરાતી સાહિત્યનુ રેખાદર્શન ' એ ગ્રંથો માની વિગતને લગતી હકીકત અહીં જોવી ઠીક થઈ પડશે

## ૨. ચરિત્રાલેખન

આપણે ત્યાં થયેલા ગુજરાતી ભાષાના કવિઓમાંના જેઓ વિશે કાંઈ માહિતી મળી શકી હતી તેઓના વિષયમાં કવિ દલપતરામ, કવિ નર્મદ અને કવિ ડાહ્યાભાઈએ કવિચરિત્રો બાંધતાં કાંઈ અને કાંઈ લભ્ય હકીકત નોંધી હતી, પણ એમાં 'ભાલણ' વિશે કશું જાણવામાં આવ્યાનું કે એના નામ વિશે પણ કશું આપવામાં આવ્યું નહોતું. સૌથી પ્રથમ સ્વ. વ્રજલાલ કાળિદાસ શાસ્ત્રીએ ઈ. સ. ૧૮૬૬માં 'ગુજરાતી ભાષાનો ઇતિહાસ' બહાર પાડ્યો તેમાં સં. ૧૬૭૨ની 'કાદંબરી'ની હાથપ્રતમાંથી અને સં. ૧૭૫૫ની 'દશમસ્કંધ'ની હાથપ્રતમાંથી એક એક અવતરણ લીધું અને ભાલણ 'પાટણનો કવિ' અને અવટંકે 'ત્રવાડી' હતો એવું બતાવ્યું (૪ થી આવૃત્તિ, પૃ. ૬૯-૭૧). આ પછી કવિ નર્મદે પ્રેમાનંદના 'દશમસ્કંધ'ની પ્રસિદ્ધિ ઈ. સ. ૧૮૭૨માં કરી તેની પ્રસ્તાવનામાં ભાલણ ઈ. સ. ના ૧૭ મા શતકમાં થયાનો નિર્દેશ કર્યો. આ આપણી સંશોધન-ક્ષેત્રે સૌથી પહેલી સિદ્ધિ. આ પછી સ્વ. હરિહર્ષદ ધ્રુવને 'કાદંબરી' અને 'દશમસ્કંધ' ઉપરાંત 'ભીલડીસંવાદ-(હરસંવાદ)'ની હાથપ્રતો જોવાનો યોગ મળ્યો અને 'સપ્તશતી' અને 'રામબાલચરિત'ની માહિતી મળી, અને એમણે 'બુદ્ધિપ્રકાશ' (વર્ષ ૩૨, અંક ૭ મો-પૃ. ૧૫૧-૧૫૫, જુલાઈ-૧૮૮૫) માં ભાલણ વિશે કાંઈક વિગતવાર માહિતી આપવાનો પ્રયત્ન કર્યો. આ પૂર્વે ભાલણ અને દયારામની કૃતિઓ વિશે એક ચર્ચાલેખ મુંબઈમાંથી પ્રસિદ્ધ થતા 'આર્યજ્ઞાનવર્ધક' માસિકમાં પ્રગટ કરેલો, જેમાં ભાલણની દયારામ ઉપર તો ઠીક પણ પ્રેમાનંદ ઉપર એના 'ચંદ્રહાસ-આખ્યાન'માં સખીના ઉપહાસવાળા કડવામાં જે અસર થઈ છે તે પણ બતાવવાનો પ્રયત્ન કરેલો. 'બુદ્ધિપ્રકાશ'વાળા ઉપરિનિર્દિષ્ટ લેખમાં ભાલણના સમય વિશે એમણે નોંધ કરી કે—

"આર્યજ્ઞાનવર્ધકમાં મેં આ કવિ સં. ૧૬૧૬માં થયો હશે એવી અને કવિ નર્મદાશંકરે પણ આ કવિ ઇસ્વીસનના સોળમા શતકમાં થયો હતો એની કલ્પના કરી છે તે બંને સુધારવાં પડશે, અને વિશેષ તપાસથી અને તેની ભાષા જોતાં તેને વિ. સં. ૧૬૧૬ પહેલાં મૂકવો પડશે; જો કે તેને કવિ નરસિંહ મેહેતા અને તેના સમકાલીન "હરિલીલા"વાળા બીજા કવિ અને "કાન્હડદેપ્રબંધ"વાળા પદ્મનાભ જેટલો તો આગળ નહિ મૂકાય પણ તે તેમના સમયથી બહુ અર્વાચીન નહિ કરાય." (પૃ. ૧૫૩)

'દશમસ્કંધ'ની પ્રસ્તાવનામાં સ્વ. કવિ નર્મદે 'સત્તરમું શતક' કહ્યું છે, નહિ કે 'સોળમું.'

અને સ્વ. હરગોવિંદદાસ દ્વા. કાંટાવાળા પાસેથી મેળવેલી માહિતી મુજબ અને 'દશમ'ની એક પ્રતમાંની इति श्रीभागवत-महापुराणे दशमस्कंधे वालवीलावर्दवंध पाटण नगर मो-ब्राह्मण भालणकृत संपूर्ण। એ પુષ્પિકાની મદદથી ત્યાં જ જાહેર કર્યું કે આ કવિ પાટણનો હતો, બ્રાહ્મણ હતો અને એની અવટંક 'ત્રવાડી' હતી. બ્રાહ્મણની કઈ જ્ઞાતિનો ભાલણ હતો એ વિશે સ્વ. ધ્રુવ કાંઈ ચોક્કસ કરી શકયા નહોતા અને એ વિષય અધ્ધર રાખતાં જણાવ્યું હતું કે

"રા. સા. હરગોવિંદદાસે સ્થળ પાટણમાં કરેલા શોધથી જણાય છે કે કવિ ભાલણ વિસલનગરો નાગર બ્રાહ્મણ હતો. આમ હોય તો આ જાતના નાગરોને મગરૂર થવાનું છે. અત્યાર સુધી આ જ્ઞાતિનો એવો કોઈ પ્રશસ્ત કવિ જણાયો ન હતો કે જે પોતાના વર્ગને દીપાવે. વડનગરા નાગરોમાં જેવા નરસિંહ મહેતા છે અને સાઠોદરા નાગરોમાં દયારામભાઈ છે તેમ વિસલનગરામાં ભાલણ ત્રવાડી નિવડશે." (પૃ. ૧૫૩)

અને ત્યાં પાદટીપમાં એક નોંધ કરી કે

"શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસનું કહેવું એવું છે કે ભાલણ કવિ "ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણ" હતો. અને આ-વાર્તિક લખનાર (એટલે કે પોતે હ. હ. ધ્રુવ), રા. સા. હરગોવિંદદાસે કરેલી શોધ ઉપરથી "વિસલનગરો નાગર બ્રાહ્મણ" હતો એમ જણાવે છે. આમ દ્વિધા મત હોવાથી તેની ખરી ન્યાતનો સંશય રહે છે." (પૃ. ૧૫૩)

એમણે સ્વ. હ. દ્વા. કાંટાવાળાની માહિતીને આધારે ભાલણને એક

પુત્ર પણ હતો કે જેણે 'ભાલણ-સુત'ની છાપથી કાવ્યરચના કરી છે એમ પણ ત્યાં જણાવ્યું. આ લેખનો ઉપસંહાર કરતાં એક મહત્ત્વનો અભિપ્રાય એમણે નોંધ્યો; જેવો કે—

"જેમ "કાદંબરી"માં શૃંગાર અને "બાલલીલા પદબંધ"માં વત્સલ તથા કરુણારસ સારા ઝળકાવ્યા છે તેમ "સપ્તશતી"માં ભાલણે વીરરસને દીપાવી આપ્યો છે. આટલાથી જ આ કવિના ગ્રંથોની યાદી પૂરી થતી નથી. બેએક દિવસ ઉપર જ મને મારા મિત્ર રા. સા. હરગોવિંદદાસ તરફથી આ કવિનું "રામબાલચરિત્ર"નું પુસ્તક મળી આવ્યું છે. આ કાવ્ય પણ કવિનાં ઉત્તમોત્તમ કાવ્યોમાંનું છે. એમાં તો કવિયે વત્સલરસની હદ જ વાળી છે." (પૃ. ૧૫૪)

અને લેખાંતે રામબાલચરિત્રના કડવા ૩ જાનું 'હેલી હીંડો હીંડો મહારા લાડકડા લઘુવેશ રૂડા રામને તેડે' એ ટેકનું ૫ કડીનું પદ ટપકાવ્યું છે. (ક્રમમાં આ હાલ ૪ થું જોવા મળે છે.)

'બુદ્ધિપ્રકાશ'ના એ પછીના અંક (ઑગસ્ટ ૧૮૮૬-પૃ. ૧૮૯-૧૯૨)માં ઉપરના લેખના અનુસંધાનમાં સ્વ. હ. દ્વા કાંટાવાળાએ લેખ લખી ભાલણના વિષયમાં પોતાને મળેલી વિશે માહિતી આપી છે, જેમાં શરૂમાં તો ભાલણ 'જાતનો વિસનગરે નાગર હતો' (પૃ. ૧૮૯) એમ જણાવી પછી પાટણના એમન એક મિત્ર નારાયણભારતીની વિશેષ તપાસમાં "ભાલણ ત્રિવેદં મોઢ બ્રાહ્મણ હતો. તેનો ગુરૂ એક સંન્યાસી હતો તે પણ બહુ વિદ્વાન હતો અને તેના પ્રસાદ વડે જ પોતે પ્રસિદ્ધ થયો હતો આ ગુરૂ શિષ્ય બંને જણા વેદાંતમાં કુશળ હતા એટલું જ નહીં પણ ગૂજરાતી કવિતા અને ભાષાકાવ્ય પણ છટાબંધ કરતા જેનાં થોડાંએક મળી આવેલાં કવિતો હવે પછી આપવામ આવશે." (પૃ. ૧૮૯) એવી હકીકત પોતાને મળી તે નોંધી

* ઈ. સ. ૧૮૮૭ માં 'પ્રાચીન કાવ્ય' ત્રિમાસિક વર્ષ ૩, અંક ૩ માં છપાયેલી ભાલણની 'સપ્તશતી'ની પ્રસ્તાવના તરીકે સ્વ.

નારાયણભારતી યશવંતભારતીએ લખેલા 'કવિચરિત્ર'માં જે વિગતો વિસ્તારથી લંબાણપણે આપવામાં આવી છે તેની જાણે કે ટૂંકી માહિતી હોય તે સ્વરૂપનું કથન આપણને ઉપરના સ્વ. હ. દ્વા. કાંટાવાળાના લેખમાં મળે છે. એની સંક્ષેપમાં તારવણી આ છે :

(૧) "પાટણમાં ભાલણના ઘણા ભાવીક સેવકો થઈ ગયા હતા ને લોકો તેનાં બનાવેલાં કાવ્યોનો જ પાઠ કરતા હતા અને હાલમાં પણ કોઈને પૂછીએ છીયે તો 'ભાલણપ્રભુ' નામ આપે છે." (પૃ. ૧૮૯)

(૨) "ભાલણનું બીજુ નામ પુરૂષોત્તમજી મહારાજ હતું અને તે નામથી પાટણમાં હાલ એક મંદીર છે. તે મંદીરમાં મેડી ઉપર ભાલણ અને તેના સંન્યાસી ગુરૂ એ બંને જણની ગાદી છે. ભાલણની ગાદી ઉપર એક ત્રાંબાના પત્રામાં ભાલણની મૂર્તિ ચીતરેલી છે. તેણે પદ્માસન વાળેલું છે અને પ્રાણાયામ જોડીને સમાધીયોગમાં તલ્લીન થયેલો માલુમ પડે છે. તેની સામે એક મોરનું ચિત્ર છે અને મૃગચર્મ બીછાવેલું છે.

"આ પુરૂષોત્તમજી મહારાજના મંદીરમાં એક શ્રીમાળી બ્રાહ્મણ ઘણાં વર્ષોથી પૂજા કરતો હતો તેણે ભાલણનાં ઘણાં પુસ્તકો લોકોને આપી દીધાં, જેનો એકદમ પત્તો મળે તેમ નથી! પણ ભાલણના ક્રમાનુયાયિમાં કોઈક છેલ્લા પુરૂષના ભાણેજના વારસાથી એક ત્રીવેદી મોઢ હાલે તે મંદીરમાં રહે છે અને એક બીજું ઘર પાટણમાં ભાલણની ન્યાતનું છે. આ ભાલણે જીવતા સમાધી લીધી કહેવાય છે તે સમાધી પાટણથી ઈશાનકોણમાં હરીહર માહાદેવમાં પોતાના સંન્યાસી ગુરૂની સમાધી પાસે છે." (પૃ. ૧૯૦)

(૩) "રામવિવાહ અને ધ્રુવાખ્યાન એ કેવળ નવિન પુસ્તકો ભાલણકૃત મારા જોવામાં આવ્યાં, જેમની પ્રસિદ્ધિ આ તરફ થઈ હોય એમ જણાતું નથી." (પૃ. ૧૯૦)

(૪) "રામાયણનો એક મોટો ગ્રંથ મારા જોવામાં આવ્યો તે ઓધવદાસકૃત છે. વલણમાં ઠેકાણે ઠેકાણે "ભાલણસુત ઓધવદાસ" એમ લખ્યું છે. એમનો એક કાંડ ભીમજીકૃત નીકળ્યો તેથી ઓધવદાસની વિશેષ હકીકત મેળવવામાં ગોટાળો વધ્યો." (પૃ. ૧૯૦)

અહીં એમણે સ્વ. હ. હ. ધ્રુવે નોંધેલી ભાલણના 'દશમસ્કંધ'-ની હાથપ્રતની પુષ્પિકાની નોંધ કરી છે અને એ હાથપ્રત 'ગૂજરાત

વર્નાક્યુલર સોસાઈટી'ની હોવાનું જણાવ્યું છે. એમનો એક વસ્તુનો એકરાર બહુ જ મહત્ત્વનો છે કે "સંવત ૧૬૭૪માં લખાતું ગૂજરાતી હાલના ગૂજરાતીને મળતું નથી તો ભાલણ અને તે પૂર્વેના કવિયોની ભાષા તો એથી પણ નિરાળી હોવી જ જોઇએ ......પ્રાકૃતની ઘણી છાયા તેમાં રહેલી છે. પ્રખ્યાત વ્રજલાલ શાસ્ત્રી જેને જૂની ગૂજરાતી કહે છે તેને આ લખાણ ઘણી વાતે મળતું છે......" (પૃ. ૧૯૧–૧૯૨)

ઈ. સ. ૧૮૮૭માં 'પ્રાચીનકાવ્ય–ત્રૈમાસિક'માં 'સપ્તશતી'-ના પ્રકાશન સાથે જ ભાલણના વિગતવાર ચરિત્રની છણાવટનાં દર્શન-નો આપણને લાભ મળે છે. સ્વ. નારાયણભારતી પોતે પાટણ-ના વતની હોઈ, ઊંડી જાત–માહિતીથી ભાલણનું ચરિત્રાલેખન કરી સાધક બાધક અનેક દૃષ્ટિએ અનેક મુદ્દા રજૂ કરી આપે છે. એમના પછી છેક આજ સુધી ભાલણના ચરિત્ર વિશે અનેક ચર્ચાઓ થઈ છે તેના મધ્યબિંદુમાં સ્વ. ભારતીનું લખેલું 'કવિચરિત્ર' જ છે. અહીં હવે એમાંની ઉપયોગી વિગતો–મુદ્દા વગેરે તારવવામાં આવે છે :

(૧) "ભાલણનું ઘર પાટણ મધ્યે ઘીવટા મહોલ્લામાં ચોબારી ખડકીમાં તેની હયાતીનું છતાં મજબુત ઉભું છે." (પૃ. ૩–૪)

(૨) "ભાલણ અને......(દિશાવાળ બ્રાહ્મણ) મીકારામ તથા એક નાગર ને એક મોઢ ચાતુર્વેદી એ...ચારે મિત્રો હતા. તેમને દેવીની ઉપાસના હતી. અર્થાત્ તેઓ શાક્ત મતના હતા." (પૃ. ૪).

(૩) "ભાલણ અને મીકારામ સંવત્ ૧૪૫૧ માં દક્ષિણ હૈદ્રાબાદ ગયા હતા. તેમાંથી મીકારામ ત્યાં જ મૃત્યુ પામ્યા હતા." (પૃ. ૬).

(૪) "વળી આ કવિ ફક્ત ગુજરાતીમાં જ કાવ્ય કરી જાણતો હતો એમ નથી, પણ તેનાં બનાવેલાં પદો વ્રજભાષામાં પણ છે. અને તેમાં ગુજ-રાતી ભાષાની છાયા પણ નથી. એટલું જ નહી પણ ભાલણ પોતે સંસ્કૃત કાવ્ય કરતો હશે, એ બાબતની સાબિતી માટે તેણે પોતાના ગુરૂ પરમાનંદની સ્તુતિ તરીકે સાત શ્લોક અનુષ્ટુપ વૃત્તમાં બનાવેલા છે. તેના છેલ્લા ભાગમાં લખે છે કે, "पद्मोत्तमकृत ब्रह्मस्तवं समाप्त." આ શ્લોકો બનાવ્યા હશે તે

વખત પુરુષોત્તમ કવિનો (ભાલણનો) સસ્કૃતમાં થતો અભ્યાસ હોય એમ એક રીતે અનુમાન થઈ શકે." (પૃ. ૬)

(૫) " ..ભાલણને ઘેર ગયો, એક કોડીમાં જોયું તો ઉત્તર બાજુ ભાલણની ગાદી છે તેના ઉપર ખુદ ભાલણના પગમાં પેહેરવાની ચાખડીઓના બે પાટિયાં પડ્યાં છે, તેની પૂજા કરવામાં આવે છે, તેથી બંને પાટિયાં ઘણી જીર્ણ હાલતમાં આવી ગયાં છે. તેથી કરી સાબિત થાય છે કે પ્રાચીન પાટિયાં છે. અને ગાદી ઉપર એક તકિયો છે તેની પછવાડે ભાલણને પેહેરવાની એક ભગવી ટોપી, ચાદર અને રૂમાલ છે. તે સર્વ ખાદીનાં લૂગડાં છે. તેમાં છેલ્લું કાપડ ઘણું જ જીર્ણ થયેલું છે. બાકીનાં નવાં લાગે છે." (પૃ. ૭-૮)

(૬) " આ લૂગડાંમાં એક કાગળ હતો તે પાટણથી લખ્યો હતો તેમાં ભાલણના ચિરંજીવને યજ્ઞોપવીત આપવાની મિતી નમુદ કરીને દક્ષિણ ઔરંગાબાદ કે જ્યાં ભાલણ હતો ત્યાં મોકલવામાં આવ્યો. પણ લાંબા પંથના કારણે ઉપવીત આપવાના મુહુર્ત્ત આડો એક દિવસ રહ્યો તેવા ટુંકા વખતમાં પત્ર પહોંચ્યો તે વાંચીને એક જ રાત્રીએ ભાલણ પાટણ આવ્યો. એમ હાલના પૂજારીનું કહેવું છે......પણ કાગળ મળ્યો નહીં." (પૃ. ૮)

(૭) " ભાલણની મૂર્ત્તિ એક તાંબાના અડધા ફુટના પતરા ઉપર ચાંદીનું પતરૂ ચઢાવ્યું છે, તે ઉપર કોતરેલી છે .....તે યોગધ્યાનમાં નિમગ્ન થયેલ છે. અને નીચે મૃગચર્મ પાથરેલું છે. તથા તેની સામે એક કૂકડાનું ચિત્ર છે." (પૃ. ૮)

(૮) " આ ભાલણ જ્યારે દક્ષિણ હૈદ્રાબાદ અને ઔરંગાબાદ રહેતો હતો તે વખત ત્યાંના કોઈ રત્નાદિત્ય રાજાના દિવાને તેને પૂજવા માટે ચામુંડાદેવીની એક મૂર્ત્તિ આપી છે તે મૂર્ત્તિના પૃષ્ઠભાગે કોતરીને લખ્યું છે કેઃ—

" सम्वत १५२० वर्षे ठाकुर रत्नादित्य भाउही चामंडा पूजनार्थ ठ रत्नादित्य पूर्ही दिवान याणीआ "

એમ લખ્યું છે પણ મીઠારામના વંશજોપૈકી એક બ્રાહ્મણે બતાવ્યા (સંવત ૧૪૫૧) પ્રમાણે માનીએ તો ૬૯ વર્ષનો ફેર પડે છે. એટલે આ બંને વાત સંશય પડતી થાય છે." (પૃ. ૯)

(૯) " ભાલણની ગાદીથી દક્ષિણ બાજુએ તેના પરમ પવિત્ર ગુરૂ પરમાનંદ સંન્યાસીની ગાદી છે. તેના ઉપર પણ પરમાનંદની ચાખડિયો પૂરા આકારમાં પડી છે. પણ તે ઘણી જુની હોય એમ દેખાતું નથી." (પૃ. ૯)

(૧૦) "આ ગાદી ઉપર...પતરા પર એક યંત્ર છે......યંત્રમાં બે દેવીઓની મૂર્ત્તિઓ છે......આ ઉપરથી માલમ પડે છે કે, ભાલણ અને તેનો ઉપદેશકર્ત્તા પરમાનંદ એ બંને દેવીઉપાસક હોવા જોઇએ. પણ વિષ્ણૂપાસના ન હતી એમ તો કોઈ કહી શકે નહીં. તેમજ શિવભક્તમાં ન્યૂનતા હતી એમે કહેવાય નહી. કેમકે તેણે બનાવેલાં પુસ્તકો ઉપરથી તેના મનનું વલણ દર્શાય છે કે, તે.સર્વ દેવને ઇશ્વિર માનતો હતો. પણ રામચંદ્ર મુખ્ય ઇષ્ટ હતા." (પૃ. ૧૦)

(૧૧) ત્યાંથી મળેલા "રદ્દી કાગળોના......કટકાઓનો મતલબ આ ઠેકાણે સંક્ષેપે ટાંકી બતાવતા પેહેલાં ઉત્પત્તિનું કંઇક વર્ણન કરવું જોઇએ.

"ભાલણ ઉરફે પુરૂષોત્તમજી મહારાજના પિતાનું નામ મંગળજી હતું, તથા મંગળજીના બીજા પુત્રનું નામ આદિત્યરામ. આ બે ભાઇઓ પછી ભાલણનો વંશ ચાલ્યો નથી. પણ આદિત્યરામનો વંશ ચાલ્યો છે. તે વંશમાં આદિત્યરામના પુત્ર નવલરામ અને તેના પુત્ર અવલરામ થયા. તે અવલરામના બે પુત્ર થયા. એક વૈજનાથજી અને બીજો વિશ્વનાથજી. વૈજનાથજીના સિદ્ધનાથજી થયા. તેને પુત્ર નહોતો પણ પુત્રી બાઈ શિવકુંવર હાલ હયાત છે. તેના પુત્ર હરગોવિંદ છે, જેને ભાણેજ દાવાથી ભાલણના ઘરની માલીકી પ્રાપ્ત થઈ છે, અને વિશ્વનાથપુત્ર શિવનાથજી હાલ ઔરંગાબાદમાં ૭૦ વર્ષની ઉમ્મરમાં હયાત છે, એટલો વંશ ચાલ્યો એમ હાલ ઘરનો જે માલીક હરગોવિંદ છે તે બતાવે છે. પણ તે બહુ સંશયપડની વાત છે." (પૃ. ૧૧)

(૧૨) "રદ્દી કાગળનું પોટકું તપાસ્યું તેમાં ઔરંગાબાદથી પાટણ અને પાટણથી ઔરંગાબાદ તથા પાટણથી કાશી અને પાલણપુર તરફ લખેલા કાગળોના તૂટેલા ભાગ મળી આવ્યા. તેમાં સંવત્ કે માસ તો જાણે લખવાની રીત ન હોય તેમ વિના સાલના કેટલાક કાગળો મળ્યા." (પૃ. ૧૧)

(૧૩) "ભાલણના પૂર્વજોની શાખા દવે છે પણ કેટલેક વર્ષે તે બદલાઇને ભટ્ટ થઈ ગઈ છે. એનું કારણ કયા વાંચવાનું હશે. ભાલણ પોતે બાલ્યાવસ્થામાં હશે તે વખત તેમના પિતા મંગળજી કાશી યાત્રા કરવા ગયા હશે. તેથી એક ચોપડીમાં (કોપી જેવી) મહાવરો કરવાને માટે પોતાના પિતા ઉપર કાગળ લખ્યો છે..." (પૃ. ૧૨)

(૧૪) "વળી સંસ્કૃત ભાષામાં લખેલા જન્માક્ષરનું એક પાનું નીકળી

આવ્યું છે. તેમા જન્મનાર પુત્ર કે પિતાનું નામ નીકળતું નથી કારણ કે અપૂર્ણ ભાગ છે તોપણ તેમાં લખે છે કે:—" संवत् १४७२ वर्षे भाद्रवा वदी दिने शनी दशोत्तीर्णा—एवं जन्मतो गत वर्षे ११ मास २ दि. ८ तदनुं संवत् १४७० भाद्रवा वदी दिने बुधदशाप्रवेश...." બીજી પીડે " संवत् १४८२ वर्षे आसो सुदी ४ " સુધી " उमर वर्षे २१ मास २ दिन " ની લખે છે તે ઉપરથી સમજાય છે કે, આ પુરૂષનો જન્મ સંવત્ ૧૪૬૧ માં હોય.

" આ પાનામાં જે વર્ષફળ લખ્યાં છે તે કવિ ભાલણ અથવા પુરૂષોત્તમનાં હોવાં જોઈએ. અગર એમ ન માનીએ તો ભાલણના ભાઈ આદિત્યરામને માટે કબૂલ કરીશું તોપણ ભાલણનો સમય તો નક્કી થઈ ચૂકે છે. એ વાતનો મજબૂત પુરાવો એવો છે કે ભાલણના પુત્ર વિષ્ણુદાસે રામાયણનો છેલ્લો ઉત્તરકાંડ રચેલો છે તે પૂર્ણ થયાનો સંવત્ ૧૫૭૫ લખે છે....

" ભાલણના વર્ષફલના પાનામાં સંવત્ ૧૪૬૧ અને ઉત્તરકાંડ પૂર્ણ થયાનો સંવત્ ૧૫૭૫ છે. એ બે સંવતમાં ૧૧૪ વર્ષનો અંતર પડે છે. પણ ભાલણની ઉમ્મર ૩૯ વર્ષની થયા પછી તેના પુત્ર વિષ્ણુદાસનો જન્મ થયો હોય તો પોતાની ૭૫ વર્ષની ઉમ્મરે તે કાંડ પૂરો કર્યો હોય એમ માની શકાય ખરું. અને ભાલણની ઉમ્મર ખરેખરી જૈફ હોવી જોઈએ. કારણ કે શાસ્ત્રમાં ચોથા આશ્રમ વિના બ્રાહ્મણથી સંન્યાસ ગ્રહણ થઈ શકે નહીં. અવસાનકાળનો સમય ખરેખરો જાણવામાં આવે ત્યારે જ તેમ બને છે. તેમાં ભાલણે તો સંન્યાસ લીધા પછી જીવતે સમાધિ લીધી છે એટલે ઘણો જ વૃદ્ધ હશે, એમ માનવાને અડચણ નથી. વળી ભાલણના પુત્ર ઉદ્ધવદાસે રામાયણના પાંચ કાંડ કર્યા છે એમાં સંવત્ મળતો નથી, એનું કારણ છઠ્ઠા કાંડનો આરંભ કર્યા પછી એ લંકાકાંડ જાણે ઉદ્ધવદાસ કર્તા હોય એવી રીતે ભીમ નામના કવિએ પૂરો કર્યો છે...." (પૃ. ૧૪)

(૧૫) " મોઢ જ્ઞાતિઓની ઉત્પત્તિ મુદ્રેરાપુરાણમાં બનાવી છે, તે મહાત્મ્ય મૂળ સંસ્કૃતમાં છે. તેનું ગુજરાતી પદ્યબંધ કાવ્યમાં ભાષાંતર ભાલણનાં ત્રીજા પુત્ર ચતુરભુજે કરેલું છે...ભાલણના ત્રણ પુત્ર હતા એમ સાબિત થતાં, ત્રણે કાવ્ય કરતા હતા એમાં સંદેહ નથી." (પૃ. ૧૪–૧૫)

(૧૬) " ભાલણના ગુરૂ પરમાનંદ લખવામાં આવ્યું છે. પણ કોઈ ઠેકાણે સદાનંદ છે .....આ ગુજરાતી વૃદ્ધ કવિના ગુરૂએ બનાવેલી જકરી એક પાના ઉપર લખેલી મળી છે. તે નીચે પુરૂષોત્તમની બનાવેલી કવિતા છે...એક

જૂના કટકા ઉપર બીજ ભાષામાં ભાલણે કવિના કરેલી હાથ લાગી છે." (પૃ. ૧૬-૧૭).

(૧૭) "ભાલણે સંન્યાસ ગ્રહણ કર્યો હતો ત્યાર પછી જીવતે સમાધિ લીધી હતી તે સમાધિ પાટણથી ઈશાન કોણ તરફ બે માઇલ દૂર હરિહર મહાદેવ છે તેની નજીક છે. તે સમાધિ પાસે તેના ગુરુની સમાધિ છે." (પૃ. ૧૮)

ભાલણના ચરિત્રને બાંધવાનો આ એક વ્યવસ્થિત પ્રયત્ન થયો છે. અને વર્ષો સુધી આ પ્રયત્નને અનુસરીને ભાલણનો સમય સં. ૧૪૬૧ થી માનવામાં આવ્યો છે. 'હરિલીલાષોડશકલા' ના લેખક ભીમે સિદ્ધપુરમાં એ કાવ્યની રચના કરી ત્યારે એને એક મહાકવિ કે મહાઋષિના આશીર્વાદ મળ્યા હતા, પણ ત્યાં એ મહાઋષિનું નામ એણે આપેલું નહિ (સં. ૧૫૪૧), પણ ૫ વર્ષ પછી સં. ૧૫૪૬ માં સં. પ્રબોધચંદ્રોદય નાટકનો 'પ્રબોધપ્રકાશ' એ મથાળે ગુજ. પદ્યાનુવાદ કર્યો તેમાં એણે વેદાંતપારગ ગુરુ પુરુષોત્તમને નમસ્કાર કર્યો—એ પુરુષોત્તમ તે સ્વ. નારાયણભારતીએ નિર્દેશેલ ભાલણ ઉર્ફે પુરુષોત્તમ મહારાજ છે એવું ધારીને સ્વ. રામલાલ ચુ. મોદીએ એમ બતાવ્યું છે કે સં. ૧૫૪૬ માં ગુરુ જીવતો નહિ હોય, કેમકે શિષ્યે નામ આપ્યું જ્યારે સં. ૧૫૪૧ માં ગુરુ હયાત હશે એટલે નામ ન આપ્યું—આમ ભાલણના જીવનની ઉત્તર મર્યાદા સં. ૧૫૪૧-૧૫૪૬ વચ્ચે ક્યાંક આવી રહે. 'ભાલણ, ઉદ્ધવ અને ભીમ' એ પુસ્તિકામાં સ્વ. મોદીએ નિર્ણય ઉપર આવતાં જણાવ્યું છે કે—

"આથી તેના જન્મનું વર્ષ અત્યાર સુધીમાં સં. ૧૪૯૫ થી સં. ૧૫૦૦ સુધી અટકળવામાં આવ્યું છે તે મને બરોબર લાગતું નથી. સ્વ. નારાયણ ભારથીએ કેટલાક કાગળના ટૂકડા ઉપરથી ભાલણના જન્મનું વર્ષ સં. ૧૪૬૧ જણાવ્યું હતુ, તે મને યોગ્ય જણાય છે. આથી તેની જીવનમર્યાદા સં. ૧૪૬૧ થી સં.-૧૫૪૫ સુધીની આંકીએ તો ખોટું નથી. જો આ અનુમાન સત્ય હોય તો તેણે લગભગ પંચ્યાશી વર્ષનું આયુષ ભોગવ્યું હશે એમ કહી શકાય." (પૃ ૭)

એ ખરું છે કે 'હરિલીલાષોડશકલા'ના લેખક ભીમને કોઈ વિપ્રનું વરદાન મળ્યું હતું અને એના આશીર્વાદથી 'એ કથા અધવચિ નવિ રહઈ' એમ ભાગવતી કથા ભીમ બાંધી શક્યો હતો.

"આવી દ્વિજનઇ લાગુ પાઇ, મઝનઇ કીધુ બહુત પસાઇ ૩
કર જોડી બ્રાહ્મણુ વીનવ્યા, 'સ્વામી' મઝ ઊપરિ કરુ દયા
મન માહિ ઉત્કંઠા ઘણી ક્યા કહો કેશવ તણી, ૪
તહ્મારી અનુકંપા થિકી ગાયોસ ગુણ દૈત્ય-દેવકી
કથા રખે રહિ અધિવચિ માહિ, પછઇ લોભ્હસાગત થાઇ ' ૫
વનતુ વચન મહાકવિ કહઇ, ' એ કથા અધવચિ નવિ રહઇ '
આણી હૃદય વિચાર વિવેક પૂરવછાયુ આપુ એક ૬
"મોત ના સજીવિની, બીજુ સિમ મયક,
પૂરી પાતકનાશિની હુસઇ કથા નિષ્કલંક " ૭

ચૂપૈ

વળી ઊપરિ વરદાન, 'પામીશ ધરણીધરનૂ ધ્યાન'
ત્રૂઠા દ્વિજ દીધી આશીષ, ' તુઝનઇ પ્રસન હુસઇ જગદીશ ' ૮
વિપ્ર તણૂ વચન પામીઉ, કર જોડી મસ્તક નામીઉ,
તુ મઇ જાણી અક્ષરયુગતિ, પામ્યુ કેશવ તણી દૃ ભગતિ ૯ "
(હરિ લી ષો ક ૧ લી)

આ બ્રાહ્મણ કયા ગામમા રહેતો હતો, એનુ નામ શું હતુ, વગેરે આમા કશુ જ કહેવામા આવ્યુ નથી ભાલણનુ વતન પાટણ હોઈ ભીમ પાટણમા ભાલણ પાસે આવી આ પ્રકારને‍ા આશીર્વાદ પામ્યાની સ્વ રામલાલ મોદીએ સભાવના કરી છે અને એવા અનુમાન ઉપર આવવામા 'પ્રબોધપ્રકાશ' માના—

આરભમા—पुरुषोत्तममानम्य विप्र वेदान्तपारगम्।

અને

અતમાં—' અધીને સકલ શાસ્ત્ર સિદ્ધાત, પ્રેમ અધિક ઊપરિ વેદાંત
શ્રીપુરુષોત્તમ તણા પ્રસાદ કીધુ એહ કથા-અનુવાદ ૮૦
(પ્ર પ્ર અક ૬ ઠ્ઠો)

આ વાકયોમાંનો વેદાંતપારગ પુરુષોત્તમ તે પાટણનો ભાલણ ઉર્ફે પુરુષોત્તમ મહારાજ જ છે એવું મંતવ્ય કારણભૂત બન્યું છે.

આના મૂળમાં રહેલો ઇતિહાસ તો સ્વ. નારાયણભારતીનું પાટણમાંના ભાલણના મજબૂત મકાનમાંથી મળેલું પેલું પતરું જ છે કે જેના ઉપર ડાબે ઊપલે ખૂણે श्रीपुरुषोत माहाराज ज पाटण ના એમ ત્રણ લીટીમાં કોતરાયેલું છે. સ્વ. મોદી 'ભાલણ' પુસ્તિકામાં 'પણ પાછળથી કોતરાયેલું હોય એમ જણાય છે' એમ નિર્ણય આપી ચૂકયા છે, અને એમણે જ જણાવ્યું છે કે 'આ ઉપરથી એ નામ નિઃસંશય રીતે ગ્રાહ્ય થવાને વધારે પ્રમાણોની આવશ્યકતા છે' (પૃ. ૪૩). મુશ્કેલી તો એ છે કે ભાલણનું જ નામ 'પુરુષોત્તમ' હતું એ સ્વ નારાયણભારતીએ જણાવ્યા પ્રમાણે ઈ. સ. ૧૮૮૫ માં સ્વ. કાંટાવાળાએ 'બુદ્ધિપ્રકાશ' માં જાહેર કર્યું એ જ પ્રમાણ છે. જે કાગળોમાં 'દવે પુરૂષોત્તમ મંગળજીના પ્રણામ વાચજો', વગેરે મળે છે તેમા તો નામ જ 'પુરૂષોત્તમ' છે, અને એ ભાલણ જ છે એમ કહેવાનું પ્રામાણિક સાધન નથી જ, સિવાય સ્વ. નારાયણભારતીને મળેલી આખ્યાયિકા. ભાલણના મકાનમા ભાલણની ગાદી, એની ચાખડી, એનું એક જૂનું ખાદીનું વસ્ત્ર–રૂમાલ,–અને ગાદી •જીકનું ચાંદીનું મઢેલું પતરું–જેના ઉપર 'પુરુષોતમ માહારાજ'નો નિર્દેશ–જૂના નહિ પણ નવા અક્ષરોમાં; આ બધાં વધુ પ્રાચીન અને સધ્ધર પુરાવાઓની અપેક્ષા રાખે છે. આ બધું માત્ર સ્વ. નારાયણભારતીએ જ જોયેલું હોય એમ લાગે છે. સ્વ. કાંટાવાળાએ પણ એમના જ કહેવા યા લખવાથી ભાલણ અને પુરુષોત્તમ મહારાજની અનન્યતા માની લીધી છે બીજાં મહત્ત્વનાં અને સબળ પ્રમાણોથી ભાલણ અને ભીમની ગુરુશિષ્ય વચ્ચે હોય તેવી સમકાલીનતા જ જો નિર્મૂલ થવામાં હોય તો ભીમનો વેદાંતપારગ ગુરુ પુરુષોત્તમ તે સં. ૧૫૪૬ માં હયાત હો કે વિદેહ થયેલો હો–એની કોઈ વિશેષતા રહેતી નથી. 'હરિલીલાષોડશકલા'માં આરંભમાં આવતા 'મહાકવિ'ને સ્થાને

'મહારષિ' એવું પાઠાંતર મળે છે જ એટલે જો એ પુરુષોત્તમ વેદાંતપારગ જ હોય તો 'મહારષિ' શબ્દ વધુ સંગત થઈ રહે. અને ભાલણ વેદાંતપારગ હતો એવું બતાવવાનો સ્વ. રામલાલ ચુ. મોદીએ એમની છેલ્લી પુસ્તિકા 'ભાલણ, ઉદ્ધવ અને ભીમ'માં જે પ્રયત્ન કર્યો છે તે સંપૂર્ણ પ્રતીતિકર તો નથી જ. એમણે રજૂ કરેલાં પ્રમાણોમાં ઉપર ૪ થા મુદ્દા તરીકે આવતું સ્વ. નારાયણભારતીએ નિર્દેશેલું इति श्रीसद्गुरुप्रसादायां परमोतमकृत ब्रह्मतत्वं समाप्तं (સપ્તશતી, કવિચરિત્ર ૫-૬), ઉપરાંત ૧૬ મા મુદ્દામાં પુરુષોત્તમનાં બતાવેલાં સામાન્ય જોડકણાં–

"બત્રીસ લક્ષણ સંસારનાં તે નવ જાણું કાંય,
તેત્રીસ લક્ષણ નિરંજનનાં આવે ગરૂકૃપાય;
ચોસઠ કળા સંસારની પાંસઠમો પરબ્રહ્મ,
તે કયા પ્રવીણ હોય ચૌદ વિદ્યાના કર્મ.
ચૌદ વિદ્યા સંસારની, પંદર વિદ્યા સોહમ્,
તે વિદ્યા પ્રભુ આપજો ઇમ કહે પુરુષોત્તમ."

આ બેથી, બંને પુરુષોત્તમ એક જ હોય તોયે 'વેદાંતપારગ'-નું બિરુદ પામી શકે તેટલી શક્તિ જોવા મળતી નથી.

સ્વ. મોદીએ મુનિશ્રી જશવિજયજી પાસેથી મેળવેલું રેંટિયા ગીત (સં. ૧૯૮૭ના જેઠ માસમાં 'પ્રસ્થાન'માં છપાવેલું) અહીં લક્ષ્યમાં લેવા જેવું છે :

"અજરામર એક રેટીઉ રે, તેને ફેરાનો નહિ પાર રે,
ક્ષણ એક ભમતો રહે નહિ રે, અકળ તે માંડણહાર રે. અ૦ ૧

સંવત્સર તે લાકડી રે, તેને આરા માસ તે બાર રે,
અયન બે તે દાબડાં રે, ખીલાયંત્ર મસાર (!) રે. અ૦ ૨

બાંધી તે સંધે બે દામણાં રે, માલીસારો મેર રે,
મહત્ર ઘડી માંકડી રે, ઉઠણચઢણ તે માળ ફેર રે. અ૦ ૩

ઉખા કીધુ ઉખારીઉ રે, ઉકાવી આકાંકાર (!) રે,
મૂલ પ્રગટ માંચી કરી રે, માયા તે કાંતણહાર રે. અ૦ ૪

એક ચડે એક ઉતરે રે, આપૂપા તે અરણુઆ (!) રે,
મન ફેરવુ ફાલકે રે, વીટાઉં વારેવાર રે. અ૦ ૫
મરણુ સાથે માંડીઉ રે, વેચાય તે કરમને હાથ રે,
ભાલણ ભૂલો પડ્યો રે, જેણે સેવ્યા નહિ રઘુનાથ રે. અ૦ ૬"
(ભાલણ, ઉદ્ધવ અને ભીમ, પૃ. ૫)

આ પદ ભાલણનું સમઝાય છે, કારણ કે 'રઘુનાથ'ની સેવાનો આમાં નિર્દેશ છે. આ તો એક રૂપકકાવ્ય છે. આવા પદથી એ 'વેદાંતપારગ' છે એમ પ્રતીતિ થઈ શકે નહિ. અને ભાલણ તો રઘુનાથનો ભક્ત છે; પેલા પુરુષોત્તમનાં વાકયોમાં 'રઘુનાથ' નો આછો એવો પણ નિર્દેશ નથી. એવો પૂર્વપક્ષ કરવામાં આવે કે એ તો રઘુનાથનો પાછલી વયમાં ભક્ત હતો, એટલે જુવાનીમાં એણે આવી વેદાંતની કૃતિ પુરુષોત્તમ-નામે કરી હોય. પણ મુશ્કેલી તો એ છે કે એની આરંભની કૃતિઓમાં તો એ ગુરુ ગણપતિ અને સરસ્વતીનું મંગલ કરે છે અને પ્રસંગોપાત્ત 'ભવાની'ના ગુણ ગાય છે. એની પ્રાપ્ય ગુજરાતી કૃતિઓમાં તો કયાય પણ એ લેશ પણ આરૂઢ વેદાંતી હોય એવું પણ જોવા-જાણુવા મળતું નથી. એટલે ભીમનો નિર્દિષ્ટ પુરુષોત્તમ તે સ્વ. નારાયણભારતીએ સાધેલો પુરુષોત્તમ નથી જ; અને એ ભાલણ પણ હોઈ શકે એવું પુરવાર થઈ શકે એમ નથી.

આમ ભાલણનો સમય નક્કી કરવામાં 'હરિલીલાષોડશકલા' અને 'પ્રબોધપ્રકાશ'ના લેખક ભીમનાં વચન આપણને કશા જ કામમાં આવે એમ નથી વધારામાં એ પણ ઉમેરી શકાય કે સમર્થ આખ્યાનકારનો જો ભીમ શિષ્ય હોય તો ગુરુ ભાલણે સબળ રીતે વહાવેલા આખ્યાન-પ્રકાર એટલે કે કડવાબદ્ધ આખ્યાન-પ્રકારને લેશ પણ નજરમાં લીધા વિના 'પૂર્વછાયુ'વાળી સળંગ બંધની ચોપાઈ અને ચોપાઈ-દાવટીમાં જ ભીમે રચના કરી છે એવું બનવા પામ્યું ન જ હોત. ભાલણ અને ભીમની કાવ્યપદ્ધતિને કશો જ સંબંધ નથી, એ જોતાં બનેના ગુરુ-શિષ્યપણાની કોઈ શકયતા નથી.

આમ સ્વ. મોદીએ સ્વ નારાયણભારતીએ નિર્દેશેલા સમય સાથે ભાલણ–ભીમને ગુરુશિષ્યપણે ઘટાવી સાધેલો મેળ મહત્ત્વ ધારણ કરી શકતો નથી એ સાથે ઉપર તારવવામાં આવેલા મુદ્દાઓમાંના ૪-૫-૭ પણ આપોઆપ નષ્ટ થઈ જાય છે.

ત્રીજા મુદ્દામાં જણાવવામા આવ્યુ છે કે ભાલણ અને મીઠારામ્ સં. ૧૪૫૧ માં દક્ષિણ હૈદરાબાદ ગયા હતા ને મીઠારામ ત્યાં જ મરી ગયો; તથા આઠમા મુદ્દામાં ભાલણ જ્યારે દક્ષિણ હૈદરાબાદ અને ઔરંગાબાદ રહેતો હતો ત્યારે ત્યાંના કોઈ રત્નાદિત્યે સં. ૧૫૨૦ માં ભાલણને ચામુંડાની મૂર્તિ પૂજવા આપી હતી–એ બે હકીકતો વચ્ચે ૬૯ વર્ષનો ગાળો હોઈ સ્વ. નારાયણભારતીએ જ સંશય પડતી બતાવી છે, છતાં આપણે સં. ૧૫૨૦ વાળા મુદ્દાને એમ ને એમ ઉવેખી ન શકિયે. આ દિશામાં સ્વ. મોદીએ છેક ૧૯૧૯ માં ધ્યાન દોર્યું હતું કે ઔરંગાબાદ તો ઔરંગઝેબે સં. ૧૬૯૨ થી સં. ૧૭૦૦ (ઈ. સ. ૧૬૩૬ થી ૧૬૪૪) સુધીમાં દક્ષિણની એની સૂબાગીરીના સમયમાં (ભાલણ · પૃ. ૫૦) અને એ પૂર્વે હૈદરાબાદ સં. ૧૬૪૫ (ઈ સ. ૧૫૮૯) માં વસ્યુ હતું (એજનઃ પૃ. ૫૦, પાદટીપ) અને ઉપરની સં. ૧૫૨૦ ની મૂર્તિમાં રત્નાદિત્યનું નામ છે, પણ કોને એ મૂર્તિ અપાઈ એનો કશો નિર્દેશ નથી. વળી માત્ર વર્ષનો નિર્દેશ હોઈ એ વર્ષની પ્રામાણિકતા મેળવવી મુશ્કેલ છે તો સ્વ. નારાયણભારતી સિવાય એ મૂર્તિનો જોનારો કોઈ બીજો જાણવામાયે આવ્યો નથી. આમ આ બેઉ મુદ્દા પણ કશા ખપમાં આવે એમ નથી; અને એ સ્થિતિમાં છઠ્ઠા મુદ્દાને પણ કશું મહત્ત્વ રહેતું નથી; એ પણ નષ્ટ થાય છે. આ જ કારણે બારમા મુદ્દામાં બતાવાયેલી ઔરંગાબાદથી પાટણ અને પાટણથી ઔરંગાબાદ તથા પાટણથી કાશી અને પાલણપુર લખાયા માનેલા પત્રોની પ્રામાણિકતા પુરવાર થઈ શકે એમ નથી; એટલે એ મુદ્દો પણ કશા કામનો રહેતો નથી.

ઉપરના મુદ્દાઓમાં સમયની દૃષ્ટિએ મહત્ત્વ ધરાવતો મુદ્દો

ચૌદમો છે. એમાં પેલા કાગળના ટુકડાઓમાંથી મળેલા જન્માક્ષરના પાનામાંનાં સં. ૧૪૭૨ અને ૧૪૮૨ એ બે વર્ષ ધ્યાન ખેંચનારાં છે. એ પુરુષના જન્માક્ષરનાં આ બે વર્ષો ઉપરથી એનો જન્મ સં. ૧૪૬૧ માં બરોબર આવી શકે. સં. ૧૪૭૨ ના ભાદરવા વદિ ( તિથિ આપી નથી, પણ નીચેના સં. ૧૪૮૨ ના આસો સુદિ ૪ ને હિસાબે-) અમાસે ૧૧ વર્ષ, ૨ માસ અને ૮ દિવસ થયાં હોઈ સં. ૧૪૬૧ ના આષાઢ વદિ છઠ-સાતમના દિવસે આ જન્માક્ષરવાળા પુરુષનો જન્મ સંભવે. સં. ૧૪૮૨ ના આસુ સુદિ ૪ ના દિવસે એ પુરુષની ઉંમર વર્ષ ૨૧, માસ ૨, દિન ૧૨ ની છે. આ જન્માક્ષર એક તો પુરુષના છે કે સ્ત્રીના છે એ સમજાતું નથી, બીજું એ કે પ્રથમના વર્ષમાં તિથિ અને વાર નથી અને બીજા વર્ષમાં વાર નથી, એટલે ગણિતથી કશું ચોક્કસ કરી શકાય એમ નથી; પણ મહત્ત્વનું તો એ કે જન્માક્ષરની આવી નોધમાં અરબી શબ્દ ઉમર નોંધવામાં આવ્યો છે. જન્માક્ષરની કોઈપણ પદ્ધતિમા ઉમર શબ્દની શકયતા નથી-ત્યા વય શબ્દ જ આપણા સર્વ કોઈ જોશીને હાથે લખાય. આમ આ વર્ષો-આટલાં જૂનાં-સુધીનું આ લખાણ છે એમ કહી શકાય એમ નથી. એ જન્માક્ષર આદિત્યરામનાં હોય તોયે એ પુરવાર થઈ શકવાની કોઈ સ્થિતિમાં નથી.

સ્વ. નારાયણભારતીની ભાલણસુત વિષ્ણુદાસના રામાયણ ઉત્તરકાંડના અંતમાં રચ્યાવર્ષ સં. ૧૫૭૫ મળે છે તેના તરફ નજર ગઈ છે જ અને ભાલણનો સં. ૧૪૬૧ માં જન્મ લેતા એને સં. ૧૫૭૫ માં ૧૧૪ વર્ષનું અંતર અને ભાલણની ૩૯ વર્ષની વયે વિષ્ણુદાસ જન્મ્યો હોય તો સં. ૧૫૭૫ મા વિષ્ણુદાસની વય ૭૫ વર્ષની હોવાનું એમણે આ મુદ્દાના સમર્થનમાં બતાવ્યું છે. સ્વ. ભારતીએ આ મુદ્દામાં ઉદારતાથી ભાલણની અતિ વૃદ્ધાવસ્થા માનવામાં અડચણ જોઈ નથી, પરંતુ સ્વ. રામલાલ મોદીને આ બરો-

બર નથી જણાયું. અને એ ખરુ જ છે કે ભાલણસુત વિષ્ણુદાસના ઉત્તરકાંડની રચનાનું એ વર્ષ ગણિતથી બંધબેસતું નથી :

> " સંત પનર ૧૫૭૫ પંચોતરે શુક્લપક્ષ કાર્તક માસ ॥
> પંચમી તિથિ બુધવાસરે પુર્ણ ગ્રંથ અનીદાસ ॥ ૨૧ ॥"
> ( ગુ. વિદ્યાસભા હ લિ પુ નં. ૪૮૫ )

અહીં સ. ૧૫૭૫ ના કાર્તિક સુદિ ૫ બુધવારને બદલે ૯ બુધવાર હોય તો આ સાચું ઠરી શકે એવો અભિપ્રાય ઈ. સ. ૧૯૧૯ માં સ્વ મોદીએ બતાવ્યો હતો ( ભાલણ પૃ. ૧૫૪ ); પણ પછી ઈ. સ. ૧૯૪૧ માં એમણે આ મતમાં સુધારો કરી એવો અભિપ્રાય વ્યક્ત કર્યો હતો કે—

> " પરન્તુ પંચોતરોને બદલે પનરોતરો ( ૧૫૧૫ ) હોય તો જ્યોતિષગણતરીએ એ વર્ષમાં એ તિથિએ ગુરુવાર આવે છે અને એક દિવસનો જ ફેર રહે છે. (ઈ. સ ૧૪૫૮ ઓક્ટોબર, ૧૨ ) આથી ભાલણસુત વિષ્ણુદાસના ઉત્તરકાંડની રચના સં. ૧૫૧૫ માં થયેલી એમ હું હવે માનું છું. આપણે ઉપર જોયું કે ભાલણનો જન્મ સં. ૧૪૬૧ માં વધારે સંભવિત છે, આથી સ. ૧૫૧૫ માં તેની ઉમર ૫૪ વર્ષની હોય અને તેથી વિષ્ણુદાસ પાંત્રીસ વર્ષની ઉમરનો સભવી શકે. " ( ભાલણ, ઉદ્ધવ અને ભીમ-પૃ ૧૪-૧૫ )

આની સામે આપણને ભાલણે આખ્યાનોને માટે સ્વીકારેલો કડવાબંધ જ નડે છે. સં. ૧૫૪૬ માં જનાર્દને 'ઉષાહરણ' ૩૨ કડવાંમાં રચ્યું છે તે પછીના વિકાસમાં ભાલણનો કડવાબંધ-ધ્રુવ પંક્તિ અને ઢાલના રૂપનાં કડવાનો-આવી રહેતો હોઈ ભાલણસુત ઉદ્ધવે રામાયણની રચના કરી હોય અને વિષ્ણુદાસે એમા પૂરણી કરી હોય તો એવાં વ્યવસ્થિત મોટા કડવાંની રચના સં. ૧૫૧૫ અને એની પૂર્વે કોઈ રીતે શક્ય બનતી નથી.

અને સ્વ. મોદીએ ધ્યાન દોર્યું જ છે કે ઉદ્ધવના યુદ્ધકાંડની પૂર્તિ તો મધુસૂદને કરી છે, જ્યારે સ્વ. નારાયણભારતી ભીમનુ નામ આપે છે (સરખાવો ભાલણ : પૃ. ૬૧.); પરંતુ એ તો મધુસૂદનને પ્રાકૃત માં કથા કહેનાર કોઈ ભીમજી વ્યાસ હતો ( કવિચરિત-૨ ૭

આવૃત્તિ–પૃ. ૨૭૫ ). ઉત્તરકાંડ તો ખંભાતના વિષ્ણુદાસના એક વંશજ રામજનકુંવરે પૂરો કર્યો છે–જેના અંતભાગમાં જ માત્ર ૨ કડવાં ભાલણસુત વિષ્ણુદાસનાં હાથપ્રતોમાં લખાયાં છે અને સ્વ. કાંટાવાળાએ ઉદ્ધવકૃત રામાયણ છપાવ્યું તેમાં અંતે લીધાં છે (એજન, પૃ. ૨૭૭). સ્વ. મોદીએ પણ આ વાતને સમર્થન આપ્યું છે–મારી પૂર્વે ઈ. સ. ૧૯૩૨ માં ( ' ગુજરાતી ' નો દીપોત્સવાંક ).

અહીં આપણે ભાલણને નામે ચડેલા ' બીજા નળાખ્યાન ' ના રચ્યા–વર્ષને પણ નજરમાં રાખવું જોઇયે; બેશક, ' કવિચરિત ' ના લેખનવખતે એના તરફ મેં અરુચિ બતાવી નહોતી :

> " પંદરસેં પીસતાલીસ માંહિ ગાયા નળગુણગ્રામજી;
> પદ્ય ખટશત ને સાત કર્યાં છે હરિજનના વિશ્રામજી. ૭. "
>
> ( કડવું ૨૮ મું )

બૃહત્કાવ્યદોહનની વાચનામાં આ કડી નથી એટલે એટલા માત્રથી આપણે આ વર્ષને નકારી ન શકિયે, પરંતુ સ્વ. રામલાલ મોદીએ અકાટ્ય આઠ મુદ્દા તારવી આપી સિદ્ધ કરી બતાવ્યું છે કે બીજું નળાખ્યાન ભાલણની સર્વથા કૃતિ નથી. એ મુદ્દા ટૂંકમાં આ છેઃ—

" ( ૧ ) આ આખ્યાનની એક પણ હાથપ્રત મળતી નથી. "

" ( ૨ ) ભાલણે પોતાના એકે કાવ્યમાં તેનો રચ્યાસંવત જણાવ્યો નથી. "

" ( ૩ ) ભાલણ પોતાનાં છૂટક પદોના અંતે ' ભાલણપ્રભુ રઘુનાથ ' લખે છે, પણ કોઈ પણ આખ્યાનના દરેક કડવાની નીચે તેમ લખતો નથી. પરન્તુ આ આખ્યાનના પ્રત્યેક કડવાની નીચે તેણે ' ભાલણપ્રભુ રઘુનાથ ' લખ્યું છે. "

" ( ૪ ) જે જે કાવ્યમાં આ પંક્તિ હોય છે, તે મૂળના ભાગ સાથે અર્થમાં જોડાયેલી હોય છે, પરન્તુ આ કાવ્યમાં ઘણી જગાએ આ પંક્તિ છૂટી પડી ગઈ હોય તેમ જણાય છે....આથી ઊલટું તેના દશમસ્કંધ કે રામબાલચરિતમાં જોઇશું તો ' ભાલણપ્રભુ રઘુનાથ ' એ શબ્દો મૂળ કાવ્યની સાથે અસંબદ્ધ નથી જણાતા. "

"(૫) કેટલાક શબ્દો માત્ર પ્રાસ મેળવવા ખાતર જ મૂકયા છે.'

"(૬) ઘણા શબ્દો ખોટા અર્થમા યોજવામા આવ્યા છે -'

"(૭) આ આખ્યાનના રચનારે તેને ભાલણના સમયનુ ઠરાવવાને 'વઇ' 'નમઇ' જેવા પ્રાચીન રૂપો મૂક્યાં છે, પણ તેને પ્રાચીન ગુજરાતીના વ્યાકરણનુ જ્ઞાન નહિ હોવાથી ઘણી જગાએ તેમ કરવામાં ઠોકર ખાધી છે'

"(૮) પહેલા નળાખ્યાનની અસર નાકર, મેઘરાજ, નયસુદર, પ્રેમાનન્દ આદિ કવિઓના નળાખ્યાનોમા જોવામા આવે છે પરન્તુ બીજા નળાખ્યાનની અસર કોઈ પણ કવિના નળાખ્યાનમા જોવામા આવતી નથી"

(ભાલણ, ઉદ્ધવ અને ભીમ. પૃ ૩૨-૩૬)

આનંદની વાત તો એ છે કે આ બીજા નળાખ્યાનનુ રચ્યા-વર્ષ સ્વ રામલાલ મોદીના ભાલણના સમયને બંધબેસતુ છે છતા એમણે એક નિષ્પક્ષ સશોધકને શોભે એ રીતે આ પ્રમાણનો અસ્વીકાર કર્યો છે

ઉપર એ સ્પષ્ટ કરવામા આવ્યુ છે કે ભાલણસુત વિષ્ણુદાસના ઉત્તરકાડના છેલ્લા બે કડવાને અતે સ ૧૫૭૫ આપવામા આવેલ છે તેને સ્વ મોદીએ સ ૧૫૧૫ માન્યા તે કડવાબધના વિકાસની દૃષ્ટિએ બરોબર નથી, એનુ સ્થાન નાકરના આખ્યાનોની નજીક આવી શકે એમ હોઈ અને નાકરનો લેખનસમય સ ૧૫૭૨-૧૬૨૪ નિશ્ચિત હોઈ વિષ્ણુદાસની એ રચના સ ૧૫૭૫ આસપાસમા જ ક્યાય થઈ હોવી જોઇયે એટલે ભાલણનો ઉત્તરાવધિ સ ૧૫૭૫ ગણી શકાય ત્યારે ભાલણના પૂર્વસમયનો અવધિ ક્યાસુધી આવી શકે?

આને માટે આપણે એના દશમસ્કધમાના વ્રજભાષાના પદો તરફ નજર પહોચાડવી આવશ્યક બને છે, આ પદોની સખ્યા જૂની પ્રતોમા પાચની છે

| | | | |
|---|---|---|---|
| ૧ | 'મેરા મોહે ભાવે દધિ ભાત' | મુદ્રિતમા | ૨૫૨ મુ |
| ૨ | "વ્રજકો સુખ સમરત હો શ્યામ' | " | ૨૫૩ મુ |

૩. "કહો મૈયા કૈમે સુખ પાઉં" " ૨૫૪ મું
૪. "અબ પઢવેકા આયો દિન" " ૨૫૫ મું
૫. "સુત મેં સુની લોકમે બાત" " ૨૬૫ મું
આ ઉપરાંત મોડાની પ્રતોમાં તેમજ મુદ્રિતમાં—
૬. "કોન તપ કીનોરી માઇ નંદઘરુણી" મુદ્રિતમાં ૭૮ મું

આ પદો કોઈ પણ સ્વરૂપમાં વ્રજભાષાના ઇતર કવિઓની કૃતિઓમાં જેવા મળતાં નથી અને તેથી 'ભાલણ'નાં જ આ પદ હોવા વિશે શંકા નથી. વળી સં. ૧૭૫૫ ની જૂનામાં જૂની પ્રતમાં પ્રથમનાં પાંચ પદ મળે જ છે એટલે એ કોઈનાં ઇતર પદ 'ભાલણ'ની છાપથી ઘૂસ્યાં હોવાનું કોઈ કારણ નથી.

ભાલણે રામબાલલીલાનાં અને કૃષ્ણબાલલીલાનાં પદોની રચના કરી છે એ વિષયમાં તો આજે ખાસ મતભેદ નથી. પદોની રચના પ્રથમ કરી કે આખ્યાનોની એ કહેવાનું આપણી પાસે કાંઈ સાધન નથી; પરંતુ 'દશમ સ્કંધ'નાં કડવાંરૂપે અપાયેલાં પદો અને શુદ્ધ ગેય ગુજરાતી પદોમાં વ્રજભાષાની કવિતાની ક્વચિત્ છાયા આવી જાય છે ભાલણની પ્રતિભા પરોપજીવિની નથી, એટલે છાયાવાળાં પદોમાં પણ એનું સ્વાતંત્ર્ય તો અવશ્ય સચવાઈ રહેલું છે. નીચેનું કેટલુંક સાદૃશ્ય વિચારવા જેવું છે :—

| (૧) સૂરદાસ | ભાલણ |
|---|---|
| "કરપદ ગહિ અંગુઠ મુખ મેલત<br>પ્રભુ પોઢે પાલને અકેલે.<br>હરિ હંસિ હંસિ અપને રંગ ખેલત. ૧<br>મુનિ ભયભીત ભયો ભુવ કંપત<br>* બાઢ્યો વડ સાયરજલ ઝેલત. ૨<br>× × ×<br>શેષ સહસ્રશીશન પગ લેપત...૩"<br>(લ. છ. દેસાઇનો કીર્તનસંગ્રહ–ભાગ ૧–પૃ. ૧૧૬) | "ચરણ અંગુઠ કર ધરી,<br>મુખમાંહે તે રાખ્યો રે.<br>માઈ કેયને જે દેખાડ્યું<br>તે મુજને દેખાડો રે. ૯"<br>[* ભાલણે પદોમાં બે ઠેકાણે 'પ્રાગવડને પાંદડે'–શબ્દ પણ પ્રયોજ્યા છે. પૃ. ૧૫૦]<br>"ગુણ તાગ શું કહું,<br>શેષથી કહ્યા ન જાય રે...૬"<br>(પદ ૩૯ મું) |

| (૨) સૂરદાસ | ભાલણ |
|---|---|
| "યશોદામાઇ યહ ન બૂઝિયે કામ. | "જશોદાજી છોડો સુંદર શ્યામને રે. |
| કમલનેનકી ભુજ્જ દુખિ હે | કઠિણ દામણું ખૂંચે કોમળ તન હો. |
| બાંધિ ઊખલ દામ. ૧ | × × × |
| પુત્ર હુતે પ્રીતમ નહી કોઊ | સુંદર બાલક છે એ અતિ ઘણું રે, |
| કુલદીપક અતિ ધામ. | એવા નથી બીજા દશવીશ હો. ૨ |
| દેખિયત કમલવંદન કુમલાતો | વહાલો એ છે આખા ગામને રે, |
| તૂ નિર્મોહી વામ. ૨ | કહો કેટલું કીધું છે એણે જાન હો; |
| હરિ પર વારિ ડારિ સબ તન મન | અમો સહુ મળીને આપિયે રે, |
| ગોરસ અરુ સબ દામ, | જે વણસાડ્યું હોયે સામલવાન હો. ૩" |
| તૂ અપને મંદિરમેં બેઠી | (પદ પર મું) |
| હરિ આંગન હે ધામ. ૩" | |
| (પૃ. ૧૫૦) | |

(૩) આ પદની ઉપરનું એક પદ–'કહો તો માખન લાઊ ધરતે—'એ ભાલણના ૫૦ મા પદ 'જશોદા છોડો કહાનને, હું આપું ગોરસ-ગોપી રે'ની સાથે વાંચતાં સૂરદાસના ભાવનું સામ્ય ભાલણમાં પકડી શકાય છે

| (૪) સૂરદાસ | ભાલણ |
|---|---|
| "શોભિત સુભગ નંદજૂકી રાની | "ભૂપે કપટ કરાવિયું |
| અતિ આનંદ આંગનમે બેઠી, | મારવા કારણ બાલને, |
| ગોદ ખિલાવત સારંગપાની. ૧ | જશોદા ઉત્સંગે લઇને |
| તૃણાવર્તકી કરી સૂરતિ જિય | ધવરાવે છે દયાલને. ૨ |
| પઠયા કંસ અસુર અભિમાની | × × × |
| ગરુવે ભયે વહી બેઠારે, | દેહમાં અતિ ભાર દીધો |
| સકી ન પરે જનુની અકુલાની. ૨ | ચકિત તે ત્યારે થઈ; |
| આપુન ગઇ સદનમેં દારી | ભૂમિ મૂકી કૃષ્ણજીને |
| કછૂએક કાજ તહાં લપટાની ૩" | મંદિરમાં તત્ક્ષણ ગઈ. ૩" |
| (પૃ. ૧૭૭) | (પદ ૩૬ મું) |
| (૫) "પાયલ સિવા નિરખિ હરિ પર્યો | "દૈત્ય કેરા ઉદર ઉપર |
| ઉપર ખેલત શ્યામ સુખાવની. | રમાપતિ રંગે રમે. ૬ |

| | |
|---|---|
| વ્રજવનિતા ઉપવનમેં પાયે<br>લેય ઉઠાય કંઠ લપટાની. ૫<br>લાઈ ગહી ચુંબન ચાહતિ<br>ઘર ઘર સબન વધાઈ માની...૬<br>(પૃ. ૧૭૮) | તેડી સુતને જશોદાજી<br>હૈડે ચાંપે ને હસે,<br>કરે ચુંબન અતિ પ્રેમશું<br>કૌતુક મનમાંહે વસે. ૭<br>(પદ ૩૮ મું) |

(૬) પરમાનંદદાસનું પલનાનું એક પદ છે તેની ધ્રુવપંક્તિ 'માઇ મીઠે હરિજૂકે બોલનાં'છે (એજન, પૃ. ૧૧૬); ભાલણે ૧૦૩ જું પદ ' મીઠું તે હરિનું બોલવું 'થી શરૂ કરેલું છે. આ બેઉ પદનો આશય શ્રીવલ્લભાચાર્યજીના ' મધુરાષ્ટક 'ના अधरं मधुरं वदनं मधुरंની સાથે ખૂબ સામ્ય ધરાવે છે.

| ( ૭ ) સૂરદાસ | ભાલણ |
|---|---|
| " સુંદર સાંવરે જબતે મુરલી<br>અધર ધરી,<br>સુન શિવ સમાધિ ટરી.<br>સુન થકે સુર વ્યોમ વિમાન.<br>× × × ×<br>સુન ખગ મૃગ મૌન ધરી,<br>ફલ તૃણકી સુધિ બિસરી<br>સુન ધેનુ મૃગ થક રહે.<br>× × × ×<br>મન મોહ્યો મદનગોપાલ...<br>× × × ×<br>સંગ નાગરી નવબાલ."<br>( પૃ. ૨૭૬ ) | " મુરલી વાય છે રસાળ × ×<br>ગૌ તૃણ ચરતી રહી,<br>સાંભળે છે કાન.<br>આકાશે ચાલી નહિ,<br>થોભી રહ્યાં વિમાન. ૨<br>મૃગલાં મીટ માંડી રહ્યાં,<br>વૃક્ષ તણાં ન હાલે પાન;<br>× × × ×<br>એ માહરે હૈડે વસિયો,<br>પાસે હું દિનરાત." વગેરે<br>( પદ ૧૦૪થુ ) |

ઉપરના ત્રણે કવિઓ સં. ૧૫૫૦ થી કાવ્યરચના કરે છે. સં. ૧૫૫૦ અને ૧૫૮૭ વચ્ચે શ્રીવલ્લભાચાર્યજી ત્રણેક વાર સૌરાષ્ટ્ર–ગુજરાત–કચ્છમાં આવી ગયા હતા અને એમના અનેક શિષ્યો મથુરાપ્રદેશમાં જઈ આવ્યા હતા. સિદ્ધપુરના જગન્નાથ જોશી વગેરે છેક જગદીશ સુધી ગયા હતા ને શ્રીવલ્લભાચાર્યજીની દીક્ષા

લીધી હતી  આમ મહાગુજરાતની પ્રજાનો મથુરા પ્રદેશ સાથે સબધ વધ્યો હતો અને ચરોતરના એક પાટીદાર કૃષ્ણદાસ તો શ્રીનાથજીના મદિરના અધિકારીનુ પદ ધરાવતા હતા–જે શ્રી વલ્લભાચાર્યજીના શિષ્ય હતા, એટલુ જ નહિ, પણ વ્રજભાષાના સુપ્રસિદ્ધ અષ્ટછાપ કવિઓમા ચોથુ સ્થાન ધરાવતા હતા એમના પદ ગાવામા ખૂબ જ અઘરા છે લાબા લાબા ચરણોના એ પદનો પ્રકાર આપણને ભાલણના 'દશમ સ્કધ'ના 'રાગ નટનારાયણ'ના પદોમા જોવા મળે છે (જુઓ પદ ૪૫–૩૭૨–૩૮૬–૪૪૯–૮૬૫–૪૭૧) આ પ્રકાર ગુજરાતીમા ભાલણપૂર્વે જોવામા આવતો નથી

"જશોદા માત, સાભળો વાત, કરે ઉપઘાત, સુદરવર
ઘર માહેરે કયહો કયમ કીજે ૧
ચચન કાય કોણ ઉપાય, માખણ ખાય, દોણી ફોડી દૂધની કયહો ૨ વગેરે
(પદ ૪૫ મુ)

આથી આપણે કહી શકવાની સ્થિતિમા છિયે કે નરસિહ મહેતાએ જેમ અનેક રાગોમા પદોની રચના કરી ગાયા હતા તે પ્રમાણે ભાલણે પણ અનેક રાગોમા પદોની રચના કરી પદો ગાયા હતા ભાલણ 'દશમ સ્કધ'નો મૂળને અનુસરતો ગુજરાતી અનુવાદ કડવાબદ્ધ આખ્યાનના રૂપમા આપે છે, છતા વચ્ચે વચ્ચે સખ્યાબધ સુદર પદો આમેજ થયા છે કે જેમાના મોટાભાગના પદ તે તે સ્થાનેથી અલોડી લેવામા આવે તો એનાથી અનુવાદની સળગતામા ખાસ ત્રુટી આવતી નથી આ પૂર્વે સ્વ કાટાવાળાએ 'દશમ સ્કધ'ની પ્રસ્તાવનામા જે ધ્યાન દોર્યું છે કે—

"પદ ૧૨૨ થી ૧૫૫ સુધી દાણલીલા છે તે મૂળમા નથી એ જ રીતે પદ ૧૬૮ થી ૧૭૩, ૧૮૧ થી ૧૮૫, ૧૮૩–૪ ૧૬૭, ૧૮ ૧૯૮, ૨૦૫ થી ૨૦૭ મૂળમા નથી' (પ ૬)

આટલા જ નહિ પણ બીજા પણ સખ્યાબધ પદ આ પ્રકારના છે (જે વિશે આગળ ઉપર યથાસ્થાન કહેવામા આવશે) કે જે મૂળ સ ભાગવતથી બહારના છે

અહીં એક પ્રશ્ન ઊઠે કે ગુજરાત-સૌરાષ્ટ્રમાં કોઈ અન્ય કવિએ વ્રજભાષાનો સમાદર કર્યો છે કે નહિ. આનો જવાબ દૂર શોધવા જવો પડે એમ નથી. પ્રભાસપાટણના કેશવરામ હૃદેરામે ૪૦ સર્ગમાં રચેલા 'કૃષ્ણક્રીડાકાવ્ય'માં વ્રજભાષામાં થોડી રચના સં. ૧૫૯૨ માં કરી છે. આ કવિને સ્વ. અં. બુ. જાનીએ સં. ૧૫૨૯ મા લેખેલો, પણ સ્વતંત્ર રીતે જ ગણિતથી સ્વ. રામલાલ મોદીએ એ વર્ષ ૧૫૯૨ હોવાનું આ પૂર્વે સિદ્ધ કરી બતાવ્યું છે. અને વ્રજભાષાનો કેશવરામને હાથે થયેલો સમાદર એને સં. ૧૫૯૨ માં જ સમર્થિત કરે છે; એ રચના ( સર્ગ ૧૪ મો ) ·

" ત્યજ અભિમાન ગોવાલી ! ઘરત્ર આયો શ્રીવનમાલી,
યાકે ચરણ ચતુર્મુખ સેવે, કિંકર હોય કપાલી. ત્યજ. ૫૨ " વગેરે

× × × ×

ભાલણને સં. ૧૫૪૫ ની પૂર્વે લઈ જઈયે તો એને 'વ્રજ-ભાષાનો આદિ કવિ' ગણવો પડે, જ્યારે એ યશ તો અષ્ટછાપના ધુરંધર કુંભનદાસ સૂરદાસ વગેરેને જ અબાધિત છે, એટલે ભાલણને એ કવિઓનો સમકાલીન માનવો અનિવાર્ય થઈ પડે છે. એ સમય તે સં. ૧૫૫૦-૧૫૭૫ નો જે-ગાળામાં એની કવિતા વિસ્તરી.

## ભાલણની દેવીભક્તિ :

ભાલણના જીવનને લગતા સ્વ. નારાયણભારતીના લેખનમાથી તારવેલા પ્રમાણમાં ગૌણ જણાતા એવા મુદ્દાઓમાંના ૨ અને ૧૦ એ બેમા ભાલણ દેવીભક્ત હતો એવું જોવા મળે છે; જો કે ૧૦ મા મુદ્દામા સ્વ. ભારતીના સ્પષ્ટ શબ્દ મળે છે કે " તેણે બનાવેલાં પુસ્તકો ઉપરથી તેના મનનું વલણ દર્શાય છે કે, તે સર્વ દેવને ઈશ્વર માનતો હતો, પણ રામચંદ્ર મુખ્ય ઇષ્ટ હતા " ( પૃ. ૧૦ ). આમ આ ૧૦ મા મુદ્દાના જોર ઉપર ૨ જો મુદ્દો આપોઆપ તૂટી જાય છે. અને ભાલણની કૃતિઓમાંના કોઈ પણ આંતર પુરાવાથી

એના મિત્રમંડળ વિશે કશી જ માહિતી મળતી નથી, અને મીઠા રામના પ્રામાણિક અસ્તિત્વના વિષયમાં મુદ્દા ૩ જાના નિરાકરણથી જ નિરાકરણ થઈ જતું હોઈ વધુ સમર્થનની જરૂર રહેતી નથી. આમ ૨ જો-૧૦ મો બેઉ મુદ્દા નિરાકૃત થઈ જાય છે-છતાં ૧૦ મા મુદ્દાને અંતે સ્વ. ભારતીએ કરેલા ખુલાસાને વધુ પોષણની જરૂર રહે ખરી.

એ શાક્તમતનો શરૂઆતમાં હશે એવી સંભાવના થાય એનું એક માત્ર કારણ એનો 'સપ્તશતી'નો એણે ભાવાનુવાદ ગુજરાતીમાં બાંધ્યો એ છે. સ્વ. મોદી માને છે તે પ્રમાણે 'સપ્તશતી'ના આરંભની-"અલ્પમતિ હું કાંઈ ન જાણું, આણું અહંબુદ્ધિ કવિ તણી" (કડવું ૧-૫) આ લીટી પ્રમાણે આખ્યાનોમાં કદાચ આ 'સપ્તશતી' એનુ પહેલું આખ્યાન હોય. આ કૃતિમાં એની 'રામ-ભક્તિ'નો લેશ પણ જોવામાં આવતો નથી. એનો દેવી તરફનો આદર 'સપ્તશતી'ના પહેલા કડવામાં નીચે મુજબ દેખાય છે :

"ગુણ ગાતા ઇચ્છું ભગવતીના, જેને જાણે નહિ કો રેશ;
મોટા મુનિજન જેહનો, પ્રીછે નહીં લવલેશ. ૬
તેનો મહિમા શો કહુ, મુજ મતિ મનમાંહે ભમે;
કાલુ ઘેલું બાળક બોલે, તે વચન માતાને ગમે. ૭
અખિલ આઇ તમારો તે પાર કોઇ પામે નહી;
આપઆપણે બુદ્ધિમાને મોટા કવિ સ્તવે સહી. ૮
તો હુંય મારે બુદ્ધિમાને ગાઉં ગુણ અંબા તણા;
જે માર્કંડેય પુરાણ માંહે, સુમેધસ્ બોલ્યા ઘણા. ૯

×          ×          ×          ×

ભોળે ભાવે ભક્તિ આણી, આઈ, ગુણ તારામાં રમું;
નિર્વિઘ્નપણે એ ગ્રંથ રચવા, શૈલસુતા-સુત પરણમું. ૧૦"

આમાં આઈ તરફનો એનો ભક્તિભાવ આત્યંતિક કોટિનો હોય તો છેલ્લી ૧૦મી કડીમાં 'નિર્વિઘ્નપણે એ ગ્રંથ રચવા શૈલ-

સુતા-સુત '—ગણેશને એ પ્રણામ કરે છે તે ન કરે. કાવ્યના આરંભમાં પણ—

"શૈલસુતા-સુત પ્રણમું રે, સિદ્ધિ બુદ્ધિના ભરતાર;
સિંદૂરે ચરચિત સદા રે, ઉર સેવંત્રાંનો હાર ૧
× × × ×
બ્રહ્મસુતા કરું વિનતિ, સરસ્વતી માતા મન ધરો;
અજ્ઞાન અંધકાર હરી શુભ જ્ઞાનભાનુ ઉદે કરો. ૪ "

એમ ગણેશ અને સરસ્વતીનું મંગળ ગાય છે.

એની સમર્થ કૃતિ 'કાદંબરી'માં પણ આપણને આ જ પ્રકારનું સામાન્ય મંગલાચરણ મળે છે; જેવું કે—

" શ્રીગુરુ ગણપતિ બ્રહ્મસુતાનિ ,પ્રથમિ કરું પ્રણામ;
વિઘ્ન-રહિત જેણિ ગૂઢ ગ્રંથનૂં પૂરણ થાઇ કામ. ૧ "

અને એને ' કાદંબરી 'ની જેમ યશ અપાવે તેવી કૃતિ ' પ્રથમ નળાખ્યાન 'માં પણ—

" ગુરુપદપંકજને પ્રણમું, બ્રહ્મસુતાને ધ્યાઊં;
ગુર્જરભાષાએ નળરાના ગુણ મનોહર ગાઊં. ૧ "

આમાં માત્ર એક જ સ્થળે—" જેણી પેરે રાખે તેણી પેરે રહીએ ભાલણપ્રભુ રઘુનાથ. ૧૦ " એમ ૧૭ માં કડવાને અંતે પોતાના નામ સાથે ' રઘુનાથ ' યોજે છે.

જેમ એની વય વધી છે તેમ એ વધુ અને વધુ રામ તરફ અનન્યતા સાધતો જાય છે અને ' દશમ સ્કંધ 'માં અનન્ય રામભક્ત બની રહે છે—એ ત્યાંસુધી કે કૃષ્ણનાં ચરિત ગાતો પણ એ રામનાં-સીતાપતિનાં જ ચરિત ગાય છે એવો ઠેર ઠેર ભાવ વ્યક્ત કરે છે. આ થોડાં જ સ્થાન ખસ થશે :

" એને બાંધ્યો હું શું છોડું, નામે લ્રુગ છોડાયે રે;
ભાલણપ્રભુ સીતાપતિ સ્વામી, દામોદર કરી ગાયે રે. " (પૃ. ૪૦)

"એને નામે મ ઘન છૂટે ભવ તણાં રે, તે લઇ આપ્યો કરજ્યો શિખન સાથ હો
આખડની ચોળે છે પાણિએ કરી રે, દીન થઇને ભાનણપ્રભ રઘુનાથ હો "(પૃ ૪૧)
"સહુને મદિર નિત્ય જાઓ છો, આજ આવો મારે ઘેર
ભાનણપ્રભુ રઘુનાથજી, આપણ રમિયે રૂડી પેર આ૦ ૪ " (પૃ ૫૧)
"સગત કરતા શ્રીકૃષ્ણની, ગર્ભવાસથી ટળિયે,
ભાલણપ્રભુ રઘુનાથશુ અતર્ગત મળિયે આ૦ ૧૧ " (પૃ ૭૮)
"પછે ગોપીમદિર સાંચરી, શ્રીકૃષ્ણ ગૌ ચારવા ગયા,
ભાનણપ્રભુ રઘુનાથજી ગોપીને કીધી દયા ૯ " (પૃ ૮૧) વગેરે

અને છતા 'દશમ સ્કધ'ના આરંભમા એ 'શ્રી ગણપતિને પ્રણમુ' થી શરૂઆત કરી પછી એના નિયમ મુજબ એ સરસ્વતીનુ મંગળ કરે છે ·

"આદ્ય માતા તુજને નમુ રે, તારી છે વિખ્યાત રે,
આ ગ્રથ તો ચાલશે રે, જો પૂરે રહેશો માત રે ૩ "

આ આદ્ય માતા 'સરસ્વતી' છે, નહિ કે અબા માતા, કેમકે પૂરે રહેવાનુ આમા પ્રાર્થન છે, બધે એ સામાન્ય રીતે 'ગણપતિ' ને 'સરસ્વતી'ને પ્રાર્થના–નમન વગેરે કરે છે આમ એ કોઈપણ એક સંપ્રદાયનો નહિ પણ સામાન્ય બ્રાહ્મણધર્મનો અનુયાયી જ રહે છે શ્રી ક મા મુનશી ભાલણને પાછલી વયમા ગમાનદી થયાનું કહે છે (Guj & its Lit, પહેલી આવૃત્તિ, પૃ ૧૧૯) એ પણ તેથી સમર્થિત થઈ શકતુ નથી સ્વ રામલાલ મોદીએ ઈ. સ. ૧૯૧૯મા લખેલી એમની પુસ્તિકા 'ભાલણ' (પૃ ૫૩) મા અને ઈ સ. ૧૯૪૧ની પુસ્તિકા 'ભાલણ, ઉદ્ધવ અને ભીમ' (પૃ. ૧૩)મા 'ભાલણ ઉત્તરવયમા રામભક્ત થયો હતો એ ચોક્કસ છે, પરન્તુ તે રામાનન્દ સપ્રદાયમા પ્રવિષ્ટ થયો હતો કે નહિ, તે જાણવાનું સાધન નથી તેના સમયમા ગુજરાતમા રામાનદી સપ્રદાયનો પ્રચાર હતો, કારણ કે નરસિહના હારપ્રસગનો ભીમ રામાનન્દી હતો ' એવો અભિપ્રાય આપ્યો છે

અને આપણે પ્રેમાનંદની ઉત્તરાવસ્થામા પણ શુ જોઇયે છિયે ?

એ પણ ભાલણની જેમ જ અનન્યતાથી રામ અને કૃષ્ણમાં અભેદ-ભાવ જોઈ કૃષ્ણની લીલાને રામની લીલા તરીકે જણાવે છે; જેમકે–

"પ્રેમાનંદ-પ્રભુ સીતાપતિ બાંધ્યા ઊખળ સાથ રે." (કડવું ૩૫ મું) વગેરે

આ ઉપરથી, આ પૂર્વે 'કવિચરિત'માં (બીજી આવૃત્તિ પૃ. ૧૫૯) મારા તરફથી જણાવવામાં આવ્યું છે તે પ્રમાણે, "એ કોઈપણ એક ધર્મમાં ચુસ્ત ન હોતાં સામાન્ય વૈદિક ધર્મનો હતો અને શ્રી રામચંદ્ર જ્ઞાતિના ઇષ્ટદેવ હોવાથી એમાં એનો વિશેષ અનુરાગ છેક અનન્યતા સુધી પહોંચેલો હતો." મોઢવણિકોના ઇષ્ટદેવ શ્રીરામચંદ્ર છે અને ભાલણમાં એ રામભક્તિ એની વય જેમ જેમ આગળ વધતી આવતી હતી તેમ વધતી આવતી હતી–એટલું જ એના ગ્રંથો ઉપરથી સમજી શકાય, નહિ કે કોઈપણ સાંપ્રદાયિક ભક્તિ; એટલે આ વિષયમાં સ્વ. નારાયણભારતીએ ૧૦ મા મુદ્દામાં તારવેલું અનુમાન જ વધુ સંગત જણાય છે.

### ભાલણનો ગુરુ :

સ્વ. ભારતીવાળા ૯ મા અને ૧૬ મા મુદ્દાઓમાં ભાલણને 'પરમાનંદ' નામના ગુરુ હોવાનો અને ૧૬ મામાં વિશેષમાં 'સદાનંદ' નામનો પણ ગુરુ હોવાનો અભિપ્રાય જોવા મળે છે. ભાલણની પ્રાપ્ય કૃતિઓમાંથી માત્ર એક 'ધ્રુવાખ્યાન'માં–

"શ્રીપાતજીની કૃપા કરીતિ કથા કાંઈ કહેવાય.
કહે કવિ હું ગુરુ તણા અહોનિશ પૂજું પાય. ૨૦" (કડવું ૧૮ મું)

એમ કોઈ 'શ્રીપાત' ગુરુનો નિર્દેશ મળે છે. 'મામકી આખ્યાન'ની પુષ્પિકામાં એક નિર્દેશ છે તેને પણ આપણે ઉવેખી શકિયે નહિ; જેવો કે

"ઇતિશ્રી પદ્મપુરાણે ઉમામાહેશ્વરસંવાદે ત્રવાડી ભાલણકૃત મામકીનું આખ્યાન સંપૂરણ શ્રીગુરુ બ્રહ્મપ્રિયાનંદનાથજીના પ્રેરાથી લખાણું છે. શ્રી"
(બુદ્ધિપ્રકાશ-૧૯૨૭ ફેબ્રુ.)

સ્વ મોદી આ 'બ્રહ્મપ્રિયાનંદ'ને ભાલણનો ગુરુ માને છે

(ભાલણ, ઉદ્ધવ અને ભીમ, પૃ. ૧૧). વધુમાં સ્વ. મોદી ત્યાં ઉમેરે છે કે—

"તે પૂર્વવયમાં શાક્ત હતો, તેમાંથી આ ગુરુએ તેને રામભક્તિ તરફ વાળ્યો હશે એમ જણાય છે, કારણ કે આ કાવ્ય તેની પ્રેરણાથી ભાલણે લખ્યું છે અને તેમાં રામનામનું માહાત્મ્ય વર્ણવવામાં આવ્યું છે."

આ પુષ્પિકા કાંઈ ગ્રંથનો ભાગ નથી, છતાં પુષ્પિકાની સંગતિ જોતાં એમ માનવામાં અડચણ નથી કે બ્રહ્મપ્રિયાનંદની પ્રેરણાથી ભાલણે 'મામકી આખ્યાન'ની રચના કરી હોય; તો 'શ્રીપાત' કોણ? 'ધ્રુવાખ્યાન'ના એ શબ્દ ઉપરથી એ સંન્યાસી હતો એવું સ્પષ્ટ થઈ શકતું નથી. 'હારમાલા'માં આવતો 'શ્રીપતિ' તો કોઈ પંડિત છે કે જે મંડલિક રાજાને નરસિંહની પુત્રીને ભગવાને મામેરું પૂર્યાની વાત કહે છે (હારસમેનાં પદ ને હારમાલા–બીજી આવૃત્તિ પૃ. ૪૯–૫૫). 'ધ્રુવાખ્યાન'માંનો શ્રીપાત 'શ્રીપાત' છે કે 'શ્રીપતિ' એનો નિર્ણય કેમ કરવો? ગમે તે નામ હોય–એકનું સ્થાન પાટણ છે તો બીજાનું સ્થાન જૂનાગઢ છે. અને 'હારમાલા'નો શ્રીપતિ પંડિત ઐતિહાસિક વ્યક્તિ છે કે નહિ એ પુરવાર કરવું પડે એમ છે, જ્યારે 'ધ્રુવાખ્યાન'માંનો 'શ્રીપાત' તો ભાલણના શબ્દોમાં વ્યક્ત છે. અને એ ભાલણનો ગુરુ હોય એમ લાગે જ છે. તેથી જો 'બ્રહ્મપ્રિયાનંદ'ને પણ ભાલણનો ગુરુ સ્વીકારવો હોય તો કાં તો એક વિદ્યાગુરુ અને બીજો ધર્મગુરુ એમ માનવું જોઈએ, અથવા તો વિદ્યાગુરુ શ્રીપાતે સંન્યાસ લઈ 'બ્રહ્મપ્રિયાનંદ' નામ ધારણ કર્યું હોય. પરંતુ આવા નિર્ણયને પણ વધુ સબળ પુરાવાની જરૂર રહે છે.

પણ તેથી એટલું તો સ્પષ્ટ થાય છે કે ૨૧ ભારતીવાળી 'પરમાનંદ' ગુરુની માન્યતા અને ૧૬ મા મુદ્દામાં આપેલા વિકલ્પ પ્રમાણે પુરુષોત્તમની ગુજરાતી પંક્તિઓ સાથેની હિંદી 'જેકરી'ની પંક્તિઓવાળો

" मुग्यतन्यीत सदानंदसागर आनद होयें दृष्टसमाने,
शिवभैरवके नाममे पुग्ण ब्रह्मप्रिया नामको स्वास माने "

—આ સદાનંદ કે સદાનંદસાગર એ ભાલણનો ગુરુ કેવી રીતે એ સિદ્ધ કરવું મુશ્કેલ છે. આમાંથી તારવવું જ હોય તો 'ब्रह्मप्रिया-नाम' શબ્દમાથી 'બ્રહ્મપ્રિયાનંદ' તારવી શકાય. પણ 'મુદ્રાલંકારના ભાસ'થી વિશેષ આમા કાઈ જણાતું નથી એટલે સ્વ. ભારતીની ભાલણના ગુરુ–વિષયક માન્યતાને કોઈ સ્થાન રહેતું લાગતું નથી. પાટણથી ઈશાનકોણમાં હરિહર મહાદેવમાં ગુરુ પરમાનંદ અને પુરુષોત્તમ મહારાજની સમાધિ છે–એટલાથી ભાલણનો ગુરુ પરમાનંદ સાબિત કરાવી શકાય એમ નથી, કેમકે ભાલણ અને પુરુષોત્તમ મહારાજની અન્યન્યતા જ સિદ્ધ થઈ શકતી નથી એ આ પૂર્વે બતાવાયું જ છે.

## ભાલણના પૂર્વજો અને વંશયો :

આપણને ૧૧ મા અને ૧૩ મા મુદ્દાઓમા ભાલણની અવટંક, ભાલણના પિતા–ભાઈ અને ભાઈના વંશજોની માહિતી મળે છે, તો આ પૂર્વે નિરાકૃત થઈ ચૂકેલા ૧૪ મા મુદ્દામા ભાલણને ઉદ્ધવદાસ અને વિષ્ણુદાસ નામના બે પુત્રો, અને ૧૫ મા મુદ્દાથી ચતુર્ભુજ નામે ત્રીજો પુત્ર હોવાનું જાણવા મળે છે. ભાલણના મકાનમાથી મળેલા રદ્દી કાગળોમાની એક ચોપડીમા પુરુષોત્તમને હાથે લખાયેલા કાગળોમાના એક કાગળમાં—

"સ્વસ્તિશ્રી કાશી મહાશુભસ્થાને પુજારાધે દવેજી શ્રીપચ દવેજી મંગળજી દયાળજી ચરનાણે શ્રીપાટણ થકી લ. દવે પુરૂષોત્તમ મંગળજીના પ્રણામ વાચજો જત્રે રે અહી તો કુશળક્ષેમ છે" (સપ્તશતી–કવિચરિત્ર, પૃ ૧૨)

આ કાગળમા સંવત નથી, સ્વ ભારતીના જણાવ્યા પ્રમાણે લિપિ ગુજરાતી છે બીજો કાગળ 'પાટણથી પુરૂષોત્તમ મંગળજી'નો પાલણપુરના કોઈ ગુલાબદાસ શોભણદાસ ઉપરનો બતાવાયો છે. આ કાગળોને સાચા માનવા હોય તો ભાલણના સમયથી ત્રણેક

વર્ષ આ બાજુ આવવું પડે એમ છે. ઉપરના પત્રમાં ભાલણના સમયની લિખિત ભાષાનું એક પણ નિશાન નથી. જો આ પત્રો સાચા હોય તો કોઈ ભળતા જ પુરુષોત્તમ મંગળજી દવેને પુરુષોત્તમ મહારાજ સાથે અડાવી દીધાં છે. અને 'ગુલાબદાસ' નામ પણ આપણને ભાલણના સમય જેટલે જૂને જવા દે એમ નથી, કારણ કે 'ગુલાબ' શબ્દ નામમાં આટલો જૂનો પેઠેલો મળે એમ નથી.

આમ આ પત્રો આપણને કશા જ કામમા આવે એમ ન હોઈ ભાલણના ચરિત્રાલેખનમાં કશા જ કામના નથી, અને તેથી ભાલણની અવટંક 'દવે' હતી વગેરે પણ નિરર્થક જાય છે, કેમકે કાદંબરી, નામકી આખ્યાન વગેરે કૃતિઓની જૂની પુષ્પિકાઓમાં 'ત્રવાડી ભાલણ' એવો સ્પષ્ટ નિર્દેશ છે, તો 'દશમ સ્કંધ'ની પુષ્પિકામાં 'મો—' મળતું હોઈ–ભાલણ 'ત્રવાડી મોઢ બ્રાહ્મણ' છે એમ આ પૂર્વે જ પુરવાર થઈ ચૂક્યું છે.

અને સ્વ. નારાયણભારતીએ ૧૧ મા મુદ્દામાં [1]મંગળજીના બે પુત્ર: [2]પુરુષોત્તમ અને [2]આદિત્યરામ; આદિત્યરામના [3]નવલરામ, એના [4]અવલરામ, એના [5]વૈજનાથ અને [5]વિશ્વનાથ, વૈજનાથના [6]સિદ્ધનાથ, એની પુત્રી [7]શિવકુંવર, શિવકુંવરના [8]હરગોવિંદ. વિશ્વનાથના [6]શિવનાથ. આમાંના સ્વ. ભારતી 'સપ્તશતી'ની પ્રસ્તાવના ઈ. સ ૧૮૮૭ માં પ્રસિદ્ધ કરે છે ત્યારે ઔરંગાબાદમાં શિવનાથ ૭૦ વર્ષના બેઠા છે અને શિવકુંવર અને હરગોવિંદ પણ જીવંત છે. આ હરગોવિંદને ભાણેજ દાવે ભાલણના ઘરની માલિકી પ્રાપ્ત થઈ રહી છે. સ્વ. ભારતીને હરગોવિંદે આપેલી આ માહિતી તરફ 'તે બહુ સંશય પડતી વાત છે' એમ કહેવું પડ્યું છે (પૃ. ૧૧). આ વિષયમાં તેથી જ કાંઈ વધુ કહેવા પડતું રહેતું નથી કે મંગળજી દવેનો પુરુષોત્તમ ભાલણના સમય જેટલે જૂને જઈ શકતો નથી.

આમ ભાલણના બાપદાદા અને ભાઈના વંશજોની વાત નકામી થાય છે. હવે રહ્યા માત્ર પુત્રો. ભાલણ–સુત ઉદ્ધવદાસની હાથપ્રત

મળે છે તેવી કૃતિ–'બભ્રૂવાહન આખ્યાન'માં આ છાપ મળે જ છે; જેવી કે—

"કર જોડીને કહે આનંદે ભાલણસુત ઓધવદાસ." (ગુ. વિદ્યાસભા–હ. લિ. પુ. નં. ૨૨)

તો વિષ્ણુદાસના 'ઉત્તરકાંડ'નાં બે કડવાંમાં પણ 'ભાલણસુત વિષ્ણુદાસ' એવી છાપ મળે છે; જેમકે—

"ઉત્તરકાંડ સંપૂર્ણ સુણતાં ઉપજે મન ઉહુલ્લાસ,
કર જોડી ભાલણ–સુત વિનવે નિજ સેવક વિષ્ણુદાસ."
(એજન–નં. ૪૮૫)

અને 'મામકી આખ્યાન'ને અંતે તો ભાલણ ખુદ 'વિષ્ણુદાસ'નો નિર્દેશ પણ કરે છે :

'ભાલણની વાણી સાંભળી, વિષ્ણુદાસ પૂછે છે વળી.'
(બુદ્ધિપ્રકાશ-વર્ષ ૭૪ મું–૧૯૨૭–ડેસુ. પૃ. ૫૩)

એટલે ભાલણના એ બે પુત્રોના વિષયમાં શંકાનું કોઈ પણ કારણ નથી જ. સ્વ. ભારતી 'મોઢેરાપુરાણ'ના અનુવાદક ચતુર્ભુજને ભાલણનો ત્રીજો પુત્ર કહે છે. એમણે આપેલા 'મોઢેરાપુરાણ'ના નમૂનામાં કશું નથી; અને ચતુર્ભુજે પોતાના કુળ વગેરે વિશે કહ્યું હશે તે બધું નષ્ટ થયાનું ત્યાં જ સ્વ. ભારતી જણાવે છે, એટલે આ ચતુર્ભુજ જેવો ત્રીજો પુત્ર હોવાનું સિદ્ધ કરી શકાય એમ નથી.

એટલું ખરું કે ભાલણ ઘરનો સુખી હતો અને ઘર પણ કુટુંબીઓથી ભર્યુંભાદર્યું હતું. 'દશમ સ્કંધ' એ રચી રચીને ઘરનાં માણસોને સંભળાવતો હશે; એના 'દશમ સ્કંધ'ના 'રુક્મિણીહરણ' માં જેવું મળે છે કે—

"રુક્મિણીને વિવાહે સતોખાણો નહિ પરિવાર,
તે માટે વિવાહ વિસ્તારે સત્યભામાનો ભાખું." (પૃ. ૨૮૪)

આ ઉપરથી સ્વ રામલાલ મોદીએ 'તેના કુટુંબની સ્ત્રીઓ

પણ સાહિત્યરસિક હશે.' એવું જે વિધાન કર્યું છે (ભાલણ, ઉદ્ધવ અને ભીમ, પૃ. ૧૫) તે પ્રમાણિત થઈ રહે એમ છે.

**ભાલણનો સંન્યાસ :**

નિરાકૃત થઈ ચૂકેલા ૧૪ મા મુદ્દામા ભાલણે જૈફ ઉમરે સન્યાસ લીધાનું સૂચવાયેલું છે, તો ૧૭ મા મુદ્દામા એણે જીવતાં એના ગુરુની નજીક સમાધિ લીધી હતી તે સમાધિ પાટણ નજીક હરિહર મહાદેવની જગ્યામાં હોવાનું કહેવાયું છે. આ વિશે સ્વ. રામલાલ મોદીની એક પાદ-નોંધ જોવા જેવી છે :

"૧. પુરુષોત્તમ મહારાજની સમાધ નામથી ઓળખાતી આ સમાધ મે જોઇ છે. પણ તેના ઉપર કંઇ લેખ જણાતો નથી. આસપાસની બીજી સમાધો કરતાં તે બહુ મોટી છે દર સાલ આષાઢી પૂર્ણિમાએ તેની પૂજા મજમુંદાર કુટુંબ તરફથી થાય છે ." (ભાલણ : પૃ. ૫૫)

આ ઉપરથી તો કદાચ વધુ સંભવિત એ ગણાય કે પાટણના મજમૂદાર નાગરોના કોઈ પૂર્વજની આ સમાધિ હશે અને એનું નામ 'પુરુષોત્તમ મહારાજ' હશે, જેને અને ભાલણને કશોયે સંબંધ નહિ હોય. એ સૂચક છે કે એ સમાધિ 'પુરુષોત્તમ મહારાજની સમાધ' તરીકે જાણીતી છે, નહિ કે 'ભાલણની સમાધિ;' એટલે ૧૭ મા મુદ્દાનું અસ્તિત્વ રહેતું નથી.

અને ભાલણે સંન્યાસ લીધો હતો કે નહિ એ વિશે ભાલણના એક પણ ગ્રંથમાથી કે એ ગ્રંથોની હાથપ્રતોની કોઈ પુષ્પિકામાંથીયે જાણવા મળતું નથી. એના પુત્ર ઉદ્ધવને નામે પ્રસિદ્ધ થયેલા 'રામાયણ'ના આરંભમાં એક સંન્યાસીના નામનો નિર્દેશ છે; જેવો કે—

"પ્રથમે પ્રણમુ ગીતાપતિને જોડીને બે પાણ,
શ્રીગુરુપદપંકજને સેવુ, આપો અવિચળ વાણ ૧
**મધુસૂદન આશ્રમ સંન્યાસી,** સમરી તેનુ નામ;
પિતાને પ્રેમે પ્રણામ કરીને, ગાના હરિગુણ ગ્રામ ૨"

આ ઉપરથી સ્વ. રામલાલ મોદીએ ધારણા કરેલી છે કે—

"આમાં પિતાની સાથે મધુસૂદનાશ્રમ નામના સંન્યાસીનું નામ લીધું છે. તે કદાચ ભાલણને ઉદ્દેશીને પણ હોય. જો એ તર્ક ખરો હોય તો ભાલણના સંન્યસ્તનું પ્રમાણ મળેલું ગણી શકાય અને એના ચતુર્થ આશ્રમનું નામ મધુસૂદનાશ્રમ હશે એમ ધારી શકાય. પણ એ વચન સંદિગ્ધ છે; વિશેષ પ્રમાણ અપેક્ષિત છે." (ભાલણ : પૃ. ૫૫)

પછીથી તો સ્વ. મોદીએ આ વાતને સિદ્ધ માની હતી; 'નળાખ્યાન'ની પ્રસ્તાવનામાં એમના સ્પષ્ટ શબ્દો છે :

"એણે સુખપૂર્વક લાંબો ગૃહસ્થાશ્રમ ભોગવી આર્યસંસારવ્યવસ્થા પ્રમાણે ઉત્તરવયે સંન્યસ્ત લીધું હતું અને મધુસૂદનાશ્રમ નામ રાખી કાષાય વસ્ત્રો અને દંડ ધારણ કર્યાં હતાં." (પ્રસ્તા. પૃ. ૫)

'કવિચરિત' માં મારા તરફથી આ વિશે એટલી સ્પષ્ટતા કરવામાં આવી છે કે 'રામાયણના આરંભમાં મધુસૂદન આશ્રમ નામના સંન્યાસીનું કવિ સ્મરણ કરે છે, જ્યારે પિતાને પ્રણામ કરે છે' (કવિચરિત–બીજી આવૃત્તિ, પૃ. ૨૭૨). આ વસ્તુ તરફ સ્વ. મોદીનું ધ્યાન ગયેલું છે એમ જણાય છે, અને એમણે મત ફેરવ્યો છે કે—

"આ ઉપરથી પહેલાં મેં અનુમાન કરેલું કે ભાલણે સંન્યસ્ત ગ્રહણ કરીને મધુસૂદનાશ્રમ નામ ધારણ કર્યું હશે. પરન્તુ હવે મને લાગે છે કે એ બે ભિન્ન વ્યક્તિઓ હોવી જોઇએ, કારણ કે એકનું નામ સ્મરણ કરે છે અને બીજાને પ્રણામ કરે છે." (ભાલણ, ઉદ્ધવ અને ભીમ, પૃ. ૧૬)

આમ ભાલણે સંન્યાસ લીધો હોય તોયે એ જાણવાનું આપણી પાસે કશું પ્રમાણ નથી. 'ભાલણ' અને 'પુરુષોત્તમ' ની અનન્યતા સ્વીકારનારા સ્વ. મોદીએ પણ આ વિષયમાં સ્પષ્ટ જણાવ્યું છે કે—

"ભાલણ પુરુષોત્તમ મહારાજ તરીકે પુજાતો હતો એ વાત સત્ય છે, પરન્તુ સંન્યાસ્તાશ્રમનું નામ પુરુષોત્તમ હોઈ શકે નહિ. ઉચ્ચ કોટિના ધાર્મિક પુરુષ તરીકે લોકો તેને માન આપતા હતા એ તો આપણે ભીમનાં કાવ્યોના ઉલ્લેખો ઉપરથી જોયું છે...ભાલણની સમાધિ ઉપર કોઈ જાતનો લેખ નથી, તેથી ચોક્કસ કહી શકાય એમ નથી કે તે ભાલણની જ છે, વળી તે સમાધિ તેની જ હોય તોપણ તે ઉપરથી એમ નિર્ણય ન થઈ શકે કે તેણે સંન્યસ્ત

લીધું જ હશે, કારણ કે ધર્માત્મા તરીકે પુજાતા પુરુષોને જે જગાએ અગ્નિસંસ્કાર કરવામાં આવે છે, તે જગાએ સ્મારક તરીકે દેરીઓ બાંધવામાં આવે છે.

"આ સંજોગોમાં ભાલણે સંન્યસ્ત લીધું હતું કે કેમ એ પ્રશ્ન હજી નિર્ણય થયા વિનાનો જ રહે છે." (એજન, પૃ. ૧૬)

ભાલણની અને પુરુષોત્તમની અનન્યતા અને ભીમને આશીર્વાદ આપનારા મહાકવિની અને ભાલણની અનન્યતા સિદ્ધ થઈ શકતી નથી એ ઉપર બતાવવામાં આવ્યું જ છે, અને પેલી હરિહર મહાદેવના મંદિરમાંની ગુરુ-શિષ્યની સમાધિઓ સાથે પણ ભાલણનો કાંઈ સંબંધ સાબિત કરી શકાતો નથી એ પણ સ્પષ્ટ થયું છે. ઉપરાંત આ ત્રણે હકીકત તરફ સુરુચિથી જોતાં છતાં સ્વ. મોદીને સંન્યાસની હકીકતમાં તો સ્પષ્ટ અરુચિ છે:—એમ સંન્યાસનો મુદ્દો પણ નિરર્થક નીવડે છે.

**ભાલણનું વતન :**

આ વિષયમાં તો 'દશમ સ્કંધ'ની પુષ્પિકાનો નિર્દેશ આ પૂર્વે આવી ગયો છે; પણ ખુદ ભાલણ પણ 'મામકીઆખ્યાન'ને અંતે 'પાટણ'નો નિર્દેશ કરે છે; જેવો કે

"પૂત તણો પટણમાં ઠામ, એક વાર બોલો જે જે રામ."
(બુદ્ધિપ્રકાશ—વર્ષ ૭૪ મું—૧૯૨૭—ફેબ્રુ૦ પૃ. ૫૩)

આમ આ ૧૭ મુદ્દાઓમાં પ્રથમના મુદ્દા સિવાયના સોળે મુદ્દાઓની કોઈ પણ પ્રકારે સ્થિતિ ટકી શકતી નથી.

**ભાલણનું ઘર :**

સ્વ. ભારતીના લખાણમાંથી તારવેલા ૧૭ મુદ્દાઓના સૌથી ૧ લા મુદ્દામાં આપણને એ જાણવા મળ્યું છે કે 'ભાલણનું ઘર પાટણ મધ્યે ઘીવટા જીલ્લામાં ચોબારી ખડકીમાં તેની હયાતીનું છતાં મજબૂત ઊભું છે.' (સપ્તશતી—કવિચરિત્ર પૃ. ૩-૪). અને સ્વ. રામલાલ મોદીએ પેલી સમાધિના ચિત્રની જેમ આ મકાનના આગલા ભાગનું ચિત્ર એમની 'ભાલણ' પુસ્તિકામાં છપાવ્યું પણ છે (પૃ. ૪૭). આપણને આ મકાન એ સ્થાન

ઉપર ખરું હોવામાં શંકા કરવાની કોઈ પણ જરૂર રહેતી નથી. આ લેખકે પણ એ મકાનના આગલા મહોરાનાં દર્શન કર્યાં છે. ગાદીઓ-લૂગડાં-ચાખડીઓ-પેલું ચાંદીના ખોભરાવાળું પતરું એ વગેરે જોવાનો યોગ નથી મળ્યો, પરંતુ સ્વ. મોદીએ પોતાની 'ભાલણ' પુસ્તિકાના આરંભમાં છાપેલાં ચિત્રોમાં એનાં દર્શન કર્યાં પણ છે. તે તે પદાર્થ એ મકાનમાં હોવા વિષયમાં પણ આપણને શંકા કરવાનું કાંઈ કારણ નથી. પણ આમાંના મોટા ભાગના પદાર્થ જૂના નથી એ સ્વ. ભારતીના શબ્દોમાં જ આ પૂર્વે આપણે જોયું છે. માત્ર ચારસેં-સાડાચારસેં વર્ષના મકાન—મજબૂત મકાન—ની પ્રાચીનતા વિશે કેટલી શ્રદ્ધા રાખવી એ માત્ર શ્રદ્ધાનો જ વિષય બની રહે છે. અને એ મકાન ભાલણનું જ હતું એ એનાથી પણ વધુ સબળ શ્રદ્ધાની અપેક્ષા રાખે છે. પ્રેમાનંદે તો પોતે વડોદરાની 'વાડી'માં રહેતો હતો એવું એના અસલ ૨૯ કડવાંના 'ઓખાહરણ'ને અંતે લખ્યું પણ છે, પણ ભાલણે તો એટલી પણ તકલીફ લીધી નથી. અને જૂની પુષ્પિકાઓમાંના નિર્દેશોથી ગામ 'પાટણ'—જ્ઞાતિ 'મોઢબ્રાહ્મણ'—અવટંક 'ત્રવાડી' એટલું ન મળ્યું હોત તો એ ક્યાંનો છે એ વગેરે પણ નક્કી કરવાનું પ્રામાણિક સાધન આપણી પાસે નહોત.

અને આપણે જાણિયે જ છિયે કે 'ભાલણ' જેવા પ્રમાણમાં ખાસ વ્યાપક નહિ તેવા નામને કારણે સ્વ. નારાયણભારતીથી લઈ સંશોધકોએ એનું ખરું નામ શોધી કાઢવાની પણ ભારે જહેમત ઉઠાવી છે. એમાં સ્વ. ભારતીના જોવામાં પેલું પતરું આવ્યું : કાકતાલીય ન્યાયે એમણે આ 'ભાલણ' હોવાનું વિચાર્યું ને એની આસપાસ સંશોધનને નામે એક સુંદર માંડણી ઊભી કરી. પાયાની મજબૂતી જોયા વિના રચવામાં આવેલી આ માંડણીને હલમલાવવાનું પહેલું શ્રેય તો સ્વ. રામલાલ મોદીને જ જાય છે. એમનાં મંતવ્ય પણ આ ઉપરની ચર્ચામાં બતાવવામાં આવ્યાં છે. એમણે 'ભાલણ' અને 'પુરુષોત્તમ મહારાજ' ની અનન્યતા માન્યા છતાં એક સંશોધકને છાજે તેવી અદ્દાથી

જેમ 'બીજા નળાખ્યાન'ને—એમાં ભાલણના એમના માનેલા સમયને પોષણ મળતું હોવા છતાં—ભાલણની કૃતિ ન હોવાનું સિદ્ધ કરી બતાવ્યું તેવી જ રીતે 'ભાલણ' એ ઉપનામ નહિ પણ નામ જ છે એવું સિદ્ધ કરી બતાવ્યું છે; એમના શબ્દ અહીં આની સ્પષ્ટ પ્રતીતિ કરાવે છે :

"ભાલણનામ ગુજરાતમાં પ્રચારમાં નહિ હોવાથી, કદાચ એમ ધારવામાં આવે કે તે તેનું જન્મનામ નહિ હોય, પણ કવિ તરીકે ધારણ કરેલું નામ હશે અને તેનું મૂલ નામ પુરુષોત્તમ હશે. પરન્તુ તેના સમયમાં ગુજરાતમાં તેવાં નામો પાડવાનો રિવાજ હતો, એ સંબંધી એક પ્રમાણ મળી આવ્યું છે ભાલણના સમકાલીન મહમ્મદ બેગડાના સરદાર અને સૂરતનું ગોપી તળાવ ખોદાવનાર અને ગોપીપરું વસાવનાર ગોપીનાથ( મલીક ગોપી )ના પૂર્વજનું નામ ભાલણ હતું એમ વંશવર્ણન નામના કાવ્ય ઉપરથી જણાય છે —

" मदनगदनिहन्ता शत्रुशर्मप्रहन्ता व्यजयत वरमंत्री **भालणो** रामसूनु. ॥३५॥

"ગોપીનાથના પૂર્વજો વડનગરના નાગર બ્રાહ્મણો હતા તેથી ઉત્તર ગુજરાતમાં તેવાં નામો બાળકોનાં પાડવામાં આવતાં એમાં સંશય નથી. આથી તેનું ભાલણ નામ જન્મનું છે અને પુરુષોત્તમ નામ પાછળનું છે એ સ્પષ્ટ છે. (ભાલણ, ઉદ્ધવ અને ભીમ: પૃ ૭)

" ૧. Library Miscellauy Vol. 2 no. 3-4 "

૨૫. મોદીની આ શોધ છેક ૧૯૧૯ જેટલી જૂની છે. એમણે 'ભાલણ'માં પ્રથમ આ વસ્તુ બતાવી હતી, જ્યાં ગોપીનાથનો પૂર્વજ 'ભાલણ'નાગર ગોપીનાથથી પાચમી પેઢીએ હોવાનું જણાવેલું. એમણે ત્યાં એ પણ સ્પષ્ટ કર્યું જ છે કે ભાલણ મંત્રીનો પિતા રામેશ્વર મૂળ વડનગરનો વતની હતો, પણ એણે ત્યાથી જઈ તાપીતીરે સુરત વસાવ્યું હતું (પૃ. ૪૪-૪૫). 'ભાલણ' નામ આમ લોકમાં પ્રચલિત જણાય છે. આ નામનું મૂળ શું હશે ? સંભવ છે કે સં. નામ भद्रायण હોય; જેવાં शाण्डायन, चारायण, माल्लायन, माक्रत्यायन વગેરે. સં. भद्रायण > પ્રા. भल्लाअणो > અપ *भल्लणु > *भल्लणु > भालण. બીજો વિકલ્પ સં. भद्रजन > પ્રા. भल्लअणोમાંથી શક્ય ગણાય.

અને 'પુરુષોત્તમ' નામ ભાલણનું ક્યારે પણ હતું એ કોઈ પણ પ્રામાણિક સાધનથી સિદ્ધ કરી શકાય એમ નથી એ આપણે ઉપરની ચર્ચામાં જોયું જ છે, એટલે 'ભાલણ' એ સાચું જ નામ છે.

આપણે ઘડીભર સ્વીકારી લઈયે કે પાટણના ઘીવટામાંનું એ મકાન ભાલણનું જ હોય; પણ પેઢીનામું જોતાં એમાંથી પણ આપણી શ્રદ્ધા ઊડી જાય એમ છે. સ્વ. ભારતીના સમયમાં શ્રીમાળી બ્રાહ્મણ પાસેથી હરગોવિંદને ભાણેજ-દાવે એ મકાન વેચાતું અપાવવામાં સ્વ. ભારતીના હાથને શ્રેય જાય તો એ અસંભવિત નથી લાગતું.

સ્વ. ભારતીમાં પ્રાસંગિક–અર્ધ પ્રાસંગિક અને અપ્રાસંગિક વસ્તુઓનો મેળ મેળવવાની અસામાન્ય પ્રકારની શક્તિ હતી એનો સાચો ખ્યાલ આપતો—આપણે માટે અહીં લગભગ અપ્રાસંગિક કોટિનો—ભાલણનો જ જેને 'હરિલીલાષોડશકલા'ની રચનામાં આશીર્વાદ મળ્યો સ્વીકારાયો હતો તે ભીમના વિષયમાં તારવેલો સ્વ. ભારતીનો અભિપ્રાય અહીં અક્ષરશઃ ટાંકું છું; (બેશક, સ્વ. ભારતીને હજી ખબર જ નહોતી કે ભવિષ્યમાં 'પુરુષોત્તમ'નામના સામ્યે એમના આ ભીમને આશીર્વાદ આપવાનો અધિકાર ભાલણને આપવાનો યશ કેટલાક વિદ્વાનો લેવાના હતા.):

"ભાલણ તથા ભાલણના પુત્રોના વખતમાં બીજા કેટલાક કવિઓના બનાવેલા ગુજરાતી ગ્રંથો જોવામાં આવે છે. તેમાં ભીમ પ્રાધાન્યપણું ભોગવે છે. ભીમનો બનાવેલ સોળકળાનો ગ્રંથ ભાગવત વિષેનો છે તેમાં સ. ૧૫૪૬ ની સાલમાં પૂરો કરેલો લખે છે. અને એક ભીમે નૃસિંહ મહેતા સાથે સંવાદ કરેલો છે. તેના પદ ૬૪ નો અંક જોવામાં આવે છે. ભીમ માટે મોટો સંશય છે તોપણ વાંચનાર ખ્યાલ કરશે તો કંઈક ભાલણ વંશનો આભાસ પડે એમ જણાય છે. કેમકે ભાલણના ઘરમાંથી જન્મોતરીના કટકામાં લખે છે કે "સંવત ૧૬૮૯ આષાઢાદિ ૯૦ વર્ષે શાકે ૧૫૫૫ ભાદ્રપદ શુદ ત્રીજ મંગળવારે મોઢ ત્રિવેદી દવે વીરજી ભીમાગૃહે ભાર્યા બાઈ હરી નામની પ્રસૂતા પુત્રી" એમ લખ્યું છે તે ઉપરથી જણાય છે કે વીરજીના બાપ ભીમનો જન્મ સોળકળાકર્તા ભીમ સાથે સંબંધ ધરાવે છે...પણ ભીમજી ક્રિયા વંશથી ઉતર્યો

તેનો પતો હજી લાગતો નથી. ભાલણના ત્રણ પુત્ર પ્રથમ બનાવ્યા છે તે ત્રણનો વંશ એકી વખતે જાય એમ માનવાને કંઈ સંશય રહે છે. અને એ ભાલણના ભાઈ આદીલરામના વંશનો છેલ્લો પુરુષ શિવનાથજી ઔરંગાબાદમાં હયાત છે...ભીમ કવિ થયો છે તે આ વંશમાં થયો છે. તેણે પ્રબોધચંદ્રોદય નાટકનું ગુજરાતી કાવ્યમાં ભાષાંતર કરેલું છે " (સપ્તશતી–કવિચરિત્ર : પૃ. ૧૮–૨૦)

એક બાજુ સં. ૧૫૪૧–૧૫૪૬મા 'હરિલીલાષોડશકલા'ના કર્તા ભીમનું અસ્તિત્વ, તો બીજી બાજુ ઉપરના સં. ૧૬૮૯ના પત્રમા ભીમાના પુત્ર વીરજીની હયાતી જોતાં બહુ બહુ તો ભીમાનું અસ્તિત્વ સં. ૧૬૦૦–૧૬૨૫ જેટલે જૂને હોય–એ બે વચ્ચેના ગાળાનું આમાં ક્યાંય સમાધાન મેળવી શકાય ખરું ?

હા, મારા તરફથી 'હારમાળા'માંના ભીમ અને 'હરિલીલા-ષોડશકલા'ના ભીમ વચ્ચે અનન્યતા જોવાનો જરા ઢીલો એક ઊહ 'કવિચરિત'માં રજૂ કરવામાં આવ્યો છે (કવિચરિત–બીજી આવૃત્તિ : પૃ. ૧૦૧–૧૦૪), જેના પ્રતિ સ્વ. રામલાલ મોદીએ " શા. કેશવલાલ શાસ્ત્રી આ ભીમ તે નરસિંહની હારમાળાવાળો ભીમ સંન્યાસી હોવાની સંભાવના રજૂ કરે છે, પણ હારમાળાવાળો રામભક્ત અને તુંડમિજાજી ભીમ અને હરિલીલા અને પ્રબોધ-પ્રકાશવાળો કૃષ્ણભક્ત અને નિરભિમાની ભીમ એક ન હોઈ શકે તેમ મારું માનવું છે. તેમણે એક હાથપ્રતમાંથી ભીમનાં જે છૂટક પાંચ પદો આપ્યાં છે તે હરિલીલાવાળા ભીમની કૃતિ જણાય છે. એમાંનાં પહેલાં ત્રણ પદો તેના અન્ય ગ્રંથોનાં મંગળાચરણ લાગે છે. " (ભાલણ, ઉદ્ધવ અને ભીમ : પૃ. ૬૩)

સ્વ. મોદીએ ભીમનાં જ આમ સ્વીકારેલા પાંચમા પદના આરંભમાં 'જપિ ન રસને નામ વિમલ રાઘવ તણું' અને છેલ્લી કડીમાંના 'કોઈ નાવિ રામ નામ તોલઇ' એ બે વચનોમા જણાતા ભીમના રામ તરફના આદરને અને હારમાળાની જૂની વાચનામાં ભીમના રામ તરફના આગ્રહને જોઇને ભીમની યુવાવસ્થામાં નરસિંહને મળવાનો યોગ મળ્યો હોય અને પછીથી રંગાયેલા ભીમે

'હરિલીલા૦'ની સં. ૧૫૪૧ માં અને 'પ્રબોધપ્રકાશ'ની સં. ૧૫૪૬ માં (અંદાજે ૫૫-૬૦ વર્ષની વયે) રચના કરી હોય એવા આશયે બેઉ વચ્ચે અનન્યતા મારા તરફથી સંભવિત માનવામાં આવી છે. એ માત્ર સંભાવના જ છે–એને વધુ સબળ પ્રમાણોની અપેક્ષા છે જ.

**ચરિત્રાલેખનનો ઉપસંહાર :**

સ્વ. વ્રજલાલ કા. શાસ્ત્રીએ ઈ. સ. ૧૮૬૬ જેટલા જૂના સમયમાં ભાલણનાં 'કાદંબરી' અને 'દશમસ્કંધ'ના ઉતારા આપ્યા અને ઈ. સ. ૧૮૭૨ માં સ્વ. કવિ નર્મદે ભાલણના નામનો ઉલ્લેખ કર્યો;—એ પછી સ્વ. હરિ હર્ષદ ધ્રુવે 'આર્યજ્ઞાનવર્ધક'માં 'ભાલણ અને દયારામ' ઉપર લેખ લખ્યો ને 'બુદ્ધિપ્રકાશ'માં ઈ. સ. ૧૮૮૫ માં કાંઈક વિસ્તારથી 'કવિ ભાલણ' વિશે નોંધ આપી—જેનો બીજે જ મહિને સ્વ. હ. દ્વા. કાંટાવાળાએ એ જ મથાળે જવાબ આપતાં સ્વ. નારાયણભારતીની શોધને આધારે કેટલીક વિશેષ માહિતી નોંધી—આ વિશેના તારવેલા ચાર મુદ્દા આ પ્રકરણના આરંભમાં સૂચવાયા જ છે—જેમાંના ૧ લા મુદ્દાનું કાંઈ મહત્ત્વ નથી, ૨ જા મુદ્દાનું નિરાકરણ થઈ ચૂક્યું છે, ૩ જા મુદ્દામાંની 'રામવિવાહ' અને 'ધ્રુવાખ્યાન' એ બે કૃતિઓ ભાલણની હોવા વિશે કોઈ ખાસ શંકા નથી, અને ૪ થા મુદ્દામાંના રામાયણમાના ભાલણસુત ઉદ્ધવદાસ વિશે તેમજ યુદ્ધકાંડમાં આવતા ભીમજી વિશે આ પૂર્વે સ્પષ્ટતા થઈ ચૂકી છે;—એ પછી ઈ. સ. ૧૮૮૭ માં 'સપ્તશતી' બહાર પડી તેમાં સ્વ. નારાયણભારતીએ રજૂ કરેલો કવિચરિત્ર-વાળો લેખ; આ પછી ઊંડી ચીવટથી પાટણના જ એક સમર્થ સંશોધક વિદ્વાન સ્વ. રામલાલ ચુનીલાલ મોદીએ ઈ. સ. ૧૯૧૯ માં 'ભાલણ' પુસ્તિકા લખી, ઈ. સ. ૧૯૨૪ માં 'બે નળાખ્યાન' બહાર પાડ્યાં, અને ઈ. સ. ૧૯૪૧ માં 'ભાલણ, ઉદ્ધવ અને ભીમ' એ પુસ્તિકા પ્રસિદ્ધ કરી—વચ્ચેના ગાળામા

એમણે આ વિષયના છૂટા લેખ પણ લખ્યા; ૧૯૪૧ પહેલાં ' કવિ-ચરિત 'ના ૧ લા ભાગમા ૧૯૩૮–૩૯ મા મારા તરફથી ભીમ અને ભાલણના ચરિત્ર લખાયાં—એ પૂર્વે મારા તરફથી ' પ્રબોધપ્રકાશ '-ના સંપાદનમાં ઈ. સ. ૧૯૩૬ મા થોડુંક વિધાન થયુ, ને ઈ. સ. ૧૯૪૯ મા મુંબઇમા મળેલી ' ૧૫ મી અખિલ ભારતીય પ્રાચ્યવિદ્યા પરિષદ 'મા રજૂ થયેલા ' ભાલણ અને વ્રજભાષા 'વાળા નિબંધમા ભાલણની વ્રજભાષાની પાચ–છ પદકૃતિના બળે ભાલણનો સમય પચાસેક વર્ષ ખસેડવાનો પ્રયત્ન થયો, ને ' કવિચરિત 'ની ૨ જી આવૃત્તિમા તેમજ ' ગુજરાતી સાહિત્યનું રેખાદર્શન–ખંડ ૧ 'માં મારા મંતવ્યને વ્યવસ્થિત કર્યું—એ સુધીની મહત્ત્વની ચર્ચા-વિચારણા અહીં રજૂ થઈ છે. મારાં ' પ્રબોધપ્રકાશ ' જેવામાંનાં ' આમ તેનો વેદાન્તગુરુ પુરુષોત્તમ ભાલણ અને આશ્રયદાતા તેમજ પુરાણગુરુ નરસિંહ વ્યાસ હોય એમ ફલિત થાય છે ' ( પ્રસ્તા. પૃ. ૨૬ ) એવા વિધાન વગેરે પણ નવી શોધો અને સાધનોથી બિનજરૂરી થઈ જાય છે–એ પણ આ ચર્ચામાં ફલિત થઈ ચૂકયું છે. આ ચર્ચા–વિચારણાને અહીં સંક્ષેપમા તારવી બતાવિયે તો એ તારવણી આ પ્રકારનું રૂપ છે ;

**નામ :** ભાલણ **જ્ઞાતિ :** મોઢ બ્રાહ્મણ **અવટંક :** ત્રવાડી

**વતન :** પાટણ **ગુરુ :** શ્રીપાત અને બ્રહ્મપ્રિયાનંદ

**પુત્રો :** ઉદ્ધવ અને વિષ્ણુદાસ **પરિવાર :** બહોળો અને સુખી

**ધર્મ :** સામાન્ય વૈદિક ધર્મ–ઉત્તરાવસ્થામાં ભગવાન રામમાં અનન્યતા

**અભ્યાસ :** સંસ્કૃત ભાષાની ' કાદંબરી ' અને ' નૈષધીયચરિત ' જેવી સમર્થ કૃતિઓનો સબળ અભ્યાસ; ઉપરાંત ભાગવત–પદ્મપુરાણ વગેરે પુરાણોનું સુવ્યવસ્થિત જ્ઞાન; વ્રજભાષાનો પણ સારો એવો અનુભવ–પદરચના કરી શકે તેવો.

**શક્તિ :** આખ્યાનકાર અને ' કાદંબરી ' અને ' નૈષધીયચરિત '

જેવી કૃતિઓની મૂળને વળગી રહે ને છતાં પોતાના વ્યક્તિત્વની પ્રભા રહે તેવી રીતે ગુજરાતીમાં આપવાની શક્તિ; પુરાણોમાંથી ભાગવત અને સપ્તશતીનો મૂળને સમઝીને સારાનુવાદ આપવાની વૃત્તિ.

**કવનક્રમ :** સં. ૧૫૫૦ થી ૧૫૭૫ (બહુ તો સં. ૧૬૦૦ સુધી) જે કાંઈ પણ પ્રામાણિક વસ્તુ મળે છે તે આટલી જ છે.

ચર્ચાનો ઉપસંહાર પૂરો કરતાં એક વસ્તુનું નિરાકરણ પ્રસ્તુત બને છે: 'ભાલણ'ના એક અભ્યાસક શ્રી. જેઠાલાલ નારાયણ ત્રિવેદીએ 'ભાલણનાં પદ'નું સંપાદન પ્રસિદ્ધ કરતાં 'કવિ ભાલણનું જીવન અને કવન' લખતાં ભાલણને નરસિંહ મહેતાનો ઉત્તરકાલીન બતાવ્યો–સિદ્ધ પણ કર્યો (ઈ. સ. ૧૯૪૭); પરંતુ એ બધું કર્યા પછી 'ઉપોદ્ઘાત'માં પોતે સ્થાપેલા નિર્ણયને ઉલટાવી એમણે નરસિંહને એના વૃદ્ધમાન્ય સમયમાંથી શ્રી. મુનશીએ સૂચવેલા સમયમાં મૂક્યો અને તેથી ભાલણનો વૃદ્ધમાન્ય સમય સં. ૧૪૬૧-૧૫૪૫ માં એમણે સ્વીકારેલ હોઈ નરસિંહની ભાલણ ઉપર અસર નહિ, પણ ભાલણની નરસિંહ ઉપર અસર થયાનું સ્થાપિત કરવા પ્રયત્ન કર્યો છે.

શ્રી. ત્રિવેદી તેમજ એમના પૂર્વના કોઈ પણ વિદ્વાને ભાલણની વ્રજભાષાની પદ-રચના વિશે વિચાર જ કર્યો નથી. ઉપરની વિચારણામાં એ અત્યંત સ્પષ્ટ થઈ ચૂક્યું છે કે વ્રજભાષાએ સાહિત્યની ભાષા તરીકેનું સ્થાન સં. ૧૫૫૦ આસપાસ લીધું; કુંભનદાસ સૂરદાસ અને પરમાનંદ તથા કૃષ્ણદાસની કૃતિઓ આ અરસામાં સરજાઈ; શ્રીવલ્લભાચાર્યજીના સમય (સં. ૧૫૮૭ સુધી) દરમ્યાન એ કૃતિઓ ફેલાવો પામી—ભાલણ એ ભાષાના સંપર્કમાં આવ્યો અને પદ-રચના વ્રજભાષામાં પણ કરવા શક્તિમાન થયો; એટલું જ નહિ, પણ ગુજરાતી પદોમાં પણ એ કવિઓની કૃતિઓની છાયા પડી—આ નવી જ છતાં મહત્ત્વની વસ્તુ પ્રકાશમાં આવતાં

ભાલણને એના વૃદ્ધમાન્ય સમયમાથી વિચલિત કરવાનો યોગ ઊભો થયો. અને 'નરસિંહ મહેતા'ને એના વૃદ્ધમાન્ય સમયમાથી વિચલિત કરી શ્રી. મુનશીના નિર્દિષ્ટ સમયમા લઇયે તોયે નરસિંહ જેવા ખ્યાતનામ ભક્તકવિની અસરમાંથી ભાલણને બાતલ કરી ન જ શકિયે. બાકી નરસિંહ મહેતા ઉપર વ્રજભાષાના કવિઓની કોઈ અસર હજી પુરવાર થઈ શકી નથી; અસર પુરવાર થાય છે તે તો મરાઠી ભાષાના સંતકવિઓની; એટલે નરસિંહ મહેતાને એના વૃદ્ધમાન્ય સમયમાથી ખસેડવાનું ભારે વિકટ છે. શ્રી. ત્રિવેદીના જેવા અભિપ્રાય ઉપર આવતાં પહેલાં એ પણ જોવું અનિવાર્ય છે કે નરસિંહ મહેતાની કૃતિઓમાં હજી પૂરો સ્થાપિત નહિ થયેલો કડવાબંધ ભાલણને હાથે પ્રતિષ્ઠા પામે છે–જે નાકરને હાથે વધુ વિકાસ સાધે છે.

## ૩ ભાલણની દેશીઓ.

આ પૂર્વે આપણે એ જોયું કે ભાલણે કુટકર પદોની તેમજ આખ્યાનોની રચના કરી છે. આ કૃતિઓમા પરંપરાથી પ્રાપ્ત 'દેશીઓ'નો એણે ઉપયોગ કર્યો છે. આપણે એ પણ જાણિયે છિયે કે આ 'દેશીઓ'નો વિકાસ માત્રામેળ છંદોમાંથી થયો છે. પણ એ માત્રામેળ છંદો ગેય કવિતામા અપનાવાયા ત્યારે ગેયતાને સાચવવા જતાં સામાન્ય રીતે એમાં માત્રાઓની કવચિત્ વધઘટ થયા કરી; જુદા જુદા તાલોમાં બેસાડવાને માટે વચ્ચે નિરર્થક શબ્દ કે શબ્દોનાં ઉમેરણ પણ આવશ્યક બન્યાં. આ આખો પ્રકાર પણ કવિતાના ઇતિહાસમાં ખૂબ ખૂબ જૂનો છે. ભરતના નાટ્યશાસ્ત્રમાં સંખ્યાબધ ગેય ધ્રુવાઓ આપવામાં આવી છે; એ ધ્રુવાઓમાંથી દેશીઓ ઊતરી આવી છે: વસ્તુસ્થિતિએ માત્રામેળ છંદોનો વિકાસ પણ એ ધ્રુવાઓમાં નજરે પડે છે. આ વિશે કેટલોક વિસ્તાર મારા તરફથી અન્યત્ર (જુઓ 'દેશી ઢાળના ગીતો પદો-કડવાંનાં મૂળ' એ નામનો લેખ 'સંશોધનને માર્ગે' એ ગ્રંથમાં, પૃ. ૭૬-૭૮; 'ગરબીઓનું મૂળ'-'આપણા કવિઓ-ખંડ ૧'નું પરિશિષ્ટ ૪થું; 'પ્રેમાનંદ: એક અધ્યયન' પૃ. ૨૧૯-૨૩૪) આપવામાં આવેલ હોઈ અહીં વિસ્તાર કર્યો નથી. અહીં આપણે ભાલણે જે દેશીઓનો પ્રયોગ કર્યો છે અને એમાં જ્યાં ક્યાંય વિવિધતા સાધી છે તેનો થોડો પરિચય સાધવા પ્રયત્ન કરિયે.

દેશીઓના પ્રકારમાં ગુજરાતી કવિઓમાં નીચેની દેશીઓ જાણવામા આવી છે; જેવી કે (૧) દોહરાની, (૨) સવૈયાની, (૩) ચોપાઈની, (૪) હરિગીતની, (૫) પ્લવંગમની, (૬) સોરઠાની અને (૭) ઝૂલણાની ભાલણે આ છયે પ્રકાર ઉપર હાથ અજમાવ્યો છે અને એમાંની કેટલીક દેશીઓમાં વૈવિધ્ય પણ સાચવ્યું છે—સરજાવ્યું છે. આપણે એ અહીં જોઇયે. આપણે અહીં

એ/લુ સ્પષ્ટ સમઝી લેવુ જોઇયે કે પદો હોય કે કડવા હોય, 'દેશીઓ' ની દૃષ્ટિએ એમા જુદાપણુ નથી હોતુ, જુદાપણુ માત્ર 'ધ્રુવપદ'ને લઈ થોડુ પડતુ હોય છે, જેનાથી આતરિક બાધામા કાઈ ભિન્નતા નથી થતી

( ૧ ) દોહરાની દેશી

ભાલણે દોહરાની દેશીનો પ્રમાણમા થોડો ઉપયોગ કર્યો છે એનુ એક પદ નીચેનુ 'દશમ સ્કધ'મા જોવામા આવ્યુ છે એમા દરેક ચરણને અતે આવતો 'જો' ગેયતા ખાતર જ માત્ર ઉમેરાયો છે, બાકી શુદ્ધ દોહરા જેવી સ્થિતિ જ જોવા મળે છે, જેમકે,

"વૃદાવન માહે વસ્યા (જો), સ્વામી વૈકુઠનાથ (જો)
ભ્રાતા સાથે રમે સહી (જો), એક વાર થયો ઉત્પાત (જો)   ૧
વાછરૂ ચારવા નીસર્યા (જો), રામકૃષ્ણ બ્રમા બેહ (જો),
રૂપ વાછરનુ ધરી (જો), વત્સાસુર આવ્યો એહ (જો)   ૨
કૃષ્ણે આવતો નિરખિયો (જો), બલભદ્રને દેખાડયો તેહ (જો)
દૈત્ય આવે છે મારવા (જો), તે જુઓ આણીને નેહ (જો)   ૩"
વગેરે ૧૪ કડી (પદ ૮૦ મુ, પૃ ૫૫)

આ પછીનુ 'નાના મોટા (જે) વાછરૂ (રે), ચારવાને હરિ જાય' એ ૮૧ મુ પદ પણ એકી પદમા 'રે'ના ઉમેરણવાળુ દોહરાની દેશીનુ જ છે જુઓ એવુ જ ૮૪ મુ પદ ૨૩ કડીનુ, એમા પણ 'રે' એકી પદને અતે છે 'નળાખ્યાન'મા ૧૩ મુ કડવુ દોહરાની દેશીમા છે અને એમા કશુ ઉમેરણ નથી, જેમકે

"ભરથાર એહ વિરત થયુ, રહી નથી કાઇ સાન
દ્રવ્ય થકી મન ઊતરૂ, જાણીઇ કો અજ્ઞાન   ૨
ભડાર સર્વે હારી રહ્યુ ઉ શિ માહારા બાન
નારૂ કહુનૂ નહીં કરિ, ઇસ્યા થ્યુ ભૂપાન   ૩" વગેરે,

એવુ ૧૬ મા કડવાની દેશી–ફેરમા દોહરાની દેશીનુ એક સુદર ગેય પદ જોવા મળે છે, જેવુ કે

"હા માહ્રા નાથજી, કાંહાં ગયા છો, મૂંહનિ એકલી મેહેલી વંન રે?
વજ્રમિ કઠિણ તે કિમ થયું રે, વાહાલા તમ્હારૂં મંન રે?
નલરા નલરા ઉચ્ચરિ, પ્રીજે માહારુ પ્રાણાધાર રે,
દેવજી, દર્શન દીજીઇ મુહનિ સુખ કરવા એક વાર રે. ધ્રુપદ ૧૬
વાંક કિશુ, પ્રભુ, માહરુ રે? આવી કહુ, માહારા નાથ રે!
દુઃખસાગર માંહિ બૂડતાં રે, કંથજી, દીજી હાથ રે. ન૦ ૧૭
ધર્મરાજા તણો કાહાવિયા રે, તે મિથા કરશું નામ રે?
આવી આલિંગન દીજીઇ રે, માહારા મનડાના વિશ્રામ. રે ન૦ ૧૮" વગેરે

આમાં ગેયતાને કારણે ઉમેરાયેલા શબ્દ કાઢી નાખતાં દોહરો મળી આવે છે. 'કાદંબરી–પૂર્વ ભાગ'માં આવાં ૫ મું અને ૨૨ મું એ બે કડવાં મળે છે, તો ૧૮ મું કડવું દોહરાનું શુદ્ધ પદપ્રકારમાં જાય તેવું ઉપરના 'નળાખ્યાન'ના કડવા ૧૮ માની જેમ છે.

દોહરાની દેશીમાંની એક વિશિષ્ટતા આપણને 'ભાલણ'માં જોવા મળે છે, તે દોહરાના પ્રત્યેક ચરણને અંતે ઉમેરવામાં આવતા ટુકડા. 'સમરારાસુ'માં આવો પ્રકાર આપણે જોયો છે. ભાલણનો

"ઉન્મત્ત ઊતાવલી! સુણિ સુંદરી!
ઉદણું આપ સભાલિ, ગિહિલી કુણિ કરી?
કચવટ મુખ પરિ લટકતી, સુણિ સુંદરી!
કરિ કરી પાછી વાલિ, ગિહિલી કુણિ કરી?"
(કાદંબરી–પૂર્વ ભાગ–કડવું ૧૦ મું)

'નળાખ્યાન'માં પણ ૩૦ મું કડવું:

"વચન પ્રભુનાં સાંભલી, મન વાલીઇ જી;
ચરણે કરિ પ્રણામ, બોલ્યૂં પાલીઇ જી,
એક અમારી વીનતી, મન વાલીઇ જી,
સાચી શુણીઇ, સ્વામિ, બોલ્યૂં પાલીઇ જી. ૧"

કવચિત્ આમાં એવો ઢાળ જોવા મળે છે કે જેમાં આંતર પ્રાસ વિના જ દોહરાના સમ પદનું આદિ પ્રતીક તરીકે આલેખન અને પદના ઉત્તરાર્ધમાં ઉમેરાતું પ્રતીક આવર્તનાત્મક નહિ પણ

દરેક પદે બદલતું જ રહેતું હોય; એ નિરૂપણાનું જ અંગ હોય; જેમકે—

> "પ્રગટ્યુ અદ્ભુત બાલ, વસુદેવ નિરખે;
> ચિંતા ચિત્ત અપાર, તેજ જોઇ હરખે. ૧
> દીઠુ નહિ એવું રૂપ, સ્વપ્ને નર સુણિયુ;
> મનુષ્યને અવતાર, નથી એવુ જાણિયું. ૨"
> ( દશમ સ્કંધ–પદ ૧૪મું )

સ્વરૂપ ઉપરથી સ્પષ્ટ છે કે આ પ્રકારને 'રોળાની દેશી'માં ખેંચી શકાય એમ નથી; દોહરાના સમ પદની જ આ દેશી છે અને અજાણ્યે પ્રવાહી તરીકે સ્વતંત્ર એકમ તરીકે રજૂઆત થતી રહી છે. 'દશમ સ્કંધ'ના ૪ થા પદની દેશી અને ૧૫ મા પદની 'રાગ ગોડી'ની દેશી–ફેર પણ આ પ્રકારની છે; ૩૨ મું પદ પણ એ જ પ્રકારનું.

( ૨ ) સવૈયાની દેશી

ચોપાઈની દેશી જેટલી જ કે એનાથી કેટલેક અંશે વધારે વ્યાપક હોય તો ગુજરાતી દેશીઓમાં આ સવૈયાની દેશી છે. ખાસ વિવિધતા વિના ભાલણે આનો પોતાની કૃતિઓમાં બહોળો ઉપયોગ કર્યો છે; 'કાદંબરી'નું જેમકે ૧ લું જ કડવું:

> "શ્રીગુરુ ગણપતિ બ્રહ્મસુતાનિ પ્રણમિ કરું પ્રણામ;
> વિઘનરહિત જેણિ ગૂઢ ગ્રંથનૂં પૂરણ થાઇ કામ. ૧."

'કાદંબરી'માં ૨, ૧૪ અને ૨૦ કડવાં આ ઢાળનાં છે. 'નળાખ્યાન'માં પણ ૧ થી ૬, ૧૭ ની દેશી–ફેરથી ૨૨, ને ૨૬ થી ૨૮ સવૈયાની દેશીમાં છે. કડીની લીટીઓને અંતે 'રે' કે. એવા ગેયતાને લઇને કરવાના ઉમેરણ સિવાય ખાસ વિવિધતા જોવા નથી મળતી. આ ઢાળનાં 'દશમ સ્કંધ'માં સંખ્યાબંધ પદ જોવા મળે છે કે જેમાં પ્રત્યેક કડીને અંતે ધ્રુવપદનું આવર્તન આપવામાં આવ્યું હોય છે.

## (૩) ચોપાઈની દેશી

ભાલણે ચોપાઈની દેશી 'ચોપાઈ–જેકરી'ની ઉપજાતિમાં-હોળા હાથે પ્રયોજી છે. 'કાદંબરી–પૂર્વ ભાગ'નાં ૬, ૧૩, ૧૫, ૧૯, ૨૫ એ કડવાં, 'નળાખ્યાન'નાં ૧૧, ૧૬, ૧૭, ૨૯ એ કડવાં અને 'દશમસ્કંધ'માં તો ૭, ૩૧, ૩૩, ૩૪, ૩૫ વગેરે અનેક પદ આ દેશીમાં છે. 'દશમ સ્કંધ'માંનું આમાંનું ૩૫ મું પદ કેટલીક કડીઓમાં એક માત્રાને વધારે 'ચોપાઈ' સાથેસાથ 'ચરણાકુલ'ની દેશી બની રહે છે; જેમકે—

"બોલવું જુઓ ને બાળુઆ રામનું, તનુ કો ન લડે સુંદર શ્યામનું. બો૦ ૧
બોલડું બોલીને પ્રીત ઉપજાવે, એવું બોલવું શુકસનકાદિકને ભાવે. બો૦ ૨
જેના બોલ બ્રહ્માદિક વિચારે, બોલ વિચારતાં સંસાર તારે. બો૦ ૩
પદે પદ વેદાંતને તોલે, તે નંદ આગળ બાળુઓ બોલે. બો૦ ૪
તોતલું બોલવું શીખવે માત, વારણે જાઉં મારા તાત. બો૦ ૫"

અહીં જુઓ ૫ મી લીટી : એ 'ચોપાઈ' છે.

ભાલણે ટૂંકાં કડવાંમાંથી જ્યારે વિસ્તાર સાધવાનો પ્રયત્ન કર્યો છે ત્યારે મુખ્યત્વે 'ચોપાઈ'ની દેશીનો ઉપયોગ કર્યો છે. 'નળાખ્યાન'નાં ૧૧ અને ૨૯ માં કડવાં, અને 'કાદંબરી'માં ૬, ૧૩, ૧૫, ૧૯, ૨૫ એ કડવાં આનાં ઉદાહરણ છે. નાકરે 'વિરાટપર્વ'માંના સંક્ષિપ્ત 'આરણ્યકપર્વ'માં ને આગળ પણ એકથી વધુ કડવાંમાં 'ચોપાઈ'નો સળંગ બંધ પ્રયોજ્યો છે. આખ્યાનકારના વેગને આ બંધ ખૂબ જ ભાવે છે એ આમ ભાલણ નાકર વગેરેનાં આખ્યાનોમાં જોવા મળે છે. 'જાલંધર આખ્યાન'માં પણ ૧૨, ૧૬, ૧૯ એ કડવાં આ પ્રકારને પુષ્ટ કરે છે. એણે 'દશમ સ્કંધ'માં 'ચોપાઈ'માં ખાસ વિસ્તાર સાધ્યો નથી, આ શાને આભારી હશે એ કહેવું મુશ્કેલ છે. સંભવ છે કે 'દશમ સ્કંધ'નો આરંભ એણે નાની ઉંમરે પણ કર્યો હોય.

## (૪) હરિગીતની દેશી

ભાલણને 'હરિગીતની દેશી'નો કાંઈક વધુ શોખ જણાય છે. 'નળાખ્યાન' 'કાદંબરી' 'દશમ સ્કંધ' 'જાલંધર આખ્યાન' એ વગેરેમા આ કાંઈક વધુ પ્રમાણમા એને હાથે પ્રયોજાઈ છે. 'કાદંબરી'ના ૩, ૪, ૭–૯, ૧૧, ૧૨, ૧૬, ૧૭, ૨૧, ૨૩–૨૪ એ કડવા, 'નળાખ્યાન'માં ૭–૧૦, ૧૨, ૧૩, ૧૫, ૨૩–૨૫ ૩૦ (૧૭ મી કડીથી દેશીફેર) આ કડવાં, 'દશમ સ્કંધ'માં પણ ૨, ૩, ૫, ૬, ૮, ૯, ૧૦, ૧૭, ૨૨, ૨૫–૨૭ વગેરે અનેક પદો, અને 'જાલંધર આખ્યાન'માં પણ ૫, ૬, ૮, ૯, ૧૧, ૧૫, એ કડવાં 'હરિગીત'ની દેશીનાં છે. ભાલણે આ દેશીનો વીરરસના પ્રસંગમાં આંતરપ્રાસથી ઉપયોગ કરી લીધો છે. ત્યાં એના આ પ્રાસથી પ્રસંગચિત્રણને પણ જોશ મળે છે; જેમકે 'જાલંધર–આખ્યાન'માં :

' "હોકાર ગાજે વૃષભ રાજે, વાજે અતિ રણતૂર રે,
મહાદેવ મારે, ક્રોધ ન વારે, ત્રાસ પામે અસુર રે.
બાણ વરસે, વીર તરસે, રુધિર–કર્દમ થાય રે,
ચામુંડા ચાલે, જોધ ઝાલે, વિડારીને ખાય રે." (કડવુ ૧૫ મુ)

આગળ ઉપર 'આખ્યાનકાર ભાલણ'વાળા પ્રકરણમાં 'વીર-રસ'ના નિરૂપણમાં આવાં બીજાં ઉદાહરણ પણ જોવા મળશે.

## (૫) પ્લવંગમની દેશી

ગુજરાતી આખ્યાનોમાં તો આ દેશી જવંલ્લેજ વપરાયેલી મળે છે. જાણે કે અપવાદ–રૂપે જ હોય તેમ ભાલણના 'દશમ સ્કંધ'માં આ ઢાળનાં બે પદ જોવા મળે છે :

"જશોદાજી છોડો સુંદર શ્યામને, કઠિણ દામણું ખૂચે કોમળ તન હો;
નયને નીર ઝરે તે અતિ ઘણું રે, દેખીને અતિ દાઝે અમારું મન હો. જ. ૧
દોહેલે હો આવ્યો કુંવર લાડકો રે, તે ઉપર એવડી ન ઘટે રીસ હો;
સુંદર બાળક છે એ અતિ ઘણું રે, એવો નથી બીજો દશવીશ હો. જ. ૨"
વગેરે (પદ ૫૯ મું)

અને–" બાઇ જાઓ મંદિર સહુકો આપણે રે, સોડ ભવાઇ ફોકટ લેનાં આજ હો;
ઓલંભા દહાડી એના લાવતાં રે, સાંભળીને મુજને થાતી લાજ હો.
અ૦ ૧ "
વગેરે ( પદ ૫૪ મું. )

ભાલણે અન્ય કોઈ સ્થળે આનો પ્રયોગ કરેલો જોવામાં આવતે નથી. પ્લવંગમની આ દેશીએ 'સુરતાની વાડીના મીઠા મોરલા જેવો હૃદયંગમ રાસ સ્વ. કવિ કાંતની રસળતી ખાનકમાં સરજાવ આપેલો જાણીતો છે, એ અહીં સરખાવી શકાય.

(૬) સોરઠાની દેશી

ભાલણમાં આ દેશી ખાસ જોવામાં આવી નથી.

(૭) ઝૂલણાની દેશી

નરસિંહ મહેતાની અતિ પ્રિય એવી ઝૂલણાની દેશીનો પણ ભાલણને હાથે નહિવત્ ઉપયોગ થયો છે; 'દશમ સ્કંધ'માં ૨૪૨ મું એક માત્ર 'ઝૂલણા'ની દેશીમાં છે; જેવું કે

" મહી મથન કરું, કાન કેરી ધરું, નીસરું ક્ષણ ક્ષણ, દ્વાર ધાઇઃ
કો કહે આવતો, વેણુ વજાડતો, લાડે બોલાવતો, કહીને આઈ. મહી૦ ૧
વાટ જોઉં કહાનની, શ્યામલવાનની, પ્રેમનિધાનની, મીટ માંડી;
પ્રેમ તે પરહરી, રીસ શી એ ધરી, લાલચ અનુસરી, ગયો રે છાંડી. મહી૦ ૨"
(વગેરે)

અહીં ખાસ લક્ષ્યમાં રાખવા જેવું છે કે ભાલણ આ એક પદમાં પણ આંતરપ્રાસનો પ્રયોગ કરી લે છે. આપણે જાણિયે છિયે કે નરસિંહ મહેતાએ આ પ્રકાર વહેતો કર્યો હતો.

અખાને બાદ કરિયે તો નરસિંહ પછી 'ઝૂલણાલી દેશી'નો બહોળો પ્રયોગ કરનાર આપણને ભાગ્યેજ જોવા મળે છે એ લક્ષ્યમાં રાખવા જેવું છે.

(૮) પ્રકીર્ણ દેશીઓ

ઉપરની સિવાયની દેશીઓ પણ કવચિત્ ભાલણે પ્રયોજેલી જોવા મળે છે; જેમકે 'નળાખ્યાન'માં—( કડવું ૨૦ મું ) :

"મુનિજનિ યાહારિ દીઠી નારી, સુંદર વપુનિ દુઃખ અતિ ભારી,
અર્ધ વસ્ત્ર તે પિહરણિ. અ૦ ૨
સુંદર નખ મુખ, સુલલિત વેણી, જાણે ભૂલી મૃગથી એણી;
ચંચલ નયને ઝલ ઝરિ. અ૦ ૩"

આમાં પહેલાં બે પદ તો ચરણાકુલનાં છે; ૩ જું પદ સામાન્ય રીતે ૧૨ માત્રાનું હોય. 'ભરતેશ્વરબાહુબલિ રાસ'ની ૧ લી જ ઠવણિ આ ઢાળમાં છે, અને બીજી જૈન કૃતિઓમાં આ જોવા મળે છે. ઉદ્ધવને નામે છપાયેલા 'રામાયણ'માં આ જાતની દેશીનો પ્રયોગ જોવા મળે છે. આને આપણે કહેવો હોય તો **ત્રિપદી-પ્રકાર** કહી શકિયે.

**દુકડી ચાલનો** એક પ્રકાર-જેને **દ્વિપદી** કહી શકાય તેવો—પણ ભાલણમાં જોવામાં આવે છે. આ પૂર્વે આપણે દોહરાની દેશીની વિવિધતા બતાવતાં 'પ્રગટ્યું અદ્દભુત બાલ, વસુદેવ નિરખો.' વગેરે જોયેલ છે તેમાં નિરંનુપ્રાસ દોહરાનાં સમપદ પ્રત્યેક પંક્તિમાં જોવા મળે છે. એનાથી જુદો પડતો પ્રકાર આ છે:

"માણસ કો વાટિ મ્યલિ તે જાઈ ઊવેખી,
પંખા પણિ આનંદ કરિ તેહનિ દુંખિયાં દેખી;
શરજ્યું કો છૂટિ નહીં જે ભાગિમાં લખિણી,
(કુખિ) કો થાઇ નહીં દુખિણી ને સુખિણી. શ૦ ૧." વગેરે
(નળાખ્યાન, કડવું ૧૪ મું.)

આમાં દોહરાનું વિષમ-પદ દરેક પંક્તિના આરંભમાં ડોકિયું કરતું લાગે છે. એને દોહરાની દેશીમાં ખેંચી શકાય; ન ખેંચિયે તો એ એક સ્વતંત્ર **દ્વિપદીપ્રકાર** થાય.

ભાલણે 'દશમ સ્કંધ'માં સામાન્ય રીતે ઉપરની દેશીઓનો પ્રયોગ કર્યો છે. એ દેશીઓ અન્યત્ર પણ પ્રયોજાયેલી મળે છે. (જુઓ 'પ્રેમાનંદ : એક અધ્યયન'માં '૮. પ્રેમાનંદની દેશીઓ'.) પણ ભાલણે એક બંધ છેક અજાણ્યો જ પ્રયોજ્યો છે. 'દશમ સ્કંધ'-માં 'નટનારાયણ રાગ'નાં થોડાં પદ છે; જેવાં કે. ૪૫, ૩૭૨,

૩૮૬, ૪૬૫, ૪૭૧. ગાવામા આ પ્રકાર એના સ્વરૂપ ઉપરથી સરળ જણાતો નથી, જેમકે

" જશોદા માત, સાંભળો વાત, કરે ઉપઘાત, સુંદરવર ઘર માહેરે,
૧ કચહો કયમ કીજે ૧
ચચળ નાથ, કોણ ઉપાય, માખણ ખાય, દોણી ફોડી દૂધની કચહો૦ ૨ "

એક તો નટ રાગ જ ગાવામા અઘરો છે, એમાં આવો ઢાળ આવતા તાલ પણ કોઈ અઘરા પ્રકારનો-તે પછી આડચોતાલ ધ્રુપદ જેવો જ હોય. ભાલણ આ રાગ આવા તાલોમા ગાઈ શકવાની શક્તિ ધરાવતો હોય તો એ એને માટે યશોદાયક વસ્તુ છે આવાં કઠિન પદો અષ્ટછાપના ચોથા-ગુજરાતી ચરોતરી પાટીદાર કૃષ્ણદાસ અધિકારીનાં મળી આવે છે. રાગ અને તાલની સારી જાણકારી વિના આવા પદોની રચના શકય નથી. 'સૂરસાગર'ના નટનારાયણ રાગના પદ એવા અઘરા નથી.

બેશક, વૈવિધ્ય પ્રમાણમા ઘણું ઓછું છતા ભાલણે દેશીઓને સારો વિકાસ સાધ્યો છે અને એ પછીના આખ્યાનકારોનો માર્ગદર્શક ભોમિયો બની રહ્યો છે એ એને ગૌરવનો પરમપ્રસંગ છે

---

## ૪. ગુર્જર ભાષાનું સ્વરૂપ

"ગુર્જર ભાખાએ નલરાજાના ગુણ મનોહર ગાઉં" (નળા. ૧-૧) અને એવાં જ 'દશમ સ્કંધ' માંનાં 'રુક્મિણીહરણ' અને 'સત્યભામાવિવાહ'ના આરંભનાં વિધાનથી એટલું તો આપણે કહી શકવાની સ્થિતિમાં છિયે કે ભાલણના એ 'ભાપાબંધ' (જુઓ નળા. ૧-૧૦, અને કાદંબરી-પૂર્વ ભાગ ૧-૫) અને 'અપભ્રંશ' (નળા. ૧-૧૧) થી ઉદ્દિષ્ટ ભાષા એ **ગુજર ભાષા** છે. ભાલણનો આશય આની પાછળ એ હોવા વિશે શંકા નથી કે કોઈએક અપભ્રંશ-પ્રકાર ગુજરાતમાં પણ વ્યાપકપણે વિકાસ સાધતો ગયો હતો અને એ અપભ્રંશનું પ્રાંતીય નામ ભાલણને હિસાબે **ગુજર ભાષા** હતું. આપણી જાણ બહાર એ વસ્તુ નથી જ કે ભારતવર્ષમાં લગભગ ૨૭ જેટલા અપભ્રંશ હતા અને એમાં એક અપભ્રંશ 'ગુર્જર' પણ હતો માર્કંડેય એના 'પ્રાકૃત-સર્વસ્વ' વ્યાકરણમાં આનું નામ **ગૌર્જરી** સ્વીકારે છે અને એનું વિશેષણ संस्कृताढ्या એવું આપે છે. આ. હેમચંદ્રે પોતાના (= ગૌર્જર) અપભ્રંશનું મુખ્યત્વે વ્યાકરણ 'પ્રાકૃતવ્યાકરણ'ના અંતભાગમા સવિશદ રીતે આપ્યું છે તે તો જૂનું રૂપ છે અને એને આ માર્કંડેયે આપેલું संस्कृताढ्या વિશેષણ બંધ બેસે એમ નથી; પણ જેમ જેમ આ બાજુ આવતા જઇયે છિયે તેમ તેમ જૂનાં પ્રાકૃત-પરંપરાનાં વિકસેલાં રૂપ અદૃશ્ય થતાં જાય છે અને એના સ્થાનમાં સં. તત્સમ શબ્દોનો ઉપયોગ ઉત્તરોત્તર વધતો જ જાય છે. સં. ૧૩૩૦ જેટલા જૂના સમયના આપણે ત્યાંના ગદ્યલેખનનો આ નીચેનો નમૂનો એની સવિશેષ પ્રતીતિ કરાવે એવો છે:

"પરમેશ્વર અરહંત-સરણિ સકલકર્મનિર્મુક્ત સિદ્ધસરણિ સંસારપરીવાર-સમુત્તરણયાનપાત્ર-મહાસત્વસાધુ-સરણિ સકલ-પાપપટલકરવન-કલાકલિતુ કેવલી-પ્રણીતુ ધમ્મુ સરણિ સિદ્ધસંઘ-ગણ કેવલિ શ્રુત આચાર્ય ઉપાધ્યાય સર્વ સાધુ

વ્રતિણી શ્રાવક શ્રાવિકા ઇહ જ કાઇ આશાતના કી હુંતી તાહ મિચ્છામિ દુક્કડં."
[ પ્રા. ગુજ. કા. સં. પૃ. ૮૬ ]

કાવ્યોમાં જુનવાણી પ્રાકૃત-અપભ્રંશ પરંપરા સાચવવાનું વલણ છતાં ગદ્ય લખાણોમાં તો તત્સમ શબ્દોનો બહોળો પ્રયોગ દાખલ થઈ ગયેલો એ આવા મળતા અનેક નમૂનાઓથી આજે સ્પષ્ટ થા ચૂક્યું છે. संस्कृताढ्य વિશેષણ આ ભાષાપદ્ધતિને માટે સુયોગ્ય જ છે. ભાષાના ઉત્તરોત્તર વિકાસમાં આનો આપણે અનુભવ કરિએ છિયે અને પ્રમાણમાં જૈન કવિઓનું વલણ જુનવાણી રૂપો સાચવવા તરફનું છતાં જૈનેતર કવિઓને હાથે તત્સમ શબ્દોનો સવિશેષ ઉપયોગ થતો રહ્યો છે. જ્યારે ભાલણના—

"તિમ મે પામરને પ્રીછવા સુગમ કરીને ભાખી,
કથામાત્ર એ નૈષધ રાજાની અપભ્રંશ એ દાખી. ૧૧"
[ નળા. ૧-૧૧

આ 'અપભ્રંશ'ને જોઇયે છિયે ત્યારે 'પામર' 'સુગમ 'ભાખી' (=ભાષી)' 'કથામાત્ર' 'નૈષધ રાજા' 'અપભ્રંશ આ શબ્દોમાં અપભ્રંશ જેવું કશું જ રહ્યું નથી. આ સંસ્કૃત તત્સમોથી ભરેલી ભાષા તે **ભાલણની ગુજર ભાષા.**

ભાલણનાં કાવ્યોની ભાલણનો જે આપણે સં. ૧૫૫૦-૧૫૭૫ વચ્ચેના ગાળામાં કવનકાળ નક્કી મેળવ્યો તે સમયની કોઈ પણ હાથપ્રત મળતી નથી. એની 'કાદંબરી'ની હાથપ્રત સં. ૧૬૭૨ ની છે, તો એના 'નળાખ્યાન'ની હાથપ્રત સં. ૧૭૩૩ ની છે. આ બંને પ્રતોમાં, મારા તરફથી જેને 'મધ્ય. ગુજ.ની ૪ થી મિશ્ર ભૂમિકા' એવી સંજ્ઞા આપવામાં આવી છે તે, ભૂમિકાનું ભાષા સ્વરૂપ લખાયેલું જોવા મળે છે. ભાલણનો આ નિશ્ચિત સમય મધ્ય. ગુજ. ની ૩ જી ભૂમિકાનો ગણી શકાય એમ છે. કાંઈક એવા જ ઉદ્દેશે સ્વ. કે. હ ધ્રુવે 'કાદંબરી'નું સંપાદન કરતી વેળા ૪ થી ભૂમિકાના અર્વા. ગુજ. ના સંસ્કાર જે કાંઈ હતા તે બદલી નાખી ૩ જી ભૂમિકાના સંસ્કાર આપી દીધા છે. એમની

પૂર્વ તેમજ ઉત્તર એ બેઉ ભાગની વાચના આમ હાથપ્રતોમાંની ભાષાભૂમિકાથી એક ભૂમિકા પહેલાંની કરી લેવામાં આવી છે નીચેની સરખામણીથી એ સ્પષ્ટ થઈ જશે; જેમકે

| કે. હ ધ્રુવ | હાથપ્રતમાં |
| --- | --- |
| " તેહનિ પ્રીછ્યા કારણિ કીધુ<br>ભાલણિ ભાષાબંધ. "<br>[ કાદ. પૃ. ૧–૫ ] | " તેહનિ પ્રીછ્યા કારણિ કીધો<br>ભાલણિ ભાષાબંધ " |

'તેહ્નિ' 'કારણિ' 'ભાલણિ' એ મધ્ય. ગુજ. ની ૨ જી મિશ્ર ભૂમિકામાંથી વિકલ્પે શરૂ થયેલાં ને ૩ જી ભૂમિકામાં સિદ્ધ સ્વરૂપે સ્વીકારાયેલાં રૂપ છે, જ્યારે 'કીધો' એ ૪ થી ભૂમિકામાં શરૂ થયેલું તે અર્વા. ભૂમિકામાં સિદ્ધ સ્વરૂપે સ્વીકારાયેલું રૂપ છે તેને 'કીધુ' એ રીતે 'તેહ્નિ'ના પ્રકારનું કરી લેવામાં આવ્યું છે. [ કાંઈક જુદી સમઝથી સ્વ. ધ્રુવે 'જાણે'નું 'જાણી' અને બિસિ-પિસિ વગેરે મૂળનાં રૂપ બીસિ–પીસિ (બીહુ–પીહુ) એમ પણ સંપાદનમાં અસ્વાભાવિક રીતે કરી લીધાં છે. ] ભાલણના ઉત્તર સમયની કોઈ હાથપ્રત મળે અને એમાં આ ૩ જી શુદ્ધ ભૂમિકા મળે તો એમા અસંભવિતતા ન હોય, પણ હાથપ્રતો તો 'કાદંબરી'ની અને 'નળાખ્યાન'ની બને ૪ થી મિશ્રભૂમિકાની છે, ભાલણના સમયની લિખિત ભાષા–ભૂમિકા એ નથી છતાં.

આ ઉપરથી એવા નિર્ણય ઉપર આવવાનું સરળ બને કે ભાલણના નિશ્ચિત સમયમાં મધ્ય. ગુજ. ની ૩ જી શુદ્ધ ભૂમિકા વ્યાપક હતી. પણ આને સિદ્ધાંત તરીકે સ્વીકારવા જતાં મુશ્કેલી ઊભી થાય છે. ભાલણના ઉત્તરસમકાલીન નાકર [ એનું 'હરિશ્ચંદ્રાખ્યાન' સં. ૧૫૭૨ માં રચાયું છે અને એના 'રામાયણ'ની રચ્યાસાલ સં. ૧૬૨૪ માનવામાં આવે છે ] ના સં. ૧૬૦૧ માં રચાયેલા 'વિરાટપર્વ'ની [ ગુજ. વિ. સભા હ. લિ. પુ. સં. ૩૫૩ ની ] પ્રતમાંની ભાષાભૂમિકા ૨ જી મિશ્ર ભૂમિકાની છે સામાન્ય રીતે સં. ૧૫૫૦ સુધી તો વ્યાપક જ હતી. ૫ *

કે તેથી મોડાની આ ( ખંડિત ) હાથપ્રતમાં ભાષાભૂમિકા' એટલી જૂની છે. તો એનાથી એમ પણ માનવાને કારણ રહે કે કવિઓ–લેખકો–લહિયાઓ જૂની રૂઢિનો પણ એકદમ ત્યાગ ન કરેતાં ધીમે ધીમે કરતા ને તેથી ભાષાભૂમિકાઓ પોતાના સમયથી કેટલાક મોડા સમય સુધી પણ જુનવાણી પ્રકાર સાચવી રાખતી. એ જ કારણે સં. ૧૭૩૩ની 'નળાખ્યાન'ની હાથપ્રતમાં ૪ થી મિશ્રભૂમિકા હજી છે, તો 'ગીતગોવિંદ'ના ગદ્યાનુવાદ [ ગુજ. વિ. સભા. હં. લિ. પુ. સં. નં ૨૬૬ क ] ની પ્રત સં. ૧૬૪૮ માં નકલ થયેલી છતાં એમાં સં. ૧૬૨૫ સુધી સામાન્ય રીતે પ્રચારમાં રહે તેવી ૩ જી શુદ્ધ ભૂમિકાનું ભાષાસ્વરૂપ જોવા મળે છે.

હાથપ્રતોની–હાથનાં લખાણોની આ વિશિષ્ટતા કહો કે વિચિત્રતા; કહો–જે કાંઈ કહો તે હો, સામાન્ય રીતે એમાંથી તત્તત્કાલીન લિખિત ભાષાભૂમિકાઓનો જ મુખ્યત્વે ખ્યાલ મળે છે; એ જીવંત ભાષોચ્ચારણનો તો ( અત્યંત સ્વલ્પ અપવાદે ) ખ્યાલ આવવા દેતું નથી. આ જાતનો અભિપ્રાય સ્પષ્ટ સ્વરૂપમાં વ્યક્ત કરતી વેળા આ લેખકને એવો અભિપ્રાય વ્યક્ત કરવાની જવાબદારીનો જરા પણ ઓછો ખ્યાલ નથી. આપણે ત્યાં માત્ર માત્રામેળ છંદો કે દેશીઓમાં જ કાવ્યરચનાઓ થઈ હોત તો જે સ્વરૂપમાં તત્તત્કાલીન હાથપ્રતો મળી છે તે સ્વરૂપને તત્તત્કાલીન ભાષાભૂમિકા તરીકે સ્વીકારવામાં આપણને જરા પણ સંકોચ કરવાનું ખાસ કારણ ન રહેત. [ 'ખાસ' શબ્દનો ઉપયોગ પણ અહીં સહેતુક કર્યો છે, કારણ કે એ જ હાથપ્રતો પોતાની વિરુદ્ધ પોતામાંથી જ પુરાવા પૂરા પાડે છે, જે નીચે યથાસમય સ્પષ્ટ થશે જ. ] આપણે ત્યાં ક્વચિત્ અક્ષરમેળ કે ગણમેળ વૃત્તોમાં પણ કાવ્યોની રચના થઈ છે. અક્ષરમેળ કે ગણમેળ વૃત્તોમાં તો લઘુ–ગુરુ શ્રુતિઓ નિશ્ચિત જ હોય છે; જેમકે 'કરઇ' હોય તોએ ત્ર્યક્ષરી–ત્રિલઘુ નગણ જ હોય; 'કરિ' હોય તે દ્વયક્ષરી–દ્વિલઘુ જ હોય; અને જો 'કરે'

પૂર્વ તેમજ ઉત્તર એ બેઉ ભાગની વાચના આમ હાથપ્રતોમાંની ભાષાભૂમિકાથી એક ભૂમિકા પહેલાંની કરી લેવામાં આવી છે. નીચેની સરખામણીથી એ સ્પષ્ટ થઈ જશે; જેમકે

| કે. હ ધ્રુવ | હાથપ્રતમાં |
|---|---|
| " તેહનિ પ્રીછ્યા કારણિ કીધુ ભાલણિ ભાષાબંધ. " [ કાદ. પૂ. ૧–૫ ] | " તેહનિ પ્રીછ્યા કારણિ કીધો ભાલણિ ભાષાબંધ " |

'તેહ્નિ' 'કારણિ' 'ભાલણિ' એ મધ્ય. ગુજ. ની ૨ જી મિશ્ર ભૂમિકામાંથી વિકલ્પે શરૂ થયેલાં ને ૩ જી ભૂમિકામાં સિદ્ધ સ્વરૂપે સ્વીકારાયેલાં રૂપ છે, જ્યારે 'કીધો' એ ૪ થી ભૂમિકામાં શરૂ થયેલું તે અર્વા. ભૂમિકામાં સિદ્ધ સ્વરૂપે સ્વીકારાયેલું રૂપ છે તેને 'કીધુ' એ રીતે 'તેહ્નિ'ના પ્રકારનું કરી લેવામાં આવ્યું છે. [ કાંઈક જુદી સમઝથી સ્વ. ધ્રુવે 'જાણે'નું 'જાણી' અને બિસિ–પિસિ વગેરે મૂળનાં રૂપ બીસિ–પીસિ ( બીઠુ–પીઠુ ) એમ પણ સંપાદનમાં અસ્વાભાવિક રીતે કરી લીધાં છે. ] ભાલણના ઉત્તર સમયની કોઈ હાથપ્રત મળે અને એમાં આ ૩ જી શુદ્ધ ભૂમિકા મળે તો એમાં અસંભવિતતા ન હોય, પણ હાથપ્રતો તો 'કાદંબરી'ની અને 'નળાખ્યાન'ની બને ૪ થી મિશ્રભૂમિકાની છે, ભાલણના સમયની લિખિત ભાષા–ભૂમિકા એ નથી છતાં.

આ ઉપરથી એવા નિર્ણય ઉપર આવવાનું સરળ બને કે ભાલણના નિશ્ચિત સમયમાં મધ્ય. ગુજ. ની ૩ જી શુદ્ધ ભૂમિકા વ્યાપક હતી. પણ આને સિદ્ધાંત તરીકે સ્વીકારવા જતાં મુશ્કેલી ઊભી થાય છે. ભાલણના ઉત્તરસમકાલીન નાકર [ એનું 'હરિશ્ચંદ્રાખ્યાન' સં. ૧૫૭૨ માં રચાયું છે અને એના 'રામાયણ'ની રચ્યાસાલ સં. ૧૬૨૪ માનવામાં આવે છે ] ના સં. ૧૬૦૧ માં રચાયેલા 'વિરાટપર્વ'ની [ ગુજ. વિ. સભા હ. લિ. પુ. સં. નં. ૩૫૩ ની ] પ્રતમાંની ભાષાભૂમિકા ૨ જી મિશ્ર ભૂમિકાની છે, જે સામાન્ય રીતે સં. ૧૫૫૦ સુધી તો વ્યાપક જ હતી. ૫૦ વર્ષ

કે તેથી મોડાની આ (ખંડિત) હાથપ્રતમાં ભાષાભૂમિકા' એટલી જૂની છે. તો એનાથી એમ પણ માનવાને કારણ રહે કે કવિઓ-લેખકો-લહિયાઓ જૂની રૂઢિનો પણ એકદમ ત્યાગ ન કરતાં ધીમે ધીમે કરતા ને તેથી ભાષાભૂમિકાઓ પોતાના સમયથી કેટલાક મોડા સમય સુધી પણ જુનવાણી પ્રકાર સાચવી રાખતી. એ જ કારણે સં. ૧૭૩૩ની 'નળાખ્યાન'ની હાથપ્રતમાં ૪ થી મિશ્રભૂમિકા હજી છે, તો 'ગીતગોવિંદ'ના ગદ્યાનુવાદ [ગુજ. વિ. સભા. હં. લિ. પુ. સં. નં ૨૬૬ ક] ની પ્રત સં. ૧૬૪૮ માં નકલ થયેલી છતાં એમાં સં. ૧૬૨૫ સુધી સામાન્ય રીતે પ્રચારમાં રહે તેવી ૩ જી શુદ્ધ ભૂમિકાનું ભાષાસ્વરૂપ જોવા મળે છે.

હાથપ્રતોની-હાથનાં લખાણોની આ વિશિષ્ટતા કહો કે વિચિત્રતા કહો-જે કાંઈ કહો તે હો, સામાન્ય રીતે એમાંથી તત્તત્કાલીન લિખિત ભાષાભૂમિકાઓનો જ મુખ્યત્વે ખ્યાલ મળે છે; એ જીવંત ભાષોચ્ચારણનો તો (અત્યંત સ્વલ્પ અપવાદે) ખ્યાલ આવવા દેતું નથી. આ જાતનો અભિપ્રાય સ્પષ્ટ સ્વરૂપમાં વ્યક્ત કરતી વેળા આ લેખકને એવો અભિપ્રાય વ્યક્ત કરવાની જવાબદારીનો જરા પણ ઓછો ખ્યાલ નથી. આપણે ત્યાં માત્ર માત્રામેળ છંદો કે દેશીઓમાં જ કાવ્યરચનાઓ થઈ હોત તો જે સ્વરૂપમાં તત્તત્કાલીન હાથપ્રતો મળી છે તે સ્વરૂપને તત્તત્કાલીન ભાષાભૂમિકા તરીકે સ્વીકારવામાં આપણને જરા પણ સંકોચ કરવાનું ખાસ કારણ ન રહેત. ['ખાસ' શબ્દનો ઉપયોગ પણ અહીં સહેતુક કર્યો છે, કારણ કે એ જ હાથપ્રતો પોતાની વિરુદ્ધ પોતામાંથી જ પુરાવા પૂરા પાડે છે, જે નીચે યથાસમય સ્પષ્ટ થશે જ.] આપણે ત્યાં ક્વચિત્ અક્ષરમેળ કે ગણમેળ વૃત્તોમાં પણ કાવ્યોની રચના થઈ છે. અક્ષરમેળ કે ગણમેળ વૃત્તોમાં તો લઘુ-ગુરુ શ્રુતિઓ નિશ્ચિત જ હોય છે; જેમકે 'કરઇ' હોય તોએ ત્ર્યક્ષરી-ત્રિલઘુ નગણ જ હોય; 'કરિ' હોય તે દ્વયક્ષરી-દ્વિલઘુ જ હોય; અને જો 'કરે'

હોય તો એ દ્વયક્ષરી–લઘુ+ગુરુ હોય. આ ત્રણે વચ્ચેનો ભેદ ગણ-મેળ વૃત્તો બરોબર સાચવી આપે. આપણે તેથી એવી કોઈ પરીક્ષા થઈ શકતી હોય તો એ અહીં જરા વિચારિયે. શાલિસૂરિએ સં. ૧૪૭૮ પૂર્વે આ ગણમેળ છંદોમાં 'વિરાટપર્વ'ની રચના કરી છે તેમાંથી આ થોડા નમૂના જુઓ :

| પ્રાપ્ય સ્વરૂપ | ઉચ્ચરિત સ્વરૂપ |
|---|---|
| " ભારતી ભગવતી એક માગૂં | " ભારતી ભગવતી ઇક માગૂં |
| ચિત્ત પાંડવ તણે ગુણિ લાગઉં । | ચિત્ત પાંડવ તણે ગુણિ લાગૂં । |
| આપિ મૂં વચન તૂં રસવાંણી | આપિ મૂં વચન તૂં રસવાણી |
| હૂં કરઉં જિસિં પ્રાકૃતવાણી ॥ ૨ ॥" | હૂં કરૂં જિસિં પ્રાકૃતવાણી ॥ " |
| × × × × | × × × × |
| " વયરાટ ઉત્તર પખઇં કુરુરાઉ ધાયઉ | " વેરાટ ઉત્તર પખે કુરુરાઉ ધાયો |
| અક્ષોહણી દલતણી રજ સૂર છાયઉ । | અક્ષોહણી દલતણી રજ સૂર છાયો । |
| નીસાણ નૈ સહસિ અંબર ઘોર ગાજઇ | નીસાણ ને સહસ અંબર ઘોર ગાજે |
| એ પાંચ પાંડવ તણઉ કિરિ મેઘુ ભાંજઇ ॥ ૧ ॥" | એ પાંચ પાંડવ તણો કિરિ મેઘુ ભાંજે ॥ ૧ ॥" |

[ ગુર્જર રાસાવલિ, પૃ. ૩૫, ૫૧ ]

માત્ર આ બે જ શ્લોક જોવાથી સ્પષ્ટ થઈ જાય એમ છે કે લિખિત સ્વરૂપમાંનાં 'લાગઉં' 'કરઉં' 'વયરાટ' 'પખઇ' 'ધાયઉ' 'છાયઉ' 'ગાજઇ' 'તણઉં' 'ભાંજઇ' એ રૂપો વૃત્તની દૃષ્ટિએ છે તેવાં નથી; ઉચ્ચાર તો 'લાગૂં' 'કરૂં' 'વેરાટ' 'પખે' 'ધાયો' 'છાયો' 'ગાજે' 'તણો' અને 'ભાંજે' માગી લે છે. 'માગૂં' લિખિત સ્વરૂપમાં જ મળતું હોઈ 'લાગૂં' અને 'કરૂં'ની સ્વાભાવિકતા વિશે શંકા રહેતી નથી. આના બળ પર આપણને ઘડીભર એમ કહેવા દિલ થાય કે 'ધાયઉ' 'છાયઉ' અને 'તણઉ'નાં 'ધાયૂ' 'છાયૂ' 'તણૂ' હશે; પણ એનો વિરોધ લિખિત સ્વરૂપમાં જાણ્યે–અજાણ્યે લખાઈ ગયેલાં મળેલાં 'તણે' અને 'ને' રૂપ છે, જે 'તણઇ' અને 'નઇ' લખાવાં જોઇયે, છતાં અર્વાચીન ઉચ્ચારણરૂપે લખાયાં છે. આના જોર ઉપર આપણે કહી શકવાની સ્થિતિમાં

છિયે કે 'ધાયઉ' 'છાયઉ' 'તણઉ' એ 'ધાયો' 'છાયો' 'તણો' છે; અને તેથી જ 'પખઇ' 'ગાજઇ' 'ભાંજઇ'' એ તો નિશ્ચિતરૂપે 'પખે' 'ગાજે' 'ભાંજે' છે.

પૂર્વે એવો પ્રતિવાદ ઉપસ્થિત કરવામાં આવ્યો હતો કે આ સંધિસ્વરાત્મક ઉચ્ચારણ હશે: 'ધાયૌ' 'છાયૌ' 'તણૌ' 'પખૈ' 'ગાજૈ' 'ભાજૈ' જેવાં. આમ માનવા લાલચ થાય એમ પણ છે, કેમકે મારવાડી મેવાડી જૈપુરી વ્રજ વગેરે મધ્ય અને ઉપરના પ્રદેશોની ભાષામાં એ માત્રા લખવાનો અદ્યાપિ રિવાજ છે; હિંદીમાં પણ હૈ-હૂઁ. હિંદીના જ આ ઉચ્ચારણમાં એમાં ઐ નથી પણ વિવૃત એ ની લગભગ સ્થિતિ છે. ગુજરાતીમાં તો આ બધાં સ્થાનોમાં વિવૃત ઍ-ઑ છે જ; પેલી ભાષાઓમાં પણ ઉચ્ચારણ વિવૃત ઍ-ઑ ને નિકટનું છે એ નિષ્ણાતોના અનુભવનો વિષય છે. ઉપરના અવ તરણમાં 'વયરાટ' શબ્દ જુઓ. એ સં. તત્સમ વૈરાટ ને બદલે લખાયો છે અને એનું ઉચ્ચારણ તો વૅરાટ હોવાની જ શકયતા છે આમ હોય તો એ સમયે ઉચ્ચરિત સ્વરૂપમાં વિવૃત ઉચ્ચારણ વ્યાપકતા ધારણ કરતું જતું હશે ને ઉપરના અવતરણમાંના તણૅ અને ને એનું શુદ્ધ પ્રતિનિધિત્વ ધરાવતા પણ હશે. આવી કોઇ સંભાવનામાં ન ઊતરવું હોય તો એટલું તો કહી શકવાની સ્થિતિમાં છિયે કે સંધિસ્વર નહિ પણ એ-ઓ ના રૂપમાં શબ્દાંતે સંયુક્ત ઉચ્ચારણ દેશમાં વ્યાપક હતું; અને રૂઢિ અસંયુક્ત લખવાની છતાં જાણ્યે-અજાણ્યે સંયુક્ત ઉચ્ચારણ પણ લખાઈ જતાં : તણૅ ને માગૂં વગેરે.

આનાથી મધ્ય ગુજ. ની ક્રમિક ભાષાભૂમિકાઓના વિકાસના સિદ્ધાંતને બાધ ઊભો થવાનો ભય રહે છે. એનો ખુલાસો તો એ જ છે કે સાહિત્યિક ભાષા આસ્તે આસ્તે વિકાસ સાધતી લેખન-માં પણ સં. ૧૭૦૦ સુધીમાં મોટા ભાગની હાથપ્રતોમાં અર્વા. ભાષાસ્વરૂપ સુધી આવી પહોંચી હતી, ઉચ્ચારણમાં ભલે અર્વા-ચીનતા જૂના સમયની હોય.

અને ગદ્ય લખાણોમા પણ જાણ્યે-અજાણ્યે જૂના સમયમા પણ અર્વાચીનતાના અશ જોવા મળે છે છેક સ. ૧૩૫૮ જેટલા જૂના સમયમા લખાયેલા ' સર્વતીર્થનમસ્કાર ' મા—

" તદનતરુ પાંચે ભરતે પાંચે ઐરાવતે પાચ મહા વિદેહે -સત્તરિસઉ ઉત્કૃષ્ટ કાલિ વિહરમાણ હઉં નમસ્કરઉં । અનઇ હેઠિલે ત્રિહ ગ્રૈવેયકે ઇગ્યારોતરુ સઉ, માહિલે ત્રિહ ગ્રૈવેયકે સત્તોત્તર સઉ, ઊપહલે ત્રિહ ગ્રૈવેયકે એક સઉ પચોત્તર વિમાને । "

[ પ્રા, ગુ કા સ પૃ. ૮૮-૮૯ ]

—એકારવાળા રૂપ ' અ+ઇ ' નો જ વિકાસ છે. સ. ૧૫૦૦ આસપાસમા લખાયેલા ' સોમસુદરસૂરિ ' ના એક ' બાલાવબોધ ' મા તો ' એ ' અને ' ઓ ' સ્થાપિત થયેલા પણ જોવા મળે છે, જેમકે—

' કાદંબરી અટવીઇ વટવૃક્ષ ૨ સૂડા સગા ભાઇ હૂતા । એક સૂડઓ ભીલે લીધઓ । પર્વતપાલિ માહિ બાધિઓ બીજઓ સૂડઓ તાપસે લીધઓ તેહના તપોવન માહિ વાધિઓ એક વાર વસંતપુરનુ સ્વામી વિપરીત શિક્ષિત ઘોડઇ અપહારિઓ । અટવીમાહિ આવિઓ । ગિરિશુ- રાયહૂઇ કહઇ—ભો ! ધાઓ, ઘોડા આભરણ સહિત રાજા જાઇ, તુમ્હે લિઓ । "

[ પ્રા ગુજ ગદ્યસદર્ભ, પૃ ૯૦ ]

આમા ' ભીલે ' અને ' તાપસે ' એકારવાળા અને ' સૂડઓ ' વગેરે ઓકારવાળા મળે છે સામે પક્ષે ' ઘોડઇ ' ' રાય-હૂઇ ' ' છઇ ' જેવા જૂના રૂપ પણ છે, તો એક ભૂમિકા આગળ આવેલ ' વસતપુરનુ ( = વસતપુરનઉ = વસતપુરનો ) ' જેવા રૂપ પણ છે

ઉચ્ચારણમા ભાષાની કેવી સ્થિતિ હતી એ આવા ઉદાહરણ આપણને સ્પષ્ટતા કરી આપે છે.

આ ઉપરથી આપણે એવું મંતવ્ય ધરાવવાની સ્થિતિમાં છિયે કે ભાષાભૂમિકાઓ લિખિત સ્વરૂપમા ક્રમિકતાએ વિકસતી આવતી હતી છતા ઉચ્ચારણમા તો વધુ જૂની સમયમા અર્વાચીનતા તરફ વળી ચૂકી હતી એટલે ભાલણની ગુજર ભાષાનો વિચાર કરતાં

એનાં કાવ્યોની લિખિત સ્વરૂપમાં ગમે તે ભૂમિકા પ્રાપ્ત થતી હોય છતાં ઉચ્ચારણમાં પ્રેમાનંદના સમયમાંના ભાષાસ્વરૂપથી કાંઈ ખાસ દૂર નહોતી. અને જ્યારે અસ્વાભાવિક રીતે મધ્ય. ગુજ.ની ૩ જી શુદ્ધ ભૂમિકાનાં રૂપ કાવ્યોમાં પ્રયોજાયેલાં જોવામાં આવે છે ત્યારે એ સમજવામાં પણ ખાસ મુશ્કેલી રહેતી નથી. આપણે અહીં 'કાદંબરી'માંથી એક નમૂનો એ દૃષ્ટિએ કરી જોઈયે :

"શ્રીગુરુ ગણપતિ બ્રહ્મસુતાનિ પ્રથમિ કરૂં પ્રણામ;
વિઘનરહિત જેણિ ગ્રુહ ગ્રંથનું પૂરણ થાઇ કામ.
ભોજરાયનિ ભવનિ મહાકવિ પ્રસિદ્ધ પંડિત બાણ;
કાદંબરી કથા કરી ઉત્તમ, પ્રીછિ જે અતિ જાણ.

× × × ×

રજોગુણિં સરજિ નિ પાલિ સત્ત્વવૃત્તિ સંસાર,
પ્રેમિ પ્રણમૂં હું, તે અજનિ, જે તમિ કરિ સંહાર. ૬"

[ કડવું ૧ લું ]

સવૈયાનો આ દેશી ઢાળ ઉપરના અવતરણમાં જ્યાં હ્રસ્વ 'ઇ' છે તેવાં સ્થાનોમાં 'જેણિ' 'ભવનિ' સિવાયનાં સ્થાનોમાં 'એ' માંગી લે છે. આ ઉપરથી 'જેણિ' 'ભવનિ'નાં ઉચ્ચારણ 'જેણ્ય' 'ભવન્ય' એવાં લઘુપ્રયત્ન 'ય'વાળાં આજના 'પેલે ગામ્ય' જેવાંમાં છે તેવાં હશે એમ કહી શકાય. 'એ'ની શક્યતાવાળાં રૂપ નાકરનાં વિરાટપર્વમાં આપણને 'અ+ઇ' રૂપે લખાયેલાં જોવા મળે છે જે મધ્ય. ગુજ.ની ૧લી શુદ્ધ અને ૨ જી મિશ્ર ભૂમિકામાં લખાતાં જ.

આમ 'અ+ઇ' 'અ+ઉ' 'અ+ઉ'ની લેખન અને ઉચ્ચારણ-વિષયક તરતમતાને બાજુએ રાખી 'ગુજર ભાષા'ની લાક્ષણિકતાનો પ્રશ્ન જો વિચારિયે તો એવી લાક્ષણિકતા આપણને આ નીચેની જોવા મળે; એ પ્રત્યેકને ઉદાહરણોથી આપણે અહીં જોઈ પણ જઈયે :

૧. જુનવાણી રૂપોના ત્યાગપૂર્વક સં. તત્સમ રૂપોનો બહોળો ઉપયોગ; જેમકે

"એક સુંદર દેશ છિ વિંધ્યાટવી અભિધાન          ૧૫
પૂર્વ પશ્ચિમ સાગર, વલી મધ્ય દેશનું અલંકાર.
જાણીઇ મહીનિ મેખલા કટિતટિ છિ શણગાર.          ૧૬
વનગજ મદિઇ સિક્ત તરુ જિહાં, સદા પ્રકટ વસત;
રક્ત પલ્લવ શોભતા, અલિયૂથ પ્રેમિ વસત.          ૧૭
(કાદમ્બરી, કડવું ૩ જું)

આમા 'છિ' ' 'વલી' જાણીઇ' 'શણગાર' 'જિહાં' આ સિવાયના શબ્દ તત્સમ છે. વિભક્તિ–પ્રત્યયોમા ગુજ. 'ઇ' ('મદિઇ' 'પ્રેમિ' 'કટિતટિ' વગેરેમાં) અને અનુગ 'નુ' ('નુ+ઇ=નિ' પણ), તો વર્ત. કૃ નો 'તા' ('શોભતા'માં).

૨. વિભક્તિપ્રત્યયોનો ભારે ઘસારો ખમ્યા પછી વ્યાપક થયેલા અનુગો અને નામયોગીઓનો બહોળો પ્રસાર; જેમકે

"દેવી હું, નહીં રાક્ષસી; કાં ભય મન માંહાં આણુ ? ૧
ભીમરાયની હું તાં પુત્રી, નળ રા મુઝ ભરથાર
દૈવયોગથી મેહેલી ગ્યુ છિ મુંહનિ આણિ ઠાર. ૨"
[નળા. કડવું ૨૧ મુ]

જુઓ આમાં 'માંહાં' 'ની' 'થી'. ભાલણ સુધીમાં આવતાં ત્રીજી-સાતમીના 'ઇ' સિવાય બીજી કોઈ વિભક્તિઓના પ્રત્યય મળ્યા નથી; એવી વિભક્તિઓના અર્થ પૂરા કરવા અનુગો ઉમેરાયા છે. અરે સાતમીના 'ઇ' થી પૂરું ન પાડવાથી સાથોસાથ 'માંહાં' સાતમીનો અર્થ પૂરો કરવા પ્રયુક્ત થતો હતો. નામયોગીઓ પણ છૂટથી વપરાવા લાગ્યાં હતાં; જેમકે 'નળાખ્યાન'-માં જ 'આગલિ' (૨–૧૬), 'કહ્નિ=કનિ' (૧૧–૧૧), 'કરી=થી' (૭–૫), ''કહ્નિ' (૧૨–૧૩), 'થકાં' (૨૪–૬), 'પરતિ' (૧૧–૮૪), 'પાખલિ' (૪–૧૦), 'પાખિ' (૫–૧૨), 'પશ' (૫–૬), 'પાસિ' (૨–૧૬) 'ભણી' (૯–૬), 'માટિ' (૬–૮), 'મુઆરિ' (૩–૩), 'સાથિ' (૬–૩), 'સૂં–શૂં' (૩–૧૯) આ વગેરે.

૩. 'છિ' 'છું' એ 'છ' પ્રકૃતિનાં ક્રિયાવાચક રૂપોનો સહાયક તરીકે પ્રયોગ :

"લૈમી બ્રાહ્મણુનિ એમ કહિ છિ" (નળા. ૨૭–૨)

'હો'નાં રૂપોની આ સહાયકતા ખાસ પકડાતી નથી.

બેશક, ભાલણની બધી જ કાવ્યકૃતિઓ હોઈ વર્તમાન કાળનાં એકવાં ક્રિયાપદ એણે સેંકડો સ્થળે પ્રયોજ્યાં છે.

મહત્ત્વની આ ત્રણે લાક્ષણિકતાઓ મધ્ય. ગુજ. ના આરંભકાળથી જ વ્યાપક બની હતી અને ભાલણે એ પરંપરા ચાલુ રાખી.

૪. 'આપણિ–આપણુ'નો પહેલા–બીજા પુરુષના સંયુક્ત સર્વનામ તરીકેનો ઉપયોગ 'ભાલણુ'મા જોવા મળે છે; દેવોનાં વચન :

"બુહે વાતે સુંદરી નહી હુઇ સુખદાયકા
નવ ત્યજ્ઞ આપણુ વરસિ તુ તાં મૂરખનાયકા. ૨૦"
(નળા. કડવું ૯ મું)

વણજારાનાં વચન :

"આ રાંડ કો સાથિ આવી સિધિ શંકિાતરી નારીજી,
તે માટિ આપણિનિ આવ્યું જાણુ એ દુઃખ ભારીજી."
(નળા કડવુ ૨૨ મું)

૫. મૂળ કર્મણિનાં પણ પછીથી કર્તરિ આજ્ઞાર્થે એ. વ. અને બ. વ. માં પ્રયોજાતાં 'કરજ્યે' 'કરજ્યો' રૂપનો વ્યાપક પ્રચાર :

"વીર વિહિલુ આવજે." (નળા. ૭-૪)
"ઉતારજ્યો સવિ રીસ." (નળા ૨–૧૩)

૬ કર્મણિ–ભાવેનાં જૂનાં રૂપોની સાથોસાથ 'મુગ્ધાવબોધ ઔકિતક'થી જાણીતાં કર્મણિ–ભાવેનાં 'આ'વાળાં રૂપ ભાલણમાં વ્યાપકતા ધારણ કરે છે :

"યમ રત્ન કુંદણિ જડાઇ નિમ દમયંતી નવ ભૂપ."
(નળા. કડવું ૯–૧૧

" અવરિ પુરુષિ અવાહ્ય નહી. ૭ " ( નળા. કડવું ૧૧ )

ભાલણની ભાષાનો વળાંક કેવા પ્રકારનો હતો એ જાણવાને આ લાક્ષણિકતાઓ સહાયક થઈ પડે એવી છે. દેશમાં પ્રચલિત ભાષાસ્વરૂપની પ્રણાલીથી એ કાંઈ જુદો જઈ શકે નહિ. એની પાસે જે વાક્યરચના છે તે પણ હજી જૂની જ સં. પ્રકારની છે. આજે અર્વા. ગુજ.માં જે કેટલીક નવી વિકમી છે તે એમાં નથી; એ છેક દયારામ સુધીમાં પણ જોવા નથી મળતી. એ ખરું કે મધ્ય. ગુજ. ની છેલ્લી ભૂમિકામાં 'કરીઇ' વગેરે કર્મણિરૂપોનો પ. પુ. બ. વ. ના કર્તરિ 'કરૂ' રૂપના થતા જતા અદર્શને એનું સ્થાન લેવાનો આરંભ થયો હતો તે હજી ભાલણમાં જોવા મળતો નથી, તો સંયુક્ત ક્રિયાપદો પણ ખાસ પકડી શકાતાં નથી. આવા પ્રકારના જુનવાણીપણાથી ભાલણની ગુજર ભાષા એનું સ્થાન તત્કાલીન ભાષાસ્વરૂપનાં સાચવી રાખે છે. ભાલણની ભાષાનો વધારે ઊંડો અભ્યાસ 'નળાખ્યાન'ની પ્રસ્તાવનામાં થોડો થયો છે અને 'કાદંબરી'ની પ્રસ્તાવનામાં કરવાનો મનોભાવ હોઈ અહીં જુદી જાતની વિશિષ્ટતાથી આપવાનો પ્રયત્ન કર્યો છે.

હવે ભાલણનો સમય અને પછી એની કૃતિઓમાંથી ઊભી થતી એની પ્રતિભાનો—ગુજરાતી કવિઓમાં એના કયા પ્રકારનું વ્યક્તિત્વ છે એ વગેરેનો—વિચાર રજૂ કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે.

## ૫. આખ્યાનકાર ભાલણ

આ પૂર્વે આપણે જોયું છે કે જો કે આખ્યાન-વિષયના કાવ્ય તો ભાલણની પહેલાં પણ રચાયાં હતાં છતાં 'આખ્યાન' નામ પાડીને અને એમા પણ એને કડવાબંધથી પ્રચલિત કરવાનું અને એ રીતે પછીના આખ્યાનકારોને આખ્યાનપ્રકારનો રાહ બતાવવાનું માન ભાલણ ઉઠાવી જાય છે. એણે પોતાનાં કડવાબદ્ધ 'આખ્યાનો'ને 'આખ્યાન' કહેવા છતા કવચિત્ 'રાસ' પણ કહી દીધેલ છે, જેમકે 'દશમ સ્કંધ' માના 'રુક્મિણી-વિવાહ' ને અંતે—

> "ગાન કરે જે પ્રેમશ્ર એ કૃષ્ણવિહવા-રાસ
> સુખ પામિ સંસારનાં ને અંતે વૈકુંઠવાસ"
> (ગુ વિ સ હ નિ પુ નં. ૧૩૯૨, પૃ ૪૦૦)
> (મુદ્રિત 'દશમ સ્કંધ'-પદ ૩૪૧ મુ, પૃ ૨૮૦)

પણ 'દશમ સ્કંધ'ના મોટા ભાગનાં પદ-નામથી પણ 'કડવા જ છે. ભાલણે વિશિષ્ટ પદસાહિત્યની પણ રચના કરી છે અને 'દશમ સ્કંધ'માx આપણને એ ઠીક ઠીક પ્રમાણમા ચાલુ કથાપ્રસંગના કડવાં સાથે વણાઈ ગયેલા મળે છે એનો પદ-રચનાપ્રકાર જે વિશિષ્ટતાથી સધાયો છે તે એક સ્વતંત્ર જ વિષય થાય છે, એ આ પછી ચર્ચવાનો છે જ, અહીં તો એનાં નિરૂપણાત્મક આખ્યાનો વિશે જ પ્રથમ વક્તવ્ય રહે છે.

અત્યાર સુધી ભાલણના જે કડવાબદ્ધ આખ્યાનો મળી આવ્યાં છે તે નીચે પ્રમાણેના છે :

૧. દ્રૌપદીવસ્ત્રાહરણ (૧ કડવુ માત્ર-જેમા છેડે એક 'પદ' પણ મળે છે).

---

x 'કૃષ્ણવિષ્ટિ' અને 'રામબાલચરિત' એ નિરૂપણાત્મક નહિ, પણ પદસાહિત્ય છે, અને 'દશમસ્કંધ'ના પદોની સાથે જુદા વિષય તરીકે એ વિશે યથાસ્થાન આવશે જ

૨. સપ્તશતી ચંડીઆખ્યાન (કડવાં ૫+૬+૧૪ મળી ૨૫ કડવાનું કાવ્ય)

૩. મૃગી આખ્યાન ( ૧૭ કડવાંનું કાવ્ય )

૪. નળાખ્યાન ( ૩૧ કડવાંનું કાવ્ય )

૫. મામકી આખ્યાન ( ૮ કડવાંનું કાવ્ય )

૬. ધ્રુવાખ્યાન ( ૧૮ કડવાનું કાવ્ય )

૭. રામવિવાહ ( ૨૧ કડવાંનું કાવ્ય )

૮. રામાયણ ( કડવાં ૪ નું ત્રુટક કાવ્ય )

૯. જાલંધર આખ્યાન ( ૨૨ કડવાંનું કાવ્ય )

૧૦. દશમસ્કંધ (મુદ્રિતવાચનામાં ૪૯૭ પદ; એમાં બીજાનાં પદ પણ છે.)

એનું ૮૦ કડીનું એક સળંગ બંધનું કાવ્ય 'શિવભીલડી-સંવાદ' 'ભીલડીસંવાદ' કે 'હરસંવાદ' નામનું મળે છે; આને સાથે ગણી લેતાં એનાં 'આખ્યાન' અગિયાર કહી શકાય. એની આખ્યાન-પ્રકારે સાધેલી 'કાદંબરી'ને ગણતાં કડવાબદ્ધ પ્રકારમાં એકનો ઉમેરો થાય. આ ઉપરાંત 'રામબાલચરિત'નાં પદ; આ કૃતિઓમાં એની સૌથી પહેલી કૃતિ કઈ અને ત્યારપછી કઈ કઈ કૃતિની રચના થઈ હશે એ વિષય જરા વિચાર માગી લે છે.

ભાલણની ત્રણ પ્રકારની કૃતિઓમાં 'શિવભીલડીસંવાદ' કે 'હરસંવાદ' સળંગ બંધનું કાવ્ય છે, તો 'રામબાલચરિત' માત્ર પદોના રૂપમાં છે; એમાં નિરૂપણાત્મક અંશ સ્વલ્પ જ છે. 'દશમ સ્કંધ'માં મુખ્યત્વે નિરૂપણાત્મક કડવાં છે, એમ છતાં વચ્ચે વચ્ચે અને એ પણ મુખ્યત્વે પૂર્વાર્ધમાં સંખ્યાબંધ પદો પણ જોવા મળે છે કે જેઓને એનાં સ્થાનો ઉપરથી ખસેડી લેવામાં આવે તો સળંગ કથાપ્રવાહમાં ખાંચા ખાસ ન પડે. એવાં પદોને 'કૃષ્ણ-બાલચરિત' નીચે જુદા તારવવામાં આવે તો એ સ્વતંત્ર પદ-રચના તરીકે સાચી રીતે દીપી ઊઠે બાકીની કૃતિઓ કડવાબદ્ધ આખ્યાનો તરીકે જુદી તરી આવે છે. એટલે ૧. સળંગબંધ, ૨. કડવાબંધ

અને ૩. પદબંધ આમ ત્રણ પ્રકારની રચના ઉપર ભાલણે એનો હાથ અજમાવ્યો છે. આમાં એની શક્તિનો ખ્યાલ કરવામાં આવે ત્યારે સળંગ બંધનો એનો 'હરસંવાદ' આટલી કૃતિઓમાં એની પહેલી કૃતિ તરીકે આવી શકે. સાદા દોહરાબંધમાં ૮૦ કડીની આ રચનામાં સ્વ. રામલાલ મોદીના જણાવ્યા પ્રમાણે 'કવિએ હાસ્યરસ સારો જમાવ્યો છે,' છતાં એ ઉચ્ચ પ્રકારની પ્રતિભાનો પરિચય આપી શકતી નથી. એમાં નારદની પાસે પાર્વતીને શિવજી પ્રતિ રોષ ઉત્પન્ન કરાવી ભીલીરૂપે પાર્વતીનું જંગલમાં જવું અને ત્યાં તપ કરતા શિવજી સમક્ષ નૃત્ય કરી શિવજીના મનનું પ્રલોભન થયે ભીલડીરૂપ પાર્વતી તરફ શિવજીની લટુતા થવી નિરૂપવામાં આવ્યાં છે. આના કરતાં તો મોઢ અડાલજા શ્રીધરનું ૧૫ કડવાંનું ગૌરી-ચરિત્ર ચડિયાતું છે. આ પ્રસંગ કોઈપણ પુરાણમાં જોવા-જાણવા મળ્યો નથી અને લોકકથાઓમાં કોઈ જાણીતું કથાનક હશે તેમાંથી વસ્તુ લઈ કવિએ આ એક નાનું નિરૂપણ કર્યું છે. ભાલણ આને 'આખ્યાન' ન કહેતાં માત્ર 'હરસંવાદ' કહે છે; જેમકે—

"હરસંવાદ પુરો થયો : જે શીખે ને ગાયે;
સુખ પામે સંસારમાં : અંત્યે વૈકુંઠ જાયે: ॥ ૭૯ ॥"
(ગુ. વિ. સભા હ. લિ. પુ. નં. ૨૫, પૃ. ૬)

આમ તદ્દન સામાન્ય કોટિની આ 'હરસંવાદ' કૃતિ એની આરંભની કૃતિ હોય એમ સમઝાય છે.

"દ્રૌપદીવસ્ત્રહરણ"નું એક માત્ર કડવું મળે છે (પ્રા. કા. સુધા, ભા. ૩ જો. પૃ, ૨૦૧-૨૦૪)-એ પણ 'સંવાદ' પ્રકારનું જ છે. એમાં ભીમ અને અર્જુન વચ્ચે સંવાદ છે; અને આખરમાં દ્રૌપદીની ભગવાન પ્રતિ કરેલી પ્રાર્થના છે. આમાં પહેલું ભીમનું વચન એ એક એકમ, અર્જુન અને ભીમનાં વાક્ય બીજો એકમ, અને દ્રૌપદીની પ્રાર્થના એ ત્રીજો એકમ છે. આના પછી પાંડવોના વિરાટ નગરમાં કેવા હાલ થયા ને દ્રૌપદી પણ દાસીની દશાએ પહોંચી એ

બતાવતું કવિવાણીના રૂપમા એક સ્વતંત્ર પદ છે આ કૃતિ અપૂર્ણ જણાતી હોઈ એ કયારે રચાઈ હશે એનો નિર્ણય કરવો મુશ્કેલ છે. ચેલું છેલ્લે મુકાયેલું પદ પણ 'દ્રૌપદીવસ્ત્રાહરણ'મા બંધબેસતું લાગતું નથી. એને મૂકવું હોય તો 'કૃષ્ણવિષ્ટિ'ની એની પ્રમાણમા ઉત્તરકાલીન કૃતિ—૪ પદો સાથે મૂકી શકાય.

આખ્યાન કાવ્યોમા પ્રેમાનંદે જેમ 'ઓખાહરણ' (૨૯ કડવાનું) થી શરૂઆત કરી હતી તેમ ભાલણે 'સપ્તશતી'થી શરૂઆત કરી હોય એમ જણાય છે. ભાલણની આખ્યાનકૃતિઓમાની 'સપ્તશતી' અને 'નળાખ્યાન' એ બે કૃતિમા ભગવાન રામચંદ્ર તરફની કોઈ પણ ભકિતના ચિહ્ન આપણને જોવા મળતાં નથી. અને સ્વ. રામલાલ મોદીના જણાવ્યા પ્રમાણે 'મૃગીઆખ્યાન'માં પણ એ જ પરિસ્થિતિ છે. સ્વ મોદીનું મંતવ્ય મને વાજબી જ જણાયુ છે કે 'જે કાવ્યોમા તેની રામભકિતનો નિર્દેશ ન હોય તે તેની પૂર્વ વયના ગ્રંથો અને જેમા તે નિર્દેશ હોય તે તેની ઉત્તર વયના.' આ રીતે 'હરસંવાદ' 'સપ્તશતી' 'મૃગીઆખ્યાન' અને 'નળાખ્યાન'–ઉપરાત એની 'કાદંબરી' પણ–પ્રમાણમા પૂર્વ વયની કૃતિઓ છે. આમાની 'નળાખ્યાન' અને 'કાદંબરી' ની પ્રૌઢિ જોતા અને એમાં સંસ્કૃત કાવ્યાદિ ગ્રંથોની એની પકડ જોતા સંસ્કૃત સાહિત્યનો એ એના સમયમા લબ્ધપ્રતિષ્ઠ વિદ્વાન હોય તો એમાં ન બનવા જેવું કશુ નથી. આમા એ એક સિદ્ધહસ્ત અનુવાદક પણ સમજાય છે. 'સપ્તશતી' પણ એનું અનુવાદ–આખ્યાન જ કહી શકાય એમ છે. માત્ર 'મૃગી–આખ્યાન' કાંઈક સ્વતંત્રતાપૂર્વક લખેલું આખ્યાન છે અને 'નળાખ્યાન'ને પણ એ રીતે મુખ્યત્વે સ્વતંત્ર આખ્યાન કહી શકાય, જો કે આમા મહાભારતના આરણ્યકપર્વમાંના 'નલોપાખ્યાન'ના કથાનક સાથોસાથ શ્રીહર્ષના 'નૈષધીયચરિત' મહાકાવ્યની પણ સંખ્યાબંધ સ્થળે મદદ લીધી છે. આનો એ 'નળાખ્યાન'ના આરંભમા પણ ઉલ્લેખ કરે જ છે, જેમકે—

"તાલમય સકલ અર્થપત્મ ઘે બાંધૂ નલ-આખ્યાન,
મૂરખજનમોહ કરવાને ભાલણ કવિ-અભિમાને. ૬
પુણ્યશ્લોકકથારસ પીતાં અમ્રત ખાટૂં લાગે;
માહાકવિ શૃંગાર વરણવ્યો પૂર્વે જે માહાભાગે ૭
આર્ણ્યિકપર્વ-સકલ-રસબોલો; દ્દષ્ટાંતે એ માંડી
ધર્મરાજાને ધીરજ દેવા દેખાડી શમદાંડી. ૮
સંક્ષેપે તે સકલ ગ્રથનૂં લઈ કેટલૂં હેત,
કહીશ કથા હૂં નલરાજાની થોડામાંહે સંકેત. ૯
રખે ચતુર કોઈ મૂરખ માનો ભાષાબંધ એ દેખી;
શિશુ લડાવતાં મહાકવિ કાલે બોલે મતિ ઉવેખી, ૧૦
તિમ મેં પામરને પ્રીછવવા સુગમ કરીને ભાખી,
કથામાત્ર એ નૈષધ્યરાની અપભ્રંશ એ દાખી. ૧૧"
(કડવું ૧ લું)

'નૈષધીયચરિત' અને 'મહાભારત-આરણ્યકપર્વ'ની કથાને સંયુક્ત સ્વરૂપમાં સંક્ષિપ્ત રૂપ આપી કવિએ આ આખ્યાન સાધ્યુ છે.

'સપ્તશતી' તો એકંદરે અનુવાદસ્વરૂપની છે. આરંભમા એ જણાવે છે કે—

"તો હુંય માહારી બુદ્ધિમાને ગાઉં ગુણ અબા તણા;
જે માર્કંડેય પુરાણમાંહિ સુમેધસ્ બોલ્યા ઘણા. ૯
લઘુ દીર્ઘ તાલ પ્રબધ માત્રા શબ્દ છદ બહુ મર્મ,
ભાષાભેદ જાણું નહિ જે નાના પેર કવિ-ધર્મ. ૧૦
ભોળે ભાવે ભક્તિ આણી, આઇ, તમારા ગુણમાં રમુ,
નિર્વિઘ્નપણે એ ગ્રથ રચવા શૈલસુતાસુત પરણમું. ૧૧"
(કડવું ૧ લું)

તો અંતે પણ—

"માત્રાભેદ જાણુ નહિ, કંઇ તાલ છદ પ્રબધ,
કેહે ભાલણ: સદ્દકો સુણો, કહ્યો કથા-સંબંધ. ૯
સપ્તશતિકા-પાઠ માંહે મતિમાને પ્રીછ્યું જેટલું,
ભાષાએ પ્રબંધ કરીને આખ્યાન બાંધ્યું તેટલું. ૧૦"
(૩ જો ખંડ: કડવું ૧૪ મું)

એ સંસ્કૃત પિંગલાદિ શાસ્ત્રમાં પોતાની કોઈ પ્રવીણતાનો દાવો કરતો નથી અને બુદ્ધિમાને-મતિમાને=બુદ્ધિમતિના ગજા પ્રમાણે ભાષામાં પ્રબંધરૂપે આ આખ્યાનની રચના કરે છે. આ ભાષા તે પોતાની માતૃભાષા—ઉપર ' નળાખ્યાન 'ના અવતરણમાં ' અપભ્રંશ '-ના નામથી નિર્દેશેલી અને ' દશમ સ્કંધ-સત્યભામાવિવાહ 'માં ' ભાલણે પ્રાકૃત પ્રીછવવા કીધો એ પદબંધ ' ( પદ ૩૪૭ ને અંતે ) એમ ' પ્રાકૃત ' નામથી કહેલી અને ' નળાખ્યાન 'ને આરંભે—

" ગુરુપદપંકજને પરણમૂ, બ્રહ્મસુતાને ધ્યાઊં,
ગુજર ભાષાએ નલરાના ગુણ મનોહર ગાઊં. ૧ " ( કડવું ૧ લું )

એમ એને જ એણે " ગુજરભાષા " ના નામથી જાણીતી પોતાના સમયની ભાષા—' અપભ્રંશ ' ના સામાન્ય નામથી જાણીતી છતાં એ ' ગુજર ભાખા ' હતી એમ કહેનારો અત્યારે તો ભાલણ જ જૂનામાં જૂનો છે. એણે ' દશમસ્કંધ 'ના ભાગો તરીકે રચેલા ' રુક્મિણીહરણ ' અને ' સત્યભામાવિવાહ ' એ બેઉને આરંભે પણ આવો નિર્દેશ કર્યો છે. ભલે જરા મોડેથી—

રુ. હ. : " શ્રીગુરુપદપંકજને પ્રણમું, આદિ પુરુષને ધ્યાઊં,
લીલા લક્ષ્મીનારાયણની ગુજર ભાખાએ ગાઊં. ૧ " ( પદ ૩૨૬ મું )
સ. ૫. : " શ્રીગુરુપદપંકજને પ્રણમું, પરમપુરુષને ધ્યાઊં,
મતિમાને ગુજર ભાખાએ ગોવિંદના ગુણ ગાઊં. ૧ " ( પદ ૩૪૭ મું )

આમ જેમ એણે પૌરાણિક ઉપાખ્યાનોને કડવાબંધમાં બાંધી ગુજરાતી આખ્યાનકાવ્યોને વેગ આપ્યો તેમ પોતાની ભાષાને પણ ' ગુજર ' નામથી વહેતી મૂકી. ' સપ્તશતી ' ' મૃગીઆખ્યાન ' અને ' નળાખ્યાન ' એ ત્રણ આખ્યાન અને આખ્યાનપદ્ધતિએ બાંધેલો ' કાદંબરી 'નો પદ્યસારાનુવાદ કૃતિઓ એના સમયનો પૂર્વ-કાલ આવરી લે છે; અને ' કાદંબરી 'ના અનુવાદ પાછળ એનો સમય ઠીક ઠીક પસાર થઈ ગયો હશે. આ કૃતિઓ પછી એનું હૃદય ભગવાન રામચંદ્ર તરફ ભક્તિભાવનું વલણ સાધતું જાય છે; અને ભગવાન રામના નામનું માહાત્મ્ય બતાવતું મામકી

નામની વેશ્યાનું ચરિત્ર આપતું એક નાનું આઠ કડવાંનું 'મામકી આખ્યાન' રચી એ પોતાના પુત્ર વિષ્ણુદાસને 'પાટણ'માં જ સંભળાવે છે. આ કાવ્યના આરંભમાં નમન પણ 'પ્રથમે પ્રણમૂં શ્રીરઘુનંદન' એમ ભગવાન રામનું કરે છે. 'પદ્મપુરાણ' માંના પ્રસંગનો આ સંક્ષેપ હોવાનું એ કહે છે. આ આખ્યાનની સમસામયિક કૃતિઓ 'ધ્રુવાખ્યાન' અને 'રામવિવાહ' એ બે આખ્યાન અનુક્રમે ૧૮ અને ૨૧ કડવાંનાં છે. બંનેમાં અનુક્રમે "પ્રથમિ પ્રણમૂં શ્રીરઘુનંદન, શ્રીગુરુ કેરા પાય" (કડવું ૧ લું) અને "શ્રીરામ પ્રણમું શ્રીલંબોદર" એવાં મંગલ મળે છે. આમાંનું 'રામવિવાહ' અપ્રસિદ્ધ છે. એના ૧ લા કડવામાં

> "અનેક કવિજને વરણવ્યું નાટક કરી પ્રબંધ,
> કહે ભાલણ ભાષાએ રચું રે પદનો કરીને બંધ." (કડવું ૧ લું)
> (ગુ. વિ. સભા. હ. લિ. પુ. નં. ૨૮૮)

એમ 'રામચંદ્ર' વિશેના કોઈ 'નાટક'નો ભાલણ નિર્દેશ કરે છે. એ નાટક તે ભાસનું 'યજ્ઞફલ' હશે કે નહિ એ કહેવું મુશ્કેલ છે. આ વિષયમાં યથાસ્થાન નિરૂપણ કરવામાં આવશે.

'ધ્રુવાખ્યાન' અને 'રામવિવાહ'ને અંતે ભાલણે રાગની સંખ્યા આપવાનો પ્રયત્ન કર્યો છે અને 'ધ્રુવાખ્યાન'માં સાથો સાથ કડવાંની સંખ્યા તેમજ પદસંખ્યા=કડીસંખ્યા પણ આપી છે :

ધ્રુ. આ : "નવ રાગ તે સોહામણા નિં કડવાં છિ અઢાર;
પદ ત્ર્યંણ્યસેં નિં એકસઠિ, કથા કહુ વિસ્તાર. ૧૯"
(કડવું ૧૮ મું)

રા. વિ : "શીખે ગાયે સાંભલે તે વૈકુંઠ પામે વાસ,
નવ રાગ સોહામણા, પદબંધ લીલવિલાસ. ૨૬૯"
(કડવું ૨૧ મું)

અને 'રામવિવાહ'માં ત્યાં 'ધન્ય ગુરુની કીપાએ પૂરણ હવાં સાર' એમ નામ વિના ગુરુકૃપા વિશે નિર્દેશ કરે છે, જ્યારે 'ધ્રુવાખ્યાન'માં તો—

"શ્રીપાતજીઇ કૃપા કરી નિં કથા કાંઇ કહેવાય;
કેહે કવિ : હું ગુરુ તણા અહર્નિશ પૂજું પાય. ૨૦"

—એમ ગુરુના નામનો પણ ઉલ્લેખ કરે છે. અને 'નળાખ્યાન'ના આરંભે 'ગુરુપદપંકજને પ્રણમું' એવો સાદો ઉલ્લેખ નોંધાયો જ છે.

અહીં ભાલણે રચવા ધારેલા 'રામાયણ'ને ક્રમમાં મૂકી શકાય. પ્રાચીન કાવ્યસુધા–ભાગ ૩ જામા '( પૃ. ૧૯૪–૨૦૧ માં ) માત્ર ૪ કડવાં છપાયાં છે; બાકીનું અપૂર્ણ છે. સ્વરૂપ ઉપરથી એમ લાગે છે કે 'રામવિવાહ' પછી એના સ્વતંત્ર અનુસંધાનમાં જાણે કે એ દોડતે ઘોડે 'રામાયણ'ને—

'તાં તો રાવણ નાખ્યો રે મારી, રાજ વિભીક્ષણને બેસારી,
ભાલણના સ્વામી આવ્યા ધામ, હું તો વાલ્મીક રટું રામ–નામ.'

એમ ચાર કડવાંમાં આવરી લે છે. અહીંનાં ચારે કડવાંને અંતે 'ભાલણના સ્વામી'ની છાપ મળે છે. એ છાપ 'નરસૈંના સ્વામી'ને મળતી છે. આમાંના ૨ જા કડવાને અંતે પ્રસંગોપાત્ત 'ભાલણના સ્વામી રઘુનાથ' જોવા મળે છે, પણ એ હજી 'ભાલણ પ્રભુ રઘુનાથ' જેવી વ્યાપકતા ધારણ કરતું નથી. પછીથી 'ભાલણ પ્રભુ રઘુનાથ'ની ભાલણની જાણીતી છાપનું મૂળ આમ 'રામાયણ'માં મળતું હોવા છતા છાપના જ રૂપમાં તો એ 'જાલંધર આખ્યાન'માં જોવા મળે છે, જ્યાં કવિ પ્રભુ રઘુનાથને વીનવતો જોવા મળે છે; જેમકે—

'જે નર ગાએ સાંભળે, તેની પહોચે આશ.
બેહુ કર જોડી વીનવે ભાલણ પ્રભુ રઘુનાથ' ( કડવું ૨૨ મુ )

"જાલંધર આખ્યાન"ને આરંભે—

"સીતાપતિચરણકમલને , પ્રેમે કરૂં પ્રણામ,
બુદ્ધિમાને આખ્યાન બોલું ગોવિંદના ગુણગ્રામ."
( સં. ૧૭૩૮ ની પ્રત ઉપરથી–કડવું ૧ લું )

એમ 'સીતાપતિ'નું મંગલ આવે છે, છતાં વિશિષ્ટ રીતે 'ભાલણ-પ્રભુ રઘુનાથ' તો પહેલી વાર જ આવે છે. અહીં 'જાલંધર આખ્યાન'ની (સં. ૧૭૨૬ની) બીજી હાથપ્રતનો પાઠ પણ જોવો જરૂરી છે. આ પાઠ પ્રમાણે આરંભમાં—

'શ્રીપતના ચર્ણકમલનિ પ્રથમં કરું પ્રણામ
... ... ...મન આણાંન જ બોલેસ ગોવ્યંદના ગુણગ્રામ"

અને અંતમાં—

"જે ગાએ સંભલે તેહની પુહુચે આસ
જગ્ન તીરથનું ફલ હુએ પંર્મ મંન ઉલાસ. ૧૩

× × × ×

મનના મનોરથ પૂરણ થાએ સભલત સંસાર,
કે ભાલણ બુદ્ધમને બોલૂં તે નિરધાર, ૧૪, કડવ ૨૪"
(ગુ. વિ. સભા હ. લિ. પુ. નં. ૭૬૪ ૬)

આ પાછલી પ્રત મધ્ય ગુજ. ની ૪ થી મિશ્ર ભૂમિકાવાળી છતાં ખૂબ જ અશુદ્ધ છે, આમ છતાં એમાં મળતો વાક્યભેદ લક્ષ્યમાં લેવો જોઇયે. આમ જોતાં 'શ્રીપત'થી કાં લક્ષ્મીપતિ અથવા ગુરુ શ્રીપતિ ('ધ્રુવાખ્યાન'ને અંતે નિર્દિષ્ટ) હોઈ શકે; જ્યારે અંતે તો સાદી 'કે (=કેહે) ભાલણ' જ છાપ એનાં પૂર્વનાં કાવ્યો જેવી મળે છે. એટલે આ પાછલી પ્રતને ધ્યાનમાં લઇયે તો 'જાલંધર આખ્યાન'નું સ્થાન 'મામકી આખ્યાન'ની પણ પૂર્વે જાય; પરંતુ 'આખ્યાન'ની પ્રમાણમા પ્રૌઢિ જોતાં એ એના અહીં બતાવેલા ક્રમમાં આવે તો એનાથી હાનિ નથી.

ભાલણે સામાન્ય રીતે 'કિહિ ભાલણ' જેવી છાપ કડવાંને અંતે નાખવાની રીત સ્વીકારી હતી ને કાવ્યના આરંભમાં પણ એ પોતાની છાપ આપી લેતો, પણ દરેક કડવાને અંતે છાપ આપવી જ જોઇયે એવો એનો આગ્રહ નહોતો અને એ રીતે

'શિવભીલડીસંવાદ'માં અંતના ભાગમાં એક વાર,

'દ્રૌપદીવસ્ત્રહરણ'માં છેલ્લા પદ સહિત ચાર વાર,

'સપ્તશતી'માં ૧ લા ખંડને અંતે, ૨ જા ખંડમાં ૩ જા કડવાને અંતે—૬ ઠ્ઠા કડવાને અંતે, અને ૩ જા ખંડમાં છેટલે બે વાર,

'મૃગી આખ્યાન' મા છેલ્લે (સ્વ. મોદીએ સૂચવ્યા મુજબ),

'નળાખ્યાન' માં આરંભમાં, પછી ૮, ૯, ૧૧, ૧૯, ૨૫, ૨૭ અને ૩૩ માને અંતે એક એક વાર,

'મામકી આખ્યાન' માં ૭ મા કડવાને અંતે એક વાર, અને ૮ મા છેલ્લાને અંતે બે વાર,

'ધ્રુવાખ્યાન' માં ૧૮ મા છેટલા કડવાને અંતે એક વાર,

'રામવિવાહ' માં આરંભમા, ૧૮–૧૯ મા કડવાને અંતે, અને ૨૧ મા કડવાને અંતે ('ભાલણજન' અહીં છેટલા કડવામાં),

'રામાયણ'—ચારે પદપ્રકારનાં હોઈ 'ભાલણના સ્વામી' ની છાપ-જેમાં બીજા કડવાને અંતે 'ભાલણપ્રભુ રઘુનાથ' ની છાપ,

'જાલંધર આખ્યાન' માં–આદિ અને અંતમાં 'ભાલણ'ની છાપ, પાઠભેદે મુદ્રિતમાં (૧૭૩૮ વાળી પ્રત પ્રમાણે) છેલ્લે 'ભાલણપ્રભુ રઘુનાથ,'

'કૃષ્ણવિષ્ટિ' માં ચારે પદ હોઈ ચારે કડવાંને અંતે ૧ લા–૨ જા કડવાને અંતે 'ભાલણપ્રભુ રઘુનાથે,' ૩ જાને અંતે 'ભાલણ પ્રભુએ' અને ૪ થાને અંતે 'ભાલણપ્રભુ રામ,'

'દશમ સ્કંધ' અને 'રામબાલચરિત'માંનાં બધાં પદોને અંતે અને 'દશમ સ્કંધ' નાં બાકીનાં કડવાને અંતે સામાન્ય રીતે 'ભાલણ' 'કેહે ભાલણ' 'ભણે ભાલણ' 'ભાલણજન' 'ભાલણ-પ્રભુ' કે 'ભાલણપ્રભુ (શ્રી)રામ–રઘુનાથ–સીતાપતિ' એવી કોઈ

અને કોઈ છાપ મળે છે; માત્ર 'રુક્મિણીવિવાહ' અને 'સત્યભામાવિવાહ'માં કેટલાંક કડવાને અંતે કોઈ પણ છાપ જોવા મળતી નથી; જેમકે પદ ૩૨૭–૩૨૮–૩૨૯–૩૩૦–૩૩૫–૩૩૬–૩૩૭–૩૩૮–૩૩૯ આ 'રુક્મિણીવિવાહ'નાં ૩૨૬ થી.૩૪૬ એ ૨૧ પદોમાંથી ૯ પદોમાં નથી, તો 'સત્યભામાવિવાહ' માં ૩૪૮–૩૫૦–૩૫૧–૩૫૨–૩૫૩ ૩૫૪–૩૫૫-૩૫૬-૩૫૭–૩૫૮–૩૫૯ ૩૬૦-૩૬૨–૩૬૩–૩૬૪ એ ૩૪૭ થી ૩૬૬ સુધીનાં ૨૦ પદોમાંથી ૧૫ પદોમાં નથી. પાછલા આ બંને આખ્યાનપ્રસંગોમાં 'ભાલણ' નામ સાથે 'રામ' 'સીતાપતિ' કે 'રઘુનાથ' જોડાયેલાં હોઈ 'દશમ સ્કંધ' ની પૂર્વે આ બેઉ વિવાહ–આખ્યાન રચ્યાં હોય તોયે ભાલણની રામભક્તિ દૃઢ થયા પછીની જ કૃતિઓ છે. આ બધી કૃતિઓમાં રંગાયેલ હૃદયે તો એણે 'રામબાલચરિત' અને 'દશમ સ્કંધ' ની રચના કરી છે-જેમાં કથાનો અનુવાદ એ સાધ્યે જતો હશે ને પ્રસંગોપાત્ત જુદે જુદે પ્રસંગે પદોની પણ રચના કરતો—કરી હશે તેવાં પદ વચ્ચે વચ્ચે એણે કે પછીના સંકલનકારે યથાપ્રસંગ ઉમેરી નીરસ પડતા 'દશમ સ્કંધ' ને હૃદયંગમ બનાવી લીધો છે. એનાં પદોમાં વ્યક્ત થતી એની શક્તિ આખ્યાનોથી જુદી જ પડી જાય છે અને તેથી જ એ વિશે યથાસ્થાન સ્વતંત્ર ચર્ચા આપવામાં આવશે.

### ભાલણની આખ્યાનકાર તરીકેની મર્યાદા :

ઉપર સ્પષ્ટ કર્યું છે તે પ્રમાણે 'રામબાલચરિત' અને 'દશમ સ્કંધ' માંનાં પદોને અપવાદે એણે આખ્યાનકવિતા રેલાવી છે. આખ્યાનોની રચના કરવામાં એ પ્રસંગચિત્રણ કરતાં પ્રસંગનિરૂપણમાં વધુ લક્ષ્ય આપતો હોઈ એ મુખ્યત્વે કથાવસ્તુ જ નિરૂપે છે અને તેથી કરીને રસો અને અલંકારો પ્રેમાનંદની જેમ એ ઉન્નત માત્રાએ નથી સાધી શકતો જ્યાં એને એ કોટિ સાધ્ય બની છે ત્યાં સંસ્કૃત ગ્રંથોનો સામાન્ય રીતે એને સહારો મળ્યો છે. અને 'કાવ્યશાસ્ત્ર' માં 'વાત્સલ્ય' એવો કોઈ રસ નથી; આ

રસ એણે ' રામબાલચરિત ' અને ' દશમ સ્કંધ ' માંનાં 'કૃષ્ણબાલચરિત 'મા સાધ્યો છે ' કૃષ્ણબાલચરિત ' મા એણે ' શૃંગાર ' પણ સાધ્યો છે. આ પદો એની આખ્યાનરચનાને ઉપકારક હોઈ અહીં એની રસનિરૂપણામાં સાથે જ વિચારવાનું ઠીક થઈ પડશે. એની અનુવાદક તરીકેની શક્તિ સ્વતત્ર પ્રકરણમા જ નિરૂપવાની હોઈ એનો—ખાસ કરીને ' કાદંબરી ' નો—સમાવેશ આ નિરૂપણામાં નથી કર્યો.

## રસદર્શન : શૃંગાર

શૃંગારરસના પ્રસંગ ' શિવભીલડીસંવાદ ' ' નળાખ્યાન ' અને ' દશમ સ્કંધ ' (' રુક્મિણીવિવાહ ' અને ' સત્યભામાવિવાહ ' સાથે ) માં મુખ્યત્વે જોવા મળે છે. ' શિવભીલડીસંવાદ 'મા પ્રસંગ એવો છે કે—

" શિવે ઉમિયાને તજી કરી તપ સાધ્યુ જૈ વન;
આદ્ય પુરુષને અનુભની સ્થિર રાખ્યુ જૈ મન ૪
પચ ઈંદ્રિય વશ કરી, દઢ આસન વાળી,
સંપુષ્ટ નેત્ર શંભુએ કર્યા, ધ્યાનની લાગી તાળી. ૫ "

આ લાગ સાધીને નારદજી હિમાલય ઉપર ઉમા પાસે આવ્યા અને

" નારદ કેહે · ગિરિજા, સુણો, તમને ગયાછી વાકી;
જરા મધ્ય-જલ જાહ્નવી, તપ શાનુ રે બાઇ ? ૧૦

×                ×                ×

અતિ મનોહર માનુની, મનમાં મોહો ઉપજાવે;
શંભુ વન ક્રીડા કરે, ઘેરે શાહાને આવે ? ૧૩
એક વાર કૈલાસમા બેઠા શ્રી ત્રિપુરારિ,
તવ મેં પૂછ્યું તે સમે : કોહો, વાહાલી કોણ નારિ ? ૧૪
ત્યાહારે તોહાં કહ્યુ હુતું : મુઝને વાહાલી ગંગ;
સ્પર્શ કરેવુ નહિ ગમે પારવતીને અંગ ૧૫"

આમ નારદે નાયક અને નાયિકા વચ્ચે કલહ ઊભો કરાવ્યે

અને એ ચાલ્યા ગયા. શોક્યની વાત આવતાં જ અનુરાગવતી નાયિકાને દુઃખ થાય જ. અને એ રીતે ઉમાને પણ દુઃખ તો થયું; પણ એમણે એ જ મહાદેવજીને ગંગામાંથી વિચલિત કરી પોતામાં આસક્ત કરવાનો કીમિયો વિચાર્યો :

> " ભીલડીનો વેશ લેઈ કરી હું તો જાઉં છ વન.
> ધીરજ જોવા જગદીશનું વિમાસું છ મન ૧૮
> એહેવુ કહીને સુંદરી માંડ્યો છે શણગાર.
> પ્રીત્યવશાં વનફુલ પેહેરી ગુંજામણિના હાર; ૧૯
> બાંહે બાજુબંધ એહેરખા, અનિ કંકણ ગાજે;
> અણવટ પાયે વીંછુઆ ભલા છંદે વાજે. ૨૦
> શિર ઓળી સિંદુરે ભર્યું, કર્યું કાજળ આંખે,
> કાચ અરીસો કર ધરી શું નિહાલે છ મુખ. ૨૧
> મોત્રણ જાળ ઝબૂકતી, કરમુદ્રિકા ઘાલી,
> તેજ આણી ત્રણ લોકનુ ચતુરાં વનમાં ચાલી. ૨૨
> પાયે નેપુર અતિ શોભતા; ઘૂઘરડી ધમકે;
> શંકર પાસે આવતા ચાલંતી ઠમકે ૨૩"

આમ આલંબન વિભાવની સાથે ઉદ્દીપક સામગ્રી પણ દેહ ઉપર ધારણ કરી નાયકને ભીલડીરૂપે સાનુકૂળ કરવા નાયિકા નીકળી, અને

> " નાટારંગ માંડ્યો રંભશું, ઉમિયાજી આનંદે,
> સ્વર્ગ મૃત્યુ પાતાળમાં તે મોહ્યા અનિ છંદે. ૨૬
> મણિધર મોહ્યો મહીસ્થળે, રહ્યો મસ્તગ ડોલે.
> શબ્દશબ્દ પંખી થયાં, મુખથી નર બોલે. ૨૭
> શંભુ પાસે આવીને વળી પાછી ફરતી;
> તાન માન રંગ રાગશું ત્રિપુરારિનું મન હરતી. ૨૮
> મોહનીરૂપે કામિની દીઠી જેણી વાર,
> મૂર્છાગત શંભુ હવા; નહિ શ્વાસ તે વાર. ૨૯"

આમ નાયિકાને જે સિદ્ધ કરવાનું હતું તે નાયકના અનુભાવો દ્વારા સાધ્ય દશાને પ્રાપ્ત થયું. આ પછી પોતે મલ્હાર રાગ આલાપી શિવજીની મૂર્છા વાળી અને એ વધુ ને વધુ મોહબાણ

નાખવા લાગી. શંભુ પણ ભાન ભૂલતા આ ભીલડીમાં વધુ અને વધુ આસક્ત થવા લાગ્યા. અહીં નાયકનું 'એ વૃદ્ધ છે' એ જાતનું 'તર્જન' વગેરે પણ કવિએ હળવી વાણીમા નિરૂપ્યું છે શિવ વધુ અને વધુ આસક્તિ બતાવે છે અને ભીલડીને પોતાની સાથે પરણી 'હું ઈશ, તું ઈશ્વરી' (૫૦) થવાનું કહે છે ત્યારે ભીલડી પરણીને પોતાને પાછળથી છેહ ન દે એની ખાતરી ઇચ્છે છે. એ શંકર પાર્વતી અને ગંગા બે પત્નીને ત્યાગવા તૈયાર થયા છે એની યાદ આપે છે. શંકર જૂનાં ઉદાહરણ આપી એવા ત્યાગનુ સમર્થન કરે છે. અને છેવટે 'શકર ખોળા પાથરે, નારી કરે નકાર' એમ નાયક–નાયિકા વચ્ચે માનાદિક થાય છે. ને ત્યાં તરત જ .

> " પછે પ્રગટ પારવતી થયા, જાગ્યા છે ત્રિપુરારિ:
> વસ્ત્ર લેઈ આડુ ધર્યું, રહ્યા ઘૂંઘટ વાળી ૭૦
> ઉમિયા હસ્યા માહાદેવસું, દેઈ કરમા તાળી;
> શિવ સન્મુખ જોઈ રહ્યા નયણાં નીચા ઢાળી. ૭૧"

એમ ખરા સ્વરૂપમા નાયક–નાયિકાનું મિલન સધાય છે. અહીં અંતમા સ્વ મોદી 'હાસ્યરસ' માને છે, પણ એ તો અદ્ભુત રસ છે, 'ઉમિયા હસ્યાં'થી હાસ્યરસ ન થઈ શકે. શિવજીના પ્રમાણમા માનસિક ક્ષોભ એ પણ અદ્ભુતનું એક લક્ષણ છે.

'નળાખ્યાન'મા અગ્નિશર્મા નામના બ્રાહ્મણ પ્રથમ દમયંતી પાસે આવી નળ તરફ એના દિલનું ખેંચાણ કરે છે:

> " નારી કોએ નહીં તુઝ સરખી, નર નહીં કો નલ તોલિ ૮
> જુ નલરાજા વર તૂ પામિ, જન્મ સફલ તુઝ હોય
> ચૌદ લોકમાહા નહીં તેનોતોલિ રૂપિ બીજુ કોય, ૯
> નૈષધ નરનિ જો તૂ નારી, શરખિ શરખી જોડ,
> નહીંતરિ વિખ્યાતાનિ લાગિ રૂપકન્યાની ખોડ ૧૦"
>
> ( કડવુ ૫ મું )

અને ત્યાથી નીકળી નળ પાસે આવી એ જ કીમિયો અજમાવે છે. કવિ જ અહીં નિર્દેશે છે કે

"પરસ્પરિ અનુરાગ ઊપનુ, માંહોમાંહિ પ્રીત;
રસશૃંગાર તણુ થ્યુ અંકુર : વિપ્રલંભ તે રીત. ૧૩

અને પછી હંસ દ્વારા દમયંતીનો અનુરાગ વધુ તીવ્ર બનાવવામાં આવે છે.

આ પ્રસંગ 'નૈષધીયચરિત'ની મદદથી સાધ્યા પછી ભાલણ સ્વતંત્ર રીતે પોતા તરફથી પણ બહલાવે છે અને એમાં સચમત્કાર રચના નીતરી આવે છે.

"હાર ગ્રહીનિ, કહિ કામિનિ, ગુણવંત છિ તૂં, નવિ ઘટે;
પરનારિના બિ પયોધરનિ સ્પર્શ કરિ છિ શા મટિ ? ૧૫
ઇંદુ આવી જઘનનિ એ અડિ છિ નીલજ થઈ.
કલંકી શૂં કરિ નહીં, જે લાજ તુ તારી ગઈ ? ૧૬
પુષ્પશર એ કામના તે, સખી, શાહાનિ પાથરિ ?
બાણશૈય્યા પુઢીઇ તે શર્મ, કુહ્, કિહાંથી કરિ ? ૧૭
અંગથીઆં ચંદ્દન ધ્રૂઓ; દેહ માહારાનિ કસિ.
પ્રત્યક્ષ જૂઓ પારખૂં, વિષધર જેણિ બાહુ વશિ. ૧૮
ગાનવેણુ ગમિ નહી, જુ મનથી મોહો નવિ ટલિ.
સઘલીઇ એ સુખ કરિ, જુ નલ રાજા આવી મ્યલિ. ૧૯
ઘિરિ ન રમિ, વન ન ગમિ, સૂની ચાલિ લડથડિ.
વિરહિ પીડી વામનયણી પુષ્પશૈય્યાંઇ પડિ. ૨૦"
(કડવું ૮ મું)

અને એવી જ સ્થિતિ નળરાયની હોવાનું કવિ સંક્ષેપમાં જ કહી દે છે. એ પછી નળની કસોટી તો દૂત થઈ જવામાં છે, જ્યાં એ દૂતકાર્ય જ સાધવામાં સંપૂર્ણ સાવધાની રાખે છે; બેશક, નાયક–નાયિકાનો આ જાતનો મેળાપ બંનેને સુખકર તો નીવડે જ છે અને દમયંતી નળને સંકેત પણ આપે છે કે—

"વલતી ભૈમી કહિ : 'પ્રાણેશ, હૂં એહવુ પ્રપંચ કરેશ. ૩૯
પાસિ દેવ જ્યાં, ભૂપાલ, તવ કંઠિ આરોપિશ માલ;
માહારિ નહીં કુ બીજુ સ્વામી નિશ્ચલ મન કર્યૂં મિ ઠામિ. ૪૦"
(કડવું ૧૧ મું)

અને જ્યારે સ્વયંવર પત્યા પછી નિષધમા આવ્યાં ને પુષ્કર દ્યૂત ખેલવા આવ્યો, એમાં હાર્યાં ને બાળકોને ઘેર વિદાય કરી બંને જંગલમાં નીકળી પડ્યા ને પછી નળ ત્યાગ કરીને ચાલ્યો ગયો ત્યારે વિપ્રલંભની પ્રમાણમા ઉત્કટ કોટિ દમયંતીના રુદનમા જોવા મળે છે :

"હા માહ્રા નાથજી, કાંહા ગયા છો, મૂહનિ એકલી મેહેલી વનરે ?
નજિમ કહિયુ તે કિમ થયૂ રે, વાહાના, તહ્મારૂ મન રે ?'
નવરા, નવરા, ઉચ્ચરિઃ૦ ૧ " વગેરે.
( કડવુ ૧૬ મુ )

અને આગળ જતા અજગરે દમયંતીને ગળવાનો આરંભ કર્યો તે વખતનું આક્રંદ કવિ ઠીક જમાવે છે. ૧૯ મા કડવામાં એ માત્રા ઠીક ઠીક પ્રમાણમાં ખીલે છે. જ્યાં સિંહ પર્વત વગેરેને પતિની ભાળ પૂછે છે ત્યાં માર્ગમાં વણજારા મળ્યા તેમની સાથે જતાં વચ્ચે આવેલી હાથીઓ તરફની આપત્તિથી પછી એકલી પડે છે, ત્યારે પણ કવિ એક વિરહગીત મૂકે છે ( કડવું ૨૨ સું ) જેમાં દમયંતીના કષ્ટનો ચિતાર મૂર્ત કરવામા આવ્યો છે. આ બંને વિરહીઓનો છેવટ ( કડવા ૨૯ મામા ) મેળાપ સાધવામાં આવ્યો છે.

આમ ' નળાખ્યાન 'માં વિપ્રલંભ શૃંગાર મર્યાદિત સ્વરૂપમાં રજૂ થયો છે. સંસ્કૃત કવિઓની કે પ્રેમાનંદ જેવાની નિરૂપણાને આ નિરૂપણા પહોચી શકતી નથી એમ કહ્યા વિના ચાલતું નથી.

આપણને ' જાલંધર આખ્યાન 'મા ૧૬ મા કડવામાં વૃંદાને જાલંધરનો જે વિરહ ચીતરવામા આવ્યો છે તે પ્રસંગે ' ચંદન ચંદ્ર કુસુમ તન દહે, મલયાચલ પવન નવ સહે ' અને ' દુઃખ વીસારવા કાજ રમે, કામિનીને કાંઇએ નવ ગમે ' વગેરે ચિત્રણ ધ્યાન ખેંચે એવું છે.

આપણને ' શૃંગાર 'ની કેટલીક કોટિ ' રુક્મિણીવિવાહ ' ( દશમ સ્કંધ )મા પણ જોવા મળે છે. કૃષ્ણમાં અનુરાગવાળી રુક્મિણી બ્રાહ્મણના હાથમાં કૃષ્ણ ઉપરનો જે પત્ર આપે છે તેમાં નાયિકાની મનોવેદનાનાં દર્શન થાય છે :

" સ્વસ્તિ શ્રીદ્વારામતી, સકલ ગુણભંડાર,
કૃષ્ણચરણે એક પ્રથમે, માહારો જુહાર. ૧૧
ભુવનસુંદર રૂપલક્ષણ સાંભળ્યા મેં આંહીં;
ચિત્ત નિર્લજ નથી રેહેતું કામ માહરૂં ત્યાંહીં. ૧૨
રખે જાણો રાજકન્યા, ઠેઠ છાંડી લાજ;
વિપ્ર છાનો મોકલ્યો, જ્યમ જાણે મહારાજ. ૧૩
વિદ્યા વય કુલ રૂપ દ્રવ્યે તું સરખો અભિરામ,
કોણ કન્યા ચતુર ધીરા વરે નહિ જે સ્વામ ? ૧૪
તે માટે મેં તું વર્યો, આત્મા અરપ્યો આપ;
પ્રતિજ્ઞા પાલે નહિ તો શું રે કીજે બાપ. ૧૫ " (પદ ૩૩૦મું)

અને એ પદમાં આગળ પોતાનું કેવી રીતે હરણ કરી શકશો એનો સંકેત બતાવવામાં આવે છે. શિશુપાલની જાનને ભીમકરાજા તરફથી ઉતારા આપવામાં આવ્યા અને લગ્નની સજાવટ સારી થઈ ચૂકી ત્યાંસુધીમાં કૃષ્ણ આવેલા નહિ જણાતાં ( પદ ૩૩૨ મામાં ) રુક્મિણીના હૃદયનો તાપ ફરી રજૂ કરવામાં આવ્યો છે. ૩૩૩–૩૩૪ માં પણ એ જ ઉત્તાપ જોવા મળે છે.

કવિ આખ્યાન-પદ્ધતિનાં કાવ્યોમાં રસની ખિલવટ કરી શકતો નથી, પણ જ્યારે ઊર્મિના ઉછાળા લેતી પદરચના સાધે છે ત્યારે એમાં એની કવિતા સારા પ્રમાણમાં ખીલી ઊઠે છે. ' દશમ સ્કંધ 'ની બાળલીલામાં ગોપાંગનાઓનો કૃષ્ણ પ્રત્યે રજૂ થતો પ્રિયતમ-ભાવ નાયિકાની વિવિધ મનોદશાનાં ચિત્ર ખડાં કરે છે :

" આવ સખી ઉતાવળી, મંદિરમાં શું બેઠી રે ?
નયણે નંદકુંવરને નિરખો, માયામાં શું પેઠી રે ? આ૦ ૧
એ અણિયાળાં રાતાં કાળાં લોચન કહિયે ન દીઠાં રે.
મારા મનની વાત કહું, એ અમૃતપેં અતિ મીઠાં રે. આ૦ ૨
સામું જો રે સજની મારી, પાંપણનો એ ચાળો રે.
ગોરી કોટિ ઓવારી નાખું, રૂપે રૂડો કાળો રે. આ૦ ૩
અણિયાલી અતિશે રાતી, નાક તણી તે દાંડી રે,
ઉપમા શી કહું શુકચંચની, જો જો, મીટડી માંડી રે. આ૦ ૪

વાંસલડી વજાડતાં એની, કોટ તણો જે લટકો રે,
મારે હૈડે નિશ્ચય બેઠો, ચોલ તણો જ્યમ ચટકો રે. આ૦ ૫
લજ્જા મેલુ લોકની, જાણુ પાસે જાઉં રે;
ભાલણપ્રભુ રઘુનાથ તણી હું ભવ ભવ દાસી થાઉં રે. આ૦ ૬ ”
(પદ ૯૪ મું)

આના અનુસંધાનમાં નાયકનો પ્રત્યક્ષ અનુભવ થતો હોય તેવા આનંદ-ભાવનાં દ્યોતક પદ ત્યાં જોવામાં આવે છે. ભાલણનાં આ ભાગવતથી સ્વતંત્ર પદો છે. નીચેના પદમાં અનુરાગની ઉત્તરોત્તર ચડતી માત્રાનાં દર્શન થાય છે :

“ મુરલી વાય છે રસાલ, વૃંદાવનમાંહે શ્રી ગોપાલ;
મુરલી સાંભળવા જઇયે. ૧
ગૌં તૃણ ચરતી રહી, સાંભળે છે માંડી કાન;
આકાશે ચાલે નહિ, થોભી રહ્યાં વિમાન. મુ૦ ૨
મૃગનાં મીટ માંડી રહ્યાં, વૃક્ષ તણાં ન હાલે પાન;
રાગરંગ એ સાંભળી યોગીશ્વરનાં છૂટ્યાં ધ્યાન મુ૦ ૩
ગુણધર લઈ શકે નહિ અદ્‌ભુત રાગ ને તાન;
રંભા મેનકા ઉર્વશી ઘૃતાચીએ મેલ્યું માન. મુ૦ ૪
યમુનાજલ હાલે નહિ, સૂરજ રહ્યો સ્થિર સ્થાન;
સુરસુતની મોહી રહી, સાંભળી સુંદર ગાન. મુ૦ ૫
અંબર તે સુરનારીનાં છૂટે, અતિ વિહ્વલ દેહ;
મણિધર ફણુ માંડી રહ્યા, શ્રવણ વિના નયણે સુણે નેહ. મુ૦ ૬
મેં રહ્યું જાયે નહિ, કામબાણના વાગ્યા પ્રહાર;
મન તો મોહિયું માહાવે, વિસારિયો વ્યાપાર. મુ૦ ૭
નયણે જઇને નિરખિયે, સુણી સુંદર સાદ;
જન્મ સફળ તે કીજિયે, પામિયે અતિ આહ્‌લાદ. મુ૦ ૮
લોકલાજ મેં પરહરી, સોંપ્યું એને શરીર;
પરવશ થયો એ આત્મા રે, રાખ્યું ન રહે ધીર. મુ૦ ૯
એ માહારે હૈડે વસિયો, પામે રહું દિનરાત;
ભાલણપ્રભુ રઘુનાથશું અંતર્ગત મળિયો સાથ. મુ૦ ૧૦ ”
(પદ ૧૦૫ મું)

એવા જ એક બીજી ગોપાંગનાના ઉદ્ગાર :

"નંદકુંવરનું મુખડું જોતાં કેમે ન ધરાઉં;
નયણ–કચોલે અમૃત પીતાં ક્યમ પૂરણ થાઉં ? નં૦ ૧
વૃન્દાવનથી આવતાં, જાણું સામી જાઉં;
પ્રેમ કરી વહાલો પિયે તો દૂધ દહીં પાઉં. નં૦ ૨
ક્યારે વાંસલડી વજાડશે, ઘેર બેઠી ધાઉં;
શ્રવણે શબ્દ સાંભળી જાણું ઊઠી જાઉં. નં૦ ૩
સાસુ નણદી વર પૂછે, તો ઉત્તર ઊપાઉં;
કહ્યું ન માને માહારું જો તો જૂઠા સમ ખાઉં. નં૦ ૪
એના હસવાનો મરકલડો સંભારીને ધાઉં;
દુર્જન આડે દેખી ન શકું તો અતિ અંબટાઉં. નં૦ ૫
એની થઇ રહું હું દાસી, વિણમૂલ્યે વેચાઉં;
ભાલણપ્રભુ રઘુનાથ તણા હું શા શા ગુણ ગાઉં. નં૦ ૬ "
(પદ ૧૦૮ મું)

આમાં વિરહમાં પણ સંયોગરસની ભાવના મૂર્ત કરવામાં આવી છે. પરોક્ષે સંયોગ શૃંગારનાં આ ઉદાહરણ કહી શકાય.

'દશમ સ્કંધ'ના ૧૨૧ થી ૧૫૫ મા પદ સુધીમાં 'દાણલીલા'નો પ્રસંગ ભાલણે તદ્દન સ્વતંત્ર રીતે આપ્યો છે. ભાગવતમાં આ લીલા નથી. ભાલણની પ્રતિભા એમાં પ્રમાણમાં ઠીક ઠીક ખીલી છે. એમાં નાયિકાની નાયક તરફની અનુરાગવૃત્તિની માત્રા કેવી રીતે વધતી જાય છે એ બતાવવામાં આવ્યું છે. એક રીતે નાયકની હાજરીને કારણે એ સંયોગ શૃંગાર મૂર્ત કરે છે :

"એણી પેરે થયાં એકરસ ચિત્ત - બેહુનું થયું ભલું;
ભાલણપ્રભુ રઘુનાથશું, જ્યમ રત્ન કુંદનશું મળ્યું." ૮
(પદ ૧૩૭ મું)

કવિએ પદ ૧૩૯ માં ફરી વિપ્રલંભની છોળ ઉછાળી છે, જ્યાં

"શ્રાવણ આવ્યો રે સજની, પિયુ વિના નવ જાયે રજની"
(પદ ૧૩૯ મું)

વગેરેથી નાયકની નાયિકાના મુખથી નિંદા પણ રજૂ કરવામાં આવી છે. ૧૪૧ મા પદમાં માનનો એક સુંદર પ્રસંગ નિરૂપાઈ ગયો છે :

" કૌસ્તુભમાં નિજ રૂપ દેખી રિસાવી પ્યારી;
જાણ્યું ખોળામાં બેઠી છે મુજ સરખી કો નારી;
દેખી રિસાવી પ્યારી. ૧
દૂતીને ત્યાં ગાળ દે છે, તું તો ધુતારી;
મને શાને તેડી આવી ? એ તો વ્યભિચારી. દેખી૦ ૨
મધ્ય નાયિકા સાન કરીને બુદ્ધિ કહી સારી;
કંઠ થકી કેશવજી મેલો મહામણિ ઉતારી. દેખી૦ ૩
રાધાએ ત્યાં નારી ન દીઠી, દીઠા કંસારિ;
ભાલણપ્રભુ રાઘવશું વાધી પ્રીત અતિ ભારી. દેખી૦ ૪ "

અહીં ભ્રાંતિમાન અલંકારથી રાધાના માનને મૂર્ત કરવામાં આવ્યું છે. કૃષ્ણની છાતી ઉપરના હારમાં રહેલા કૌસ્તુભમણિમાં રાધાની જે પ્રતિકૃતિ પડી તેને રાધાએ બીજી નારી માની લઈ માન કર્યું—હાર ઉતારી લેતાં કૃષ્ણ જ દેખાયા ને માન પૂરું થયું. માનને લગતાં ૧૪૩-૧૪૪-૧૪૫-૧૪૬-૧૪૭ પદ છે. જેમ નાયિકાના હૃદયનો ઉત્તાપ કવિએ વર્ણિત કર્યો છે તેમ ક્વચિત્ નાયકના હૃદયનો પરિતાપ પણ સૂચિત કર્યો છે :

" રાધા, તેં હરિનું સુખ ટાળ્યું, મૃગનયણી કાંઇ કામણ કીધું;
જે દહાડાનું વદન નિહાળ્યું, રાધા, તેં હરિનું સુખ ટાળ્યું. ૧
અન્ન ન ભાવે, નિદ્રા ન આવે, ચાળા કરીને ચિત્તડું ચળાવ્યું;
કઠિણ થઈ એમ કાંરે કામિની મોહનજીનું મનડું બાળ્યું ? રા૦ ૨
સહસ્ર સુંદરી મેં દેખાડી, કોટિ ઉપાયે ન જાયે વાળ્યું;
તુજ માંહિ એ શું દેખે છે ? રૂપ ભલું કે યૌવન ફાલ્યું ! રા૦ ૩
મારે નોહરે આવ ભામિની, માવજીનું માન તે ગાળ્યું;
તારે ચરણે હું લાગું છું, ભાલણપ્રભુનું વચન તેં પાળ્યું. રા૦ ૪"
(પદ ૧૪૯ મું)

'દશમ સ્કંધ' માંનાં શુદ્ધ પદ છે તે ભાલણનાં સ્વતંત્ર છે—

કડવાપ્રકારથી એ જુદાં પડે છે. જે કડવાપ્રકાર છે તે તો પ્રાયઃ ભાગવતના અનુવાદરૂપ છે.

**હાસ્ય :**

ભાલણને હાથે હાસ્યરસનું નિરૂપણ ખાસ થયું નથી. એકાદ પ્રસંગે નર્મોક્તિ મળી આવે છે, પણ એને હાસ્ય કહી શકાય નહિ; જેમકે કૃષ્ણે જ્યારે રુક્મિણીને પૂછ્યું કે 'તું મને શું જોઇને વરી' ત્યારે રુક્મિણીએ 'અમને પરણ્યા પૂંઠે પામ્યા, ગજ રથ અશ્વ સજાઈ' વગેરે કહી 'તમે પાંડવની સંગતે રાજભોગ વગેરેની ચતુરાઈ શીખ્યા એટલે પછી તમારી સાથેનાં મારાં લગ્નની અનુમતિ મારા પિતાએ આપી' એમ કહ્યું—એના જવાબમાં એ જ વાતોનું કૃષ્ણે સમર્થન કરી 'અમ માંહે કહોને શું દીઠું, સદાના વનચારી' વગેરે વચન કહ્યાં. ભાગવતમાં પણ આ પ્રસંગ નિરૂપાયેલો છે. અહીં કૃષ્ણે 'તત્પર થઈ વરો જઈ જેહ, ક્ષત્રી બલિયો હોયે તેહ' એમ કહેતાં રુક્મિણીને ખોટું લાગ્યું—વગેરે નિરૂપાયું છે.

**કરુણ :**

'કરુણ'નો પ્રસંગ ખાસ કરી 'જાલંધર આખ્યાન'માં જોવા મળે છે, જ્યાં હરિએ માયા કરીને જાલંધરનાં ધડ-શિર વૃંદાની સમક્ષ મૂક્યાં ત્યારે વૃંદાનો વિલાપ મૂકવામાં આવ્યો છે. પતિ મરી ગયો છે એવું પ્રત્યક્ષ નિહાળતાં એ બાપડી કળકળી ઊઠે છે :

"કર માંહે તે મસ્તક લેઈને ઓળખીઓ ભરથાર જી,
ગાઢે રોવા લાગી કામિની, 'ધિક્ મારો અવતાર જી;
સુખની વેલાં દુઃખ તો આવ્યું, પાપ તણો નહિ પાર જી,
પિયુ પડયા, મુને મરણ ન આવ્યું, તો શેની સાધ્વી નાર જી?
પિયુડા મારા એમ કાં પોઢ્યા? ઉત્તર દ્યો એક વાર જી;
અબળા ઉપર રીસ શી એવડી, તેનો કહો વિસ્તાર જી. પિયુ

× × × :

મારે કોય તો છે નહિ, તમ વિના આધાર જી,
આણ તમારા ચરણકમળની, જો ઝવુ લગાર જી. પિયુડા૦

× × × ×

શુક્રાચાર્ય ક્યાં ગયા જે જીવાડે આ વાર જી?
દીન દામણી હું થઈ છું, તમો કરો મારી સાર જી. પિયુડા૦ ”
(કડવું ૧૮ મુ)

બેશક, એને છેતરવામાં આવી છે અને તેથી અંતે છેતરપીંડીને પામી પણ જાય છે, એટલે કરુણનું ચિત્રણ ફીકું પડી જાય છે; પરિણામે એ હરિને શાપ આપી બેસે છે.

બીજો કરુણનો એક પ્રસંગ કૃષ્ણના જન્મ થયા પૂર્વેની રાત્રિની દેવકીની મનોવ્યથાનો છે :

“ પીયુ, શું થાશે, આજની રજની મને કયી પેરે જાશે? પી૦
ઝરમર મેહ વર્ષે છે રે ભારી વીજળી ઝબૂકે ને નિશા અંધારી. પી૦
કોણે કહી રે ગગનથી વાણી, ક્રોધે ભરાણો રે પાપી પ્રાણી. પી૦
ત્યારે મૃત્યુ તો ભલું રે થાતું, આ દુઃખ દિન દિનનું ત્યારે જાતું. પી૦
પગે બેડી ને પરવશ રેહેવુ, કીધુ પોતાનું પોતે રે સેહેવું. પી૦
ખટ બાળક એણે માર્યા પેહેલું, હવે આશ કીજે તેહ ગેલું. પી૦
છેલ્લો પુત્ર તે કેમ ઊગરશે? કારજ આપણું તે કયી પેરે સરસે? પી૦
ઉદરમાંહે તે દુઃખ દે છે આજ, વાંકી વેળા શી કરૂ લાજ? પી૦
બાળક રોમે ને આવશે ધાઇ, નહિ મૂકે એ પાપી ભાઇ. પી૦
એવો નહિ જે આવી મૂકાવે શું કીજે જો મરણ ન આવે? પી૦”
(પદ ૧૨ મું)

આ એક નાનું કરુણ-ગીત થઈ રહે છે.

## વીર રૌદ્ર ભયાનક તથા બીભત્સ

પ્રેમાનંદમાં આપણે પહેલા ત્રણે રસોને એકબીજામાં વણાયેલ [ શકિયે છિયે. એ જ પરિસ્થિતિ ભાલણમા જોવા મળે છે. પણ કવિઓ રસની અભિવ્યક્તિમાં સબળતા સાધી શક્યા

નથી એમ કહિયે તો એમાં આપણે સામાન્ય રીતે કોઇને પણ અન્યાય નથી જ કરતા. ભાલણનાં પ્રાપ્ય આખ્યાનોમાં યુદ્ધનો પ્રસંગ મુખ્યત્વે 'જાલંધર આખ્યાન'માં શરૂમાં દેવોની ઉપર જાલંધર ચડી આવે છે ત્યાં જોવા મળે છે :

"ચતુરંગિણી સેના મળી, ગડગડતાં નિશાણ
અસુર બહુ ત્યાં સાંચરે, 'જય જય' બોલે વાણ
અશ્વ ગજ રથ ઊંટ ઘણા, ત્યાં પાળાનો નહિ પાર.
ધજા ફરકે, શેષ સળકે, હસ્તી કરે ચિત્કાર.
અસુર બોલે, પર્વત ડોલે, તોલે નહિ તે કોય.
શંખ વાજે, ગગન ગાજે, કોલાહલ ત્યાં હોય.
રવિ છાયો રેણુ ઊડ્યે, ભાસે નહિ દિનરાત.

× × × ×

દૈત્ય ચાલી આવીઆ ને હુઓ અતિ સંગ્રામ
ઇંદ્ર ભાગ્યો, દેવ નાઠા, છાંડીઆ રણઠામ."

(કડવું ૯ મું)

પછીના કડવા ૧૦ મામાં હરિ હર અને બ્રહ્મા પણ આવ્યા ને વળી અસુરો સાથે યુદ્ધ થયું એનું સાદું નિરૂપણ છે; ૧૨ મા કડવાને અંતે પણ એવું સાદું નિરૂપણ છે. ફરી ૧૫ મા કડવામાં પણ શબ્દોમાં જ 'યુદ્ધ દારુણ ત્યાં થયું, દેવ અંતરિક્ષ જોય'થી જ દારુણતા કહેવાઈ છે. છેલ્લે ૨૦ મા કડવામાં સુદર્શન ચક્ર પશુપતિએ મેલ્યું ને જાલંધરનું શીશ ધડથી જુદું થયું ને ત્યાં યુદ્ધ પૂરું.

આમ માત્ર સાદી ઊક્તિઓમાં ક્યાંય આ ચારે રસોની અભિવ્યક્તિ જોવા મળતી નથી.

**અદ્દ્ભુત :**

આપણે આ પૂર્વે જોયું છે કે 'શિવભીલડીસંવાદ'માં શિવજી ભીલડી ઉપર મુગ્ધ થાય છે ને એની સમક્ષ ખોળા પાથરે છે ત્યારે નારી નકાર કરે છે, ત્યાં એ જ સમયે ભીલડીરૂપ પાલટી પાર્વતી

ખડાં થાય છે. આટલી પ્રસંગની અદ્દભુતતા ચમકી જાય છે. એવો એક પ્રસંગ ઉપર 'વીર'માં બતાવ્યો છે તે 'જાલંધર આખ્યાન'-માં દેવો ઉપર જાલંધરનાં સૈન્ય ચડી આવે છે ત્યાં સૂક્ષ્મ સ્વરૂપમાં જોવા મળે છે.

વત્સલ :

સામાન્ય રીતે કાવ્યશાસ્ત્રમા આઠ રસ કહ્યા છે; પાછળથી નવમો શાંતરસ પણ અભિનવગુપ્તે 'નાટ્યશાસ્ત્ર'ની વાચનામાં સ્વીકાર્યો છે. આ ઉપરાંત મોડાના કાવ્યશાસ્ત્રીઓએ 'વત્સલ' રસની પણ મીમાંસા કરી છે. સાહિત્યદર્પણકાર વિશ્વનાથ જણાવે છે કે

"स्फुटं चमत्कारितया वत्सलं च रसं विदुः ।
स्थायी वत्सलतास्नेहः पुत्राद्यालम्बनं मतम् ॥ २५१ ॥
उद्दीपनानि तच्चेष्टा विद्याशौर्यदयादयः ।
आलिङ्गनाङ्गसंस्पर्शशिरश्चुम्बनमीक्षणम् ॥ २५२ ॥
पुलकानन्दबाष्पाद्या अनुभावाः प्रकीर्तिताः ।
सचारिणोऽनिष्टशङ्काहर्षगर्वादयो मताः ॥ २५३ ॥"

(ત્રીજો પરિચ્છેદ)

"સ્પષ્ટ રીતે ચમત્કારનો અનુભવ થતો હોવાને કારણે વિદ્વાનો વત્સલ'ને પણ રસ ગણે છે. આ રસનો સ્થાયી ભાવ વત્સલતા-યુક્ત સ્નેહ છે, પુત્ર વગેરે સંતાનો એના આલંબન વિભાવ છે અને સંતાનોની ચેષ્ટા વિદ્યા શૂરતા દયા આદિક ઉદ્દીપન વિભાવ છે; આલિંગન, અંગસ્પર્શ, માથું સૂંઘવું, ચુંબન લેવું, બાળકો તરફ જોઈ રહેવું, આનંદથી રોમાંચ ખડાં થવાં ને આખમાં હર્ષનાં આંસુ આવવાં વગેરે અનુભાવ છે; અનિષ્ટશંકા હર્ષ અને ગર્વ વગેરે વ્યભિચારી ભાવો છે."

ભાલણ આખ્યાનમા સાદા નિરૂપણોમાં કોઈ પણ રસને મૂર્ત કરી શકયો નથી; જે કાંઈ પણ મળે છે તે નહિવત્ સ્થિતિમાં

જોવા મળે છે. પરંતુ જ્યારે આખ્યાન-નિરૂપણમાંથી ઊતરી ઊર્મિના ઉછાળા લેતાં 'રામબાલચરિત' અને 'દશમ સ્કંધમાંનાં કૃષ્ણબાલ-ચરિત'નાં પદોનું સર્જન કરે છે ત્યારે એની શક્તિઓ ઠીક ઠીક પ્રમાણમાં ખીલી ઊઠે છે. એવા કેટલાક નમૂના આપણે અહીં જોઈએ.

બાલારામ ક્યાંય ગૂમ થઈ ગયા છે તે વખતની માતાની ધાલાવેલી જુઓ :

" બાઈ, કોઈ બનાવો મને રામ લાલા. ટેક૦
હું તો શોધી વળી સઘળા બાલા. બાઇ. ૧
મેં તો કેડેથી ઉતાર્યો, કશું કામ પડ્યું.
મારી નજર ચૂકી ને રૂડું રતન રડ્યું. બાઇ. ૨
ઓહો ઊઠો અનુચર, પાણી પીજો પછી;
બાઈ, બ્રહ્માંડે ભરાણો એ તો ખચાખચી. બાઈ. ૩

× × ×

રાજા રાતા તાતા થાયઃ કરો સરજુમાં શોધ;
ભાલણપ્રભુ રઘુનાથ ભરાણા કૌશલ્યાની ગોદ. બાઈ. ૪ "
(પદ ૧૨ મુ)

માતા ખોળામાં છુપાઈ રહેલા બાલારામને જ મૂકીને આ પ્રમાણે ધલવલાટ કરે છે. એવું જ બીજું પદ જુઓ :

" મૈયા બાવરી થઈ રે, માતા બાવરી થઈ; ટેક૦
લૂઘડે લપેટ્યો લાલ દીઠો નહિ. મૈયા. ૧
હેલી, ગોદમાં ઘાલી ઘણે બાહાર માન્યો;
એવો ચંચલ ચકોર કેમ રહ્યો છાનો ! મૈયા. ૨ "
(પદ ૧૩ મું)

એ માતા બાલારામને ઝભલું સજાવતાં કેવો આનંદાનુભવ કરે છે !

' આવો ઝૂલડી પેહેરાવું.
બાર બાર બલિ જાઉં, લાલાને ઝૂલડી પેહેરાવું. ટેક૦
કરમાં લીધી ઝૂલડી ને પાડે કૌશલ્યા સોર;
રામ રમો રંગમોહોલમાં, હું આપું કનકના મોર. આવો. ૧

ઉષ્ણકાળનો ઊન્હો વાયુ, કરમાય કોમળ અંગ;
પાયે પેહેરાવું મોજડી, પછી રમો સખાને સંગ. આવો. ૨
કશ્યપસુત તો કઠણ તપે છે, જગતને લાગે જ્વાળ;
વિષધર સરખા વિકળ થયા, તમે કોમળકાયા બાળ. આવો. ૩
ગૂંજે ઘાલું સુખડી ખાંતે, મેવા લ્યો મેહોં-માંગ્યા;
ભૂમંડળના ભૂપતિ કેહેશે, નાના નરપતિ નાગા. આવો. ૪
કૌશલ્યાએ કર ગ્રહીને પેહેરાવી બે બાંહ્ય;
કસકસી કૌસ્તુભમણિ સરખી, જેમ ન ભૂલે ક્યાંય આવો. ૫
ઝળકતી શી ઝૂલડી પેહેરાવી માતા કરે ચુંબન;
ભાલણપ્રભુ રઘુનાથ માહારાને સોંપુ તન મન ધન. આવો૦ ૬ "

(પદ ૧૬ મું)

એ જ ઝૂલડી ખોવાઈ જતાં–

આગળ પાછળ હીરા જડિયા વચ્ચે માણેકમોતી;
કરમાં લીધો દીવડો ને હીંડે કૌશલ્યા જોતી. ઝૂલડી૦ ૩
સોના કેરી સોય મંગાવું, રૂપા કેરા ધાગા;
એ ઝૂલડી શીવવાને નવલખ દરજી લાગ્યા. ઝૂલડી૦ ૪
સમજાવ્યો સમજે નહિ સામો, કહ્યું ન માને કાલો;
રોઇ રોઇને ઝુલમ કરે, કોઇને જડી જ હોય તો આલો. ઝૂલડી૦ ૫
રોતા રહીને કેહે રાઘવજી, જોડીને બે હાથ;
રાજહંસને મે ઓઢાડી, ઊડી ગયો આકાશ. ઝૂલડી૦ ૬
ગિરિગહ્વર ગુફાઓ જોઈ, જોયાં ઝાડોઝાડ;
વશિષ્ટનો શિષ્ય લાવ્યો ઝૂલડી, રામે છોડી રાડ. ઝૂલડી૦ ૭
મુખડું જોઈ માતા કહે છે, અકલિત આ કુમાર;
ભાલણપ્રભુ રઘુનાથ માહારો મુક્તિનો દાતાર. ઝૂલડી૦ ૮ "

( પદ ૨૧ મું )

અને આવા રામ ઉપર માતા વારી કેમ ન જાય ?

" રઘુઆ રમે રે, માહારો રઘુઆ રમે,
શિવ બ્રહ્માદિક પૂંઠે ભમે, માહારો રઘુઆ રમે ટેક૦
ટૂંકે હાથે તાળી પાડે, રંગે રમે રામ;
મુક્તિની મનવાર કરે છે, છોડો ઘરનાં કામ. માહારો૦ ૧

ધમક વાગે ઘૂઘરા ને ઠમક મેહેલે પાય;
લાલજી હીંડે લટકતા તે મરતીમાં ન માય. માહારો૦ ૨
નાની સરખી ધનુપડી ને નાનાં સરખાં ૧બાણ;
રાય તણા છે બાળકા, પણ સહુને વાહાલા પ્રાણ. માહારો૦ ૩
શરીરે તો ૨સ્વેદ વળ્યો છે, માંહ્ય ભેગો મેલ;
રાજા સરખા એ રજમાં લોટે, ખાંતે કરે ખેલ. માહારો૦ ૪
ઘૂઘરિયાળી ગોફણી ને આંકડિયાળા કેશ;
નયણાં આગળ નાગા ફરે, નારાયણ ને શેષ. માહારો૦ ૫
મુઠ્ઠીમાં છે માલપૂડા ને જોડલા ઝૂંટી ખાય;
બોલી બોલે કાબલી તે સમજે એહેની માય. માહારો૦ ૬
માતાએ તો કેડે તેડી મુખ કર્યાં ચુંબન;
ભાલણપ્રભુ રઘુનાથ માહારાને ભજશું નિશ ને દિન. માહારો૦ ૭ ”
(પદ ૧૮ મું)

અને આવા બાલુડા રામને કોઈની નજર ન લાગે એ માટે—
“ કૌશલ્યા રામને રોકે, કૂડી દૃષ્ટિ નિહાળશે કોકે. ટેક૦
તાહારા છૂટા બાળા કેશ, માહારા લાડકડા લઘુવેશ. કૌ૦ ૧
માતા ઘાલે માદળિયામાં ચીઠી, જોઈ અમર હશે ઠીઠીઠીઠી. કૌ૦ ૨
તારી કંદર્પ કોટિક કલાય, દેખી મુનિઓનાં મન લલચાય. કૌ૦ ૩ ”
(પદ ૨૬ મું)

જેમ માતાના પુત્ર તરફના અનુરાગનાં પદ ભાલણે આપ્યાં છે તેવાં પિતાના અનુરાગનાં પણ કોઈક કોઈક આપ્યાં છે : પદ ૨૧ અને ૩૧ મા પદમાં આ ભાવ જોવા મળે છે.

અને ભાલણે ‘ દશમ સ્કંધના કૃષ્ણબાલચરિત ’માં ‘ વત્સલ ’ને આનાથી પણ ઉચ્ચ માત્રાએ નિરૂપ્યો છે. ‘ રામબાલચરિત ’માં કૌશલ્યામાતા છે, તો અહીં જશોદામાતા છે; વધુમાં માતાના ભાવવાળી કેટલીક ગોપાંગનાઓ પણ છે. અને શરૂમાં કૃષ્ણને વસુદેવ લઈ જવા તૈયાર થાય છે ત્યારે વિયોગાત્મક પ્રકારનો ભાવ દેવકીના મુખમાં પણ કવિએ મૂકી દીધો છે :

“ ધન્ય તે કામિની રે, હરિને જે ધરશે ખોલે;
ઉપનિષદમાંહે તો જોતા મોટા મુનિ સરખા બોલે. ધ૦ ૧

ધવરાવી હુલરાવશે રે, સાંઇડુ દેશે ગાઢું રે;
સુંદર વદન નિહાળતાં રે, હૈડુ થાશે ટાઢું રે. ધ० ૨
આઇ આઇ કેહેશે, કાલુ બોલશે, તે લાગશે મીઠું રે;
મેં તો પાતક પ્રૌઢા કીધાં, જો સુતનુ સુખ ન દીઠું રે. ધ० ૩
પાલણુડું હુલરાવતાં માનિની મંગળ ગાશે રે,
શું કહું તેના તનમાંહે તે જોતાં સુખ થાશે રે. ધ० ૪
નાનડિયો સાદ દેતો આવશે, અધરણુ અધર તે હસશે રે;
મારા ભાગ્યમાંહે નવ લખિયું, તેને અંતર વસશે રે. ધ० ૫

×          ×          ×          ×          ×

તેહેને ઘેર તોરણ બંધાશે, થાશે અતિ દિવાળી રે;
વેરણ વિધાતાએ શું સરજ્યું, જે હું દુઃખે બાળી રે. ધ० ૭
પાગે વાગે ઘૂઘરડી ને પગલાં ભરશે લટકે રે;
ઉતાવળો આવીને મળશે એહેને હરિ ત્યાંહાં મટકે રે. ધ० ૮
તે જણ્યા વિના જનની થઈ, માહારો બોલો ઠાલો રે;
રૂપ દેખાડી અભિનવું, મુને મૂકી કિમ ચાલો રે? ધ० ૯
પુનરપિ કેહેવારે દેખિશું સુંદર મુખ રઢિયાળું રે?
મે રાંકે કાંઈ નવ ચાલે, પછે આંસુ ઢાળું રે. ધ० ૧૦
એણી પેરે દેવકી ટળવળ્યાં, 'હરિને હૈયે ચાંપે રે;
પિયુ તણે કર બાલક આપે, ભેથી હૈડું કાંપે રે. ધ० ૧૧"

(પદ ૧૫મું)

અને વસુદેવ કૃષ્ણને મૂકી આવ્યા પછી દેવકી પાસે પાછા યા ત્યારે પણ દેવકીના મુખમાં—

"પિયુજી અને મોકલો, હું તો ગોકુળ જાઉં રે,
પ્રાણજીવનનું મુખડું જોઇ કાંઇએક સુખણી થાઉં રે. પિ० ૧
અબવે મારી આંખડીએ એક વાર નિહાળું રે;
વિરહ વ્યાપી રહ્યો છે મનને, તે વેદના ટાળું રે. પિ० ૨
છૂટાં છૂટાં પુણ્ય કરી ત્યાં જાવા ચિત્ત લાગે રે;
તમે રેહેજ્યો પાપી પાસે, થયો ભાવ નિપાગે રે. પિ० ૩
જેમ રેહે છે રોહણી તેમ રહીશું એ પાસે રે;
રાત્ર દિવસ આનંદે રેહેશું, મુખ જોવાની આશે રે. પિ० ૪

છાશ લેવાનું મિષ કરીને અમે મંદિર તેને જાશું રે;
રમતો દેખી હૈડે ચાંપી, ક્ષણુ એક સુખિયાં થાશું રે. પિ૦ ૫
કુંવર જો નહિ ઓળખે તો સાંઇડું લઇશું ગાઢું રે;
ભાલણ-પ્રભુ રઘુનાથ જોઇ હૈડું થાશે ટાઢું રે. પિ૦ ૬"
(પદ ૨૮ મું)

પુત્ર પ્રત્યેનો માતા દેવકીનો સ્નેહ આ બેઉ પદમાં નીતરી આવે છે. હવે જુઓ જશોદાનો એ માતૃસ્નેહ. જશોદાને એ ખ્યાલ જ નથી કે આ દીકરો તો પારકો છે અને પોતાને ત્યાં આવી લાગ્યો છે. એને એ પોતાનો જ ઔરસ પુત્ર માને છે અને એના હેતના ફુવારા અવિરત ઊડ્યા કરે છે. માતા બાળકનાં બે બાવડાં ઝાલી પોતે ઓટલે બેસી પોતાના પગના પંજા ઉપર ઊભો રાખી હિલોળે છે:

"પાવલો પારે હરિગોપાલ, જશોમતી હુલરાવે બાલ. પા૦ ૧
પગ ઉપર પગ ધરતી સતી, ડગમગ ત્યાં પગ માંડે શ્રીપતિ. પા૦ ૨
સાંઇડું દઈ હરિને દઢપણે, ક્ષણુક્ષણુ પ્રત્યે જાયે ભામણે. પા૦ ૩
મુખ ચુંબે અતિ સ્નેહ કરી, એમ રમાડે જનની હરિ. પા૦ ૪
વળી વળી પગ ઉપર હરિ ચડે, ગોપી સહુ જાએ દુખડે. પા૦ ૫
ભાલણપ્રભુની ક્રીડા ઘણી, બાલકરૂપે વિશ્વનો ધણી. પા૦ ૬"
(પદ ૩૩ મું)

એવું જ—"અલોલો હાલરૂં રે, પોઢો સુંદર શ્યામ" એ ૩૯ મું પદ છે જેમાં માતાની પુત્ર તરફના સ્નેહની ઝાંખી થાય છે. એની જ વધતી માત્રા આ નીચેના પદમાં જોવા મળે છે:

"કહો સખી હું શું કરું રે? એક નિમેષ માત્ર નવ સૂએ;
આઘી પાછી જાઉં જેટલે, શ્વાસ ભરાણો રૂએ રે. કહો૦ ૧
ઉત્સંગે ત્યાં લઇને બેસું, ધવરાવ્યો નવ ધાવે રે;
પાલણડામાંહે પોઢાડું તો નયણે નિદ્રા ન આવે રે. કહો૦ ૨
સૂતો સૂતો અતિ હસે, હું હરખે હાલરૂં ગાઉં રે;
નિદ્રા કરો માહારા નાનડિયા, હું બલિહારી જાઉં રે. કહો૦ ૩
હું કહિયે જાઉં નહિ, મુખડું જોતાં મીઠું રે;
આશ એવડી ન હતી મુજને, સ્વપ્ન જાણિયે દીઠું રે. કહો૦ ૪

દધિમથન તે કયમ કરું ? માખણ શી વિધિ તાવું રે ?
રાતદિવસ એ શ્યામસુંદરને રહી રહી હું હુલરાવું રે કહો૦ ૫
ગૃહે કારજ સઘળાં રહ્યાં, દિન નાખું એહ જ સાથે રે.
સજની, હું મ્રતી કરી છું ભાલણપ્રભુ રઘુનાથે રે કહો૦ ૬ ”
(પદ ૪૦ મું)

છેલ્લી પંક્તિમાંનું ‘સૂની કરી છું’ એ શબ્દોમાં માતાના પુત્ર-સ્નેહની માત્રાની પારાશીશીનો ખ્યાલ સ્પષ્ટ થઈ જાય છે. આનંદની પરાકોટિએ પહોંચેલો અનુભાવ માતામા આપણે જોઈ શકિયે છિયે. માતૃસ્નેહથી તરબોળ એવાં બીજાં પણ પદ છે આમાંનાં કેટલાંક તો સ્વભાવોક્તિથી ભરપૂર પ્રસંગચિત્રણું બની રહે તેવાં છે–જે યથાસ્થાન હવે પછી બતાવવાનો પ્રયત્ન કરવામાં આવશે.

**ભક્તિરસ :**

દેવતા–વિષયક રતિને નાટ્યશાસ્ત્રકારે માત્ર ‘ભાવ’–સંજ્ઞા આપી છે અને એને રસસંજ્ઞા નથી આપી, આમ છતાં પ્રભુ–વિષયક ભાવની જે ઉત્કટતા તેને લક્ષ્યમાં લઈ ‘ભગવદ્વિષયક સ્નેહ’ને સ્થાયી ભાવ ગણી ભગવત્સ્વરૂપને આલંબન વિભાવ અને ભગવચ્છૃંગાર ભગવચ્ચિંતન ભગવત્કીર્તન નૃત્ય આદિને ઉદ્દીપનવિભાવ ગણવામાં આવે, અને પ્રભુના સ્વરૂપનાં દર્શન, ભગવદ્ભાવાવેશથી ભક્તને થતાં પુલક, આનંદ, આંસુ, નાચ વગેરે અનુભાવો થાય, તથા હર્ષ આવેગ દૈન્ય વિબોધ ઔત્સુક્ય સ્મૃતિ એ વગેરે વ્યભિચારી ભાવો આવતા હોય. ભાલણમાં ‘વત્સલ’ની જેમ આ ‘ભક્તિરસ’ પણ જોવાનો સુભગ યોગ મળે છે. રામ અને કૃષ્ણની બાળલીલા નિરૂપતાં ભક્તોના હૃદયની વિભિન્ન દશાઓ–વિભિન્ન અનુભાવોનાં આપણને દર્શન થયા વિના રહેતાં નથી :

“ કરે સ્તુતિ કૌશલ્યા માત, આગે તપે ત્રૂઠયા વિખ્યાત;
જયપૂરણ બ્રહ્મ અખંડ, સચરાચર સકળ બ્રહ્માંડ ૧
જય ભોમિ તણા ભૂપાળ, કેમ માનુ હું નાનુ બાળ ?
તારી માયાએ ભૂલે બ્રહ્માય, ગુણ નેતિ નેતિ કરી ગાય. ૨

શિવ શનકાદિક ધ્યાનમાં ધ્યાય, જેની માયામાં સહુ ભૂલાય;
મુને અચરજ અદકું થાય, મુખડું જોઈ મન હરખાય. ૩
વિશ્વકર્તાને શું ધવરાવું ? જગતકર્તાને શું હૂલાવું ?
કૃપા–કરણાસાગર હેવ, મુજ ઉપર ત્રૂઠયા દેવ. ૪
માતા બ્રહ્માકાર થઇ જ્યારે મેલી વૈષ્ણવી માયા ત્યારે;
ઉવાં ઉવાં સુણતાં જાગી, ઘણી–ભાલણ ભ્રાંતિ ભાગી. ૫ ”
(પદ ૨ જું)

આ નીચેના પદમાં માહાત્મ્યજ્ઞાનપૂર્વકનો માતાનો સ્નેહ જોવા મળે છે :

“ કૌશલ્યા લાડ લડાવે, મહામુનિઓના ધ્યાનમાં નાવે. ટેક૦
સહસ્રવદને વદે વેદ ધારા, રમે સબ જુગ સરજનહારા. કૌ૦ ૧
પ્રભુ અકલિત અખંડ પોતે, શિવ સમાધિમાંહિ ગોતે. કૌ૦ ૨
માથે ટોપી મોતીડાની દોર, મુખ બાળક ચંદ્ર ચકોર. કૌ૦ ૩
કાને ઝૂમખે જડિયાં મોતી, મુખ જાણિયે કોટી ઉદ્યોતી. કૌ૦ ૪
કંઠે ઘૂઘરામાં સિંહ નખ, પ્રભુ પધાર્યા અવની પખ. કૌ૦ ૫
બાંહે બાજુબંધ ને પોંહોંચી, રામા મુનિ તણા મન ખૂંચી. કૌ૦ ૬
સુરકારણ મનુષ્ય–શરીર, રઘુવંશ માહારા રણધીર. કૌ૦ ૭
પાએ ઝાંઝરી કોમળ પાહાની, રહ્યો ભાલણ ત્યાંહાં મન માની. કૌ૦ ૮ ”
(પદ ૨૫ મું)

‘ દશમ સ્કંધ ’માં તો ભક્તિનું જ પ્રાધાન્ય હોવાને કાર ‘ પ્રભુ સાક્ષાત્ ભગવાન છે ’ એવા જ્ઞાનથી જશોદા વગેરે ભક્તો થતા વિવિધ અનુભાવોનાં આપણને ભાલણની બાનીમાં દર્શન થ છે; આ પહેલાંનું ‘ ધન્ય તે કામિની રે, હરિને જે ધરશે ખોળે (પદ ૨૫ મું)–એ માતા દેવકી પ્રભુના સ્વરૂપને સમજે છે એ સ્પષ્ટ કરે છે; એવા પ્રભુનો વિયોગ થવાની ઘડીની ઘાલાવેલી ‘ માતા દેવકી અનુભવે છે. એવું માહાત્મ્યજ્ઞાન આ પૂર્વે સૂચિ ‘ અલોલો હાલરૂં રે ’ (પદ ૩૯ માં) પણ જોવા મળે છે:

“ અલોલો હાલરૂ રે, પોઢો પોઢો સુંદર શ્યામ;
તે કરી મને વીસર્યાં સંસાર તણાં સર્વ કામ. અલોલો૦ ૧

ગર્ગાચાર્યે જે કહ્યું છે તે સંભારો વચંન રે;
પ્રાગવડને પાંદડે પોઢ્યો તમારો તંન રે. અલોલો૦ ૨
ચરણ-અંગુઠ કર ધરી, મુખમાહે તે રાખ્યો રે;
માર્કંડેયને જે દેખાડ્યું તે મુજને દેખાડો રે. અલોલો૦ ૩
સુંદર વદન મોહામણું રે; નાનડિયા શા દંત રે,
હરખે હૈડે ચિંતવું : જાણું એહ ભગવંત રે. અલોલો૦ ૪
તું સુવંતાં જુગ સુવે, તું જાગે જાગે સર્વ લોક રે,
તારે સૂવું છે નહિ, જે કહિયે તે ફોક રે. અલોલો૦ ૫
ગુણ તાહારા હું શું કહું ? શેષથી કહ્યા નવિ જાય રે;
ભાલણપ્રભુ ભલે અવતર્યા તે પ્રેમે પ્રીતે ગાય રે. અલોલો૦ ૬"

( પદ ૩૯ મું )

આવા જ માહાત્મ્યજ્ઞાનના ખ્યાલવાળાં ગોપાંગનાઓનાં વાક્યઃ

"જુઓ રે બાઈ, કાનજી નાચે, જેના ગુણે બ્રહ્માદિક રાચે. જુ૦ ૧
આંખડલી સુંદર અણિયાલી, આપણ સામું જુએ મીટ વાળી. જુ૦ ૨
પાસે બાળક ઘુઘરિયાળાં, મોહન ચરણ તણા એ ચાળા. જુ૦ ૩
સુંદર જુઓ કેડનો લટકો, તેવો સોહિયે મુખનો લટકો. જુ૦ ૪
હસ્ત મસ્તકે કરતાં ડોલે, અમૃત સરખાં વચન તે બોલે. જુ૦ ૫
કહિયે ત્યારે પગલું ન માંડે, માનિની રીઝે લજ્જા છાંડે. જુ૦ ૬
જશોદા આવે તો ત્યાં દેખે, મહામુનિજન એને પેખે. જુ૦ ૭
રખે એને કો માનુષ જાણો, દેવ દેવ કહી પ્રેમ આણો. જુ૦ ૮
જન્મ સફળ જેણે નયણે દીઠો, ભાલણપ્રભુ જોતાં અતિમીઠો. જુ૦ ૯"

(પદ ૬૨ મું)

આવાં માહાત્મ્યજ્ઞાનનાં સૂચક ગોપાંગનાઓનાં, વસુદેવ-દેવકીનાં, નંદરાયજીનાં, ઉદ્ધવજીનાં વગેરે ઘણાં પદ 'દશમ સ્કંધ'માં જોવા મળે છે. કેટલાંક પદ એવાં પણ છે કે જેમાં વત્સલ અને ભક્તિ એ બેઉ રસોનું સંમિશ્રણ જોવા મળે છે. જે વસ્તુ નરસિંહ મહેતો નથી સાધી શક્યો તે ભાલણ સાધી ગયો છે, કારણ સ્પષ્ટ છે કે એને શ્રીવલ્લભાચાર્યના સૂરદાસ કુંભનદાસ પરમાનંદદાસ અને કૃષ્ણદાસ એ કવિઓની વ્રજભાષાની મધુર વાણી સાંભળવાનું ભાગ્ય

મળ્યું હતું અને મોટી વયે સાધેલી પદ્ધતિઓમાં એણે એ અસર સાધી આપી.

## અલંકારો : શબ્દના :

અલંકારોના વિષયમાં ભાલણની સભાનતા મર્યાદિત ગણાય. 'નળાખ્યાન' અને 'કાદંબરી'માં સાધેલા અલંકાર મુખ્યત્વે 'નૈષધીયકાવ્ય' અને 'કાદંબરી'ના ઉપજીવ્ય છે; છતાં સ્વતંત્ર રીતે પણ એણે કેટલીક રમણીયતા લાવવાનો પ્રયત્ન કર્યો છે. શબ્દાલંકારોમાં સં. કાવ્યશાસ્ત્રની પદ્ધતિએ અનુપ્રાસ યમક વગેરે સાધવાનો એનો કોઈ પ્રયત્ન જોવા મળતો નથી, પરંતુ આખા ને આખા પદના કે કડવાના અંત્યાનુપ્રાસ, વચ્ચે ટુકડાના પ્રાસ—આવી ગેયતામાં સહાયક વસ્તુઓનો એણે સમાદર કર્યો છે; જેમકે અંત્યાનુપ્રાસ :

"વાંક કશો છે માહારો, તું કાં દુહવાણી ?
રાસ રચ્યો તને રીઝવવા, નારી બહુ આણી. વાંક૦ ૧
નૃત્ય કરંતાં તે આફણિયે પાખવ વીંટાણી;
મેં કોયે સામું નવ જોયું, જુઓ ત્યાં એ ધાણી. વાંક૦ ૨

× × × ×

તાહારે પ્રેમે થઈ રહ્યો છું વૃંદાવનનો દાણી;
ભાલણજન ગુણગાન કરે તે સીતાપતિ જાણી. વાંક૦ ૭"
(દશમ સ્કંધ : પદ ૧૪૮ મું)

આવાં ૩૬૭, ૩૮૧ એ વગેરે પદો જોવા મળે છે. નીચેના પદમાં 'પ્રાસ'નો સાંકળીપ્રકાર જોવા મળે છે:

"બાઈ આવોને ઘેર, પેર દેખાડું તુજને સ્વામની રે;
કો આગળ કરૂ રાવ, ભાવ ટાળી ઘરકામની રે. ૧
ભરવાને ગઈ નીર, વીર બે આવ્યા દડબડી રે;
ઉઘાડી ઘરબાર વાર ન લાગી એક ઘડી રે. ૨

× × × × ×

નહિ કો એહેની જોડ કોડે કાહાન નિરખિયો રે;
નિદ્રારૂપ વિચાર વારનારે મેં પરખિયો રે. ૧૦"
(પદ ૬૮ મું)

આ પ્રકાર આની પહેલાં જનાર્દનના 'ઉષાહરણ'ના ૮-૧૧-૧૬-૧૭-૧૯-૨૨-૨૪-૩૧ વગેરેમા જોવા મળે છે. આ પ્રકાર 'વસંતવિલાસ'મા આપણને મળ્યો જ છે. બીજો એક પ્રકાર ચરણની અંદર ટુકડા પાડી પ્રાસ મેળવવાનો છે; આ પ્રકાર સામાન્ય રીતે નરસિંહ જનાર્દન વગેરેની કૃતિઓમા જોવા મળે છે: નરસિંહે અનેક ઝૂલણાઓમા આવો પ્રકાર સ્વીકાર્યો છે, તો જનાર્દને 'ઉષાહરણ'માં કડવું ૪-૧૩ એ બેમા આપ્યો છે; પણ ભાલણે આનો કંઈક વિશિષ્ટ રીતે પ્રયોગ કર્યો છે: જ્યારે પણ પ્રસંગમાં વીર કે એવા રસને મૂર્ત કરવા શબ્દરચના કરી છે ત્યારે એ આવો પ્રયોગ કરે છે; જેમકે 'જાલંધર-આખ્યાન'માં '

"ધજા ફરકે, શેષ સળકે, હસ્તી કરે ચિત્કાર.
અસુર બોલે, પર્વત ડોલે, તોલે નહિ તે કોય
શંખ વાજે ગગન ગાજે, કોલાહલ ત્યાં હોય;
રવિ છાયો રેણુ ઊડ્યે, ભાસે નહિ દિનરાત."
(કડવું ૯ મુ)

અને 'દશમઃસ્કંધ'માં કૃષ્ણ અને જાંબુવાનના યુદ્ધને પ્રસંગે :

"મને વેહેતો, બાથ લેતો, ગાળ દેતો બળ કરે;
મડી પાડે મુષ્ટિ તાડે, આડે હાથે તે ધરે. ૧૨
ત્યાં મણિ જોવે રહી રોમે, મૂએ પણ મેહેલાય ?
મુષ્ટિ ઝાવે સ્વેદ ચાલે, નમી આલે કાય ૧૩
કૃષ્ણ કોપે લાજ લોપે, ઓપે અતિરો અંગ,
દાસ જાણી દયા આણી, વાણી કહે શ્રીરંગ. ૧૪
મણિ માહારો નહિ તાહારો, સંભારો કરી સાન;
કલેશ કૂડો નહિ રૂડો, બૂડો બુદ્ધિનિધાન. ૧૫" વગેરે
(પદ ૩૫૫ મુ)

આમાં ત્રણ ટુકડા પાડ્યા છે. યુદ્ધના પ્રસંગે વેગ સાધવાને આવો પ્રયોગ અજમાવાયો છે.

ભાલણે આ ઉપરાંત ' નટનારાયણ રાગ 'નાં પદોમાં

" જશોદા માત, સાંભળો વાત, કરે ઉપઘાત, સુંદરવર ઘરમાંહે રે "
(કડવું ૪૫ વગેરે)

આમ ત્રણ ટુકડાનો પ્રાસ સાધ્યો છે જેમાં પણ પ્રસંગનું જોશીલું ચિત્રણ જ કવિને અભીષ્ટ છે.

**શ્લેષ :**

શબ્દાલંકારોમાં એક દિશામાં કરેલો પ્રયત્ન ' ભાલણ 'માં જ સામાન્ય રીતે જોવા મળે છે, અને એ શબ્દશ્લેષનો. એમ તો એણે ' કાદંબરી 'ના સારાનુવાદમાં ' કાદંબરી 'ના મૂળ શ્લેષ અપનાવ્યા છે, પણ કેટલેક સ્થાને એણે સ્વતંત્ર શ્લેષ પણ સાધ્યા છે, જેમકે–

" પુરોડાશ પાનન મુખ પેહનૂ, સોમે કરી સુવાસ;
શ્રુતિશાંતિ કલ્મષ જોઇ કીધુ સરસ્વતી સુવાસ ૮ "
(કડવું ૧ લું)

અહીં ' સુ=વાસ=સારી વાસ ' અને ' સુવાસ '=સારો વાસ. મૂળમાં कषायित છે તેનો ' સુ–વાસ ' અર્થ કર્યો છે, જ્યારે सरस्वती उवास ને ' કીધુ સરસ્વતી સુવાસ 'થી સૂચવ્યું છે. વળી

" શૂલ પ્રાસાદ ચડિકા કરિ, ગાંધીનિ પણિ કુષ્ઠ;
સંનિપાત વ્યાકરણ વિષિ, . . . . ૧૪
મદ માહાગજનિ, . . . કયવિક્રય માંહિ માન.
લોભ ધરમનુ, અહંકાર તે જેહનિ બ્રહ્મજ્ઞાન ૧૫ "
(કડવું ૨ જું)

આમાં મોટા છપાયેલા શબ્દોમાં એક હીનતા બતાવનારો અર્થ છે, જ્યારે શ્લેષથી અર્થ બદલાતા ત્યાં જુદો ભાવ વ્યક્ત થાય છે; જેમકે ' કુષ્ઠ=રોગ, ' પણ ગાંધીને ત્યાં ' કુષ્ઠ '–કોઠાં; ' સંનિપાત '=ત્રિદોષ, પણ વ્યાકરણમાં ' સંનિપાત '–સંનિધિ; ' મદ=ગર્વ '

પણ હાથીને ' મદ '–લમણામાથી ઝરતો ઉત્કટ રસ, ' માન '= અભિમાન, પણ ક્રયવિક્રયમા 'માન'=માપ; ' અહંકાર '=ગર્વ, પણ બ્રહ્મજ્ઞાન ' અહંકાર '= अहं ब्रह्मास्मिની ભાવના.

' કાદંબરી 'માં અનેક સ્થળે આવા શ્લેષ એણે પ્રયોજી લીધા છે. એ એને હસ્તામલકવત્ થઈ ગયા છે અને એને એ સ્વાભાવિકતાથી પોતાની ભાષામા વણી લે છે, જ્યા એ આણના નથી એવું પણ જણાતું નથી

**અલંકાર : અર્થના :**

સામાન્ય રીતે એ સાદી ભાષામા આખ્યાનો નિરૂપે જાય છે અને રસ અને અલંકારના વિષયમા ખાસ સભાન નથી જણાતો; પણ ' નૈષધીયચરિત ' અને ' કાંદબરી 'ના રસિક વિદ્વાનને હાથે ક્યાક ક્યાક સ્વતંત્ર રીતે વિવિધ અલકારોનો એ ઉપયોગ કરી લે છે, જેમકે

' જાલધર–આખ્યાન 'મા :

> ' રક્ત નેન, અતિકૃષ્ણ વર્ણ ને મુખ મોટું વિકરાળ,
> રૌદ્ર શરીર ને મહાભયકર, જાણીએ કૃતાંત કાળ ! ' ( કડવું ૩ જુ )
> ' વડાનન મન કપીઓ, થઈ રહ્યો શીતળ કાય
> જાણીએ વનનો કેસરી ! કોનો ભય નહિ લગાર ' ( કડવુ ૫ મુ )
> ' ધજા ફરકે, શેર સળકે, હસ્તી કરે ચિત્કાર
> અસુર બોલે, પર્વત ડોલે, તોલે નહિ તે કોય
> શખ વાજે, ગગન ગાજે, કોલાહલ ત્યાં હોય ' ( કડવુ ૯ મુ )

આમા ૧ લી કડીમાં ઉત્પ્રેક્ષા, ૨ જી કડીમા નિદર્શના અને ઉત્પ્રેક્ષા, જ્યારે છેલ્લી પંક્તિઓમા એક પ્રકારની અતિશયોક્તિ છે.

આપણને એની શક્તિનો ખ્યાલ ' નળાખ્યાન ' અને ' કાદંબરી 'મા મળે છે. આ બેઉમાં સસ્કૃત તે તે કૃતિઓના અનુવાદાત્મક અલંકારો મળે છે આમા ' નૈષધીયચરિત 'મા તો એણે કેટલાક સ્વતત્ર પણ અલંકાર યોજ્યા છે ' નળાખ્યાન 'ના આરંભમા જ—

"સાચા હીરા હેમે જડિયા, વૈભવનો શણગાર;
દુર્લભને તો કાચ કથીરે ભૂખણુ હોએ અપાર. ૩
ધનવંત ભૂપતિને ભોજન ,સરવ સંજોગે થાએ;
નિર્ધન તિવારાં અતિ આનન્દે જુવાર બાજરી ખાએ. ૪
સિદ્ધિવંતને સપ્તભોમનાં મંદિર, ઊંચા અવાસ;
પર્ણકુટિ રેહે સુખ પામે અન દુર્બલ પામી વાસ. ૫"

આમાં એક બાજુ અસલ સં. કૃતિ અને બીજી બાજુ આ ગુજરાતી કૃતિ છે, અને એણે ત્રણ કડીઓમાં પ્રતિબિંબભાવે દૃષ્ટાંત મૂક્યો છે. વળી ૫ મા કડવાને અંતે—

"દેખી તેહ તડાગ અનોપમ પંકજ નાના-રંગ,
ચક્રવાક સારસ શુભ ઓલિ, અતિ ગુંજારવ ભ્રંગ. ૧૫
નિર્મલ સાધુ તણા મન શરીખૂં શીતલ સુતનૂં સાંઈ;
જલ જોઈ રાજા મનિ કલ્પિ નવી ઓપમ કાંઈ. ૧૬"

અહીં તળાવના જળને સાધુના હૃદયની ઉપમા આપી બંનેના સમાન ધર્મોથી પૂર્ણોપમા સાધી છે. આગળ ઉપર દમયંતીના વર્ણનમાં ૬ ઠ્ઠા કડવામાં—

'મૃગ શિખિ ચમરી વનમાંહાં નાઠાં, કમલ મીન ગયાં વારિ;
ઇન્દુ ઊહોલાઈ મિનુ ગુણ ગાઈ ખાધી હારિ. ૨૨
રંભા રંક થઈનિ છૂટી, ઉર્વશી આગલિ નાચી;
માન ત્યજીનિ ગઈ મેનકા; દાશી થઈ ધૃતાચી. ૨૩"

આમાં સમગ્ર રીતે વ્યતિરેકાલંકાર છે, કેમકે ઉપમાથી ઉપમેયનું આધિક્ય બતાવવામાં આવ્યું છે. આમાં ઇંદુ-ચંદ્ર ઠંડો પડી ગયો છે એમ એની ઊણપ પણ નિર્દેશી છે.

'દશમ સ્કંધ'માં પણ પ્રસંગ મળતાં એણે સાદાં પણ રોચક વર્ણન આપ્યાં છે, જેમાં ઉત્પ્રેક્ષાદિ અલંકારો-દીપી ઊઠે છે; જેમકે 'બાલમુકુંદના સ્વરૂપવર્ણન'ના ૪૩ મા પદમાં—

'મસ્તક મુગટ હીરે જડ્યો રે, જાણિયે ઊગ્યો ભાણ;
પાછળ કચલટ લટકતી રે, મુખ બોલે અમૃતવાણ. બા૦ ૩

સુંદર વદન સોહામણું રે, નાનડિયા શા દંત;
જાણે કમળમાં પ્રગટી રે કુંદકળી વિકસંત બા૦ ૪
કંઠે હરિનખ લટકતો રે, કૌસ્તુભનો આકાર;
મુક્તામાળ સોહામણી રે, જાણિયે ગંગાધાર બા૦ ૫
હાથે સાંકળા હીરે જડ્યાં રે, પોચી સોહિયે પાણ;
કાંઇક કાલુ શું બોલતો રે, અમૃત–ઉપમા વાણ. બા૦ ૬"

આમાં 'કૌસ્તુભનો આકાર' 'અમૃત-ઉપમા'માં ઉપમા, બાકી ઉત્પ્રેક્ષા છે. નીચેનામાં ઉપમા છે·

"જ્યમ સિંહને દેખી મૃગબાલ નાસે સારસ નાના બાલ, ૧૬
ત્યમ અર્જુનને દેખી ત્યાંહે નાઠા આણી ભય મનમાંહે ૧૭"
(પદ ૩૭૮ મુ)

આ નીચે પણ ઉત્પ્રેક્ષાના વાઘામાં 'ઉપમા'જ છે:

"જાણીએ પૂર્વ દેશથી ઉદે આદિત્ય પામિયો,
તિમ દેવકીના વદન ઉપર, તેજનો ઝલકો થયો ૩" (પદ ૮ મુ)

અને જુઓ આ નીચે વ્યતિરેક અલંકાર·

"પકવ કોળાં ને પ્રવાડના રે મુખ આગળ શું નામ રે ?
દાડમની કળિકા તણું રે, કાહાનજી કહે શું કામ રે ? મા૦ ૬
કનકલતા ઉપર કશા રે, બે લઘુ પર્વતશૃંગ રે ?
એમ અટપટુ ઊચરે રે, કહે વચ્ચે વહેતી ગંગ રે મા૦ ૪
ખંજન મીન મધુકર કહ્યા રે તે તો ચંદ્રબિંબ મુઝાર,
અરનીથી ઊંચો ઘણો રે તે તો કોણ માને સંસાર રે! મા૦ ૫"
(પદ ૧૮૧ મુ)

નીચે કૃષ્ણનો નાશ કરવો જોઇયે એ વિશે નારદ સૂચવે છે ત્યાં દૃષ્ટાંત અલંકાર નિર્દેશે છે; જેવો કે—

"વિષવેલ વાધવા નવ દીજે, ઊગરતી છેદીજે જી,
તે મોટી થયા પૂઠે, પછે કાંઇ ન મૂઝે સા૦ ૯"
(પદ ૧૮૬ મુ)

આમાં એક સં. સુભાષિતની છાયા છે, અને સત્યભામાના

વર્ણનમાં ભાલણે થોડી ઉપમાઓ અને ઉત્પ્રેક્ષાઓ, તો વળી વ્યતિરેકમય વાણી પણ વહાવી છે :

" ચંચલનયણી શશધરવયણી, અધર જશાં પરવાળી;
દંતકળી દાડેમની દીસે; ચિત્રલંકી બાળી. ૫
વેણી વાસુકિ નાગ જાણિયે, ભ્રૂમંડળ તે ચાપ;
કંબુ ગ્રીવા, સૂંઢ જશા ભુજ, ઉતારે અતિ આપ.. ૬
ઊંડી નાભિ, અનુપમ કટિતટ, પગ તે કદલીસ્તંભ;
ચાલ તણે ચટકે મન મોહે, અતિ ઉર્વશી રંભ, ૭
તિલોત્તમા મેનકા લાજે, દેખી તેહ ઘૃતાચી;
અવર ઉપમા કોની દીજે, જાણે તેની દાસી. ૮
ચરણ કમળ સરખા અતિ સોહે, મોહે મુનિ સંન્યાસી;
અવર નારી જે મહીમંડળની જાણે તેની દાસી. ૯
સોલ કલા શશી પૂર્ણ જાણે મુખ માનિની કેરૂં;
ભ્રમર ભમે સુર તણે રૂપે આવ્યા કરવા હેરૂં. ૧૦ "
(પદ ૩૪૯ મું)

અને જુઓ નીચેની રૂપકાતિશયોક્તિ :

" અમો ન જાણ્યું એહ, છેડે 'હેશે છેહ;
વેદવચન કેહે તેહ : સર્પસંધાથે નેહ. ૧ "

ઢાળ

" સર્પસંધાથે નેહ કશો ? પય પાઇ પ્રૌઢો કર્યો;
ચટકો લેઇ ચાલિયો, પરભોમ પોતે પરવર્યો. ૧
વિષય–વિષ વાધ્યું ઘણું, ગોકમાં નહિ ગોરડી;
મણિધરે મર્મે ડશી ને અવની પડી તે આરડી. ૨
દૂધ દીધું વિષ થયું, વિશ્વાસ તો તેહેનો કશો ?
વેરણ મારી વાંસળી, તે સાંભળીને મન વસ્યો. ૩ "
(પદ ૨૮૫ મું)

અહીં કૃષ્ણને સર્પ તરીકે નિરૂપિત કર્યો છે.

'કાદંબરી'માં બાણને અનુસરી તેમજ સ્વતંત્ર રીતે પણ

અલંકારાદિ આપ્યાં છે—એ 'અનુવાદક ભાલણ' એ સ્વતંત્ર પ્રકરણમાં જ બતાવવામાં આવશે. એ જ હેતુથી 'નળાખ્યાન'માંની 'નૈષધીયચરિત'ની છાયા પણ અહીં ન આપતાં ત્યાં આપવામાં આવશે.

ભાલણની અલંકારવિચારણા પૂરી કરતા એણે આપેલાં સ્વભાવચિત્રણોને ભૂલી ન શકિયે. એવા થોડા નમૂના અહીં જોઈ જઈયે. અને જુઓ એની પહેલી ગણી શકાય તેવી કૃતિ 'શિવ-ભીલડીસંવાદ'માં પાર્વતીના ભીલડી-રૂપનું વર્ણન:

"પ્રીલવશાં વનફુલ પેહેરી, ગુંજામણિના હાર. ૧૯
બાંહે બાજુબંધ બેહેરખા, અતિ કંકણ ગાજે;
અણુવટ પાયે વીંછુડા, ભલા છંદે વાજે. ૨૦
શિર ઓળી સિંદુરે ભર્યું, કર્યું કાજળ આંખ;
કાચ અરીસા કર ધરી સુનિહાળેઙ મુખ. ૨૧
મોવણ જાલ પીત-વરણી, કર મુદ્રિકા ઘાલી;
તેજ આણી ત્રિલોકનું ચતુરા વનમાં ચાલી. ૨૨
પાયે નેપુર અતિ શોભીતાં, ઘુઘરડી ઘમકી;
શંકર પાસે આવતાં ચાલંતી ઠમકી. ૨૩
નયણાં તણા ચાળા માંહે જોતી તાં જગદંબા;
ઇદ્રપુરીની સુંદરી શોભી આંહા રંભા. ૨૪
×        ×        ×        ×
નાટારંભ માંડ્યો રંભાશું, ઉમિયાઙ આણંદે;
સ્વર્ગ મૃત્યુ પાતાલમાંહાં સૌ મોહ્યા અતિ છંદે. ૨૫
મણિધર મોહ્યો મહીસ્થલે રહ્યો મસ્તક ડોલે;
સન્યશબ્દ પંખી થયા, મુખથી નવ બોલે. ૨૬"

એવો જ એક બીજો નમૂનો 'મામકી આખ્યાન'માં મળે છે. જ્યાં મામકી વેશ્યાની વેશભૂષા આદિકનું અને એની સેવા કરનારાંનું પ્રસંગચિત્ર ભાલણે ખડું કર્યું છે:

"શણગાર શુભ પ્રેમે કરી ચંદન ચર્ચ્યું અંગ;
પુષ્પ સુંદર પાથર્યાં તે રમવા કારણ રંગ. ૨

નયણે કાજળ સારીઆં ને ગૂથી વેણુ વિશાન
માગ સીંદુરે ભરી મૃગમદની, તિનક તે ભાલ ૩
હાર કંઠે, શ્રવણે કુંડલ, કંકણ, બાજૂબંધ
કુસુમમાના, ચરણાચોળી, વિવિધ પેરે સુગંધ ૪

× × × ×

તેહને એક દાસી વાયુ કરે, અને એક ખવરાવે પાન,
ચરણ ચાંપે એક તેહેના, એક કરે છે ગાન ૭
એક વીણા વજાડે, એક નાચે નાર,
એક કરે બ્રહ્મનારતા, ઉપાએ પ્રેમ અપાર ૮
કામ પીડે કાયાને અને નિદ્રા નાવે લગાર,
સૂતા બેઠા હીંડતા તેહેને સુખ નહીં નિરધાર ૯"

(કડવું ૩ જું)

અને 'ધ્રુવાખ્યાન'માં ધ્રુવને કેવા પ્રભુનું ધ્યાન ધરવું એનો ઉપદેશ આપે છે ત્યાં નારદના મુખમાંનું પ્રભુનું ચિત્રણ

"મસ્તકિ મુગટ હીરે જડયા નિ મકરકુંડલ કાનિ,
મુક્તાફલની કંઠિ માના, કૌસ્તુભમણિ–નિધાન ૬
ભૃગુલાંછન હૃદે પ્રભુને, અંગદ બેહેરખી સાર,
શંખ ચક્ર નિ ગદા પદ્મજ શોભિતા ભુજ ચ્યાર ૭
મુદ્રિકાએ રત્ન ઝળકે, પીતાંબરધારી દેહ,
ગુરુડ વાહન, મંડ મેનક રહ્યા આગનિ તેહ ૮
પદ્મ પાયે ઝળહળે ને લક્ષ્મી નાખે વાય,
કોટિ કામ ઉવારણ એહેવા ધ્યાયે વૈકુંઠરાય ૯"

(કડવું ૯ મું)

આખ્યાનોમાં જે કલમ વેગ સાધી શકતી નથી તે એની પદરચનામાં દીપી ઊઠે છે અને વધુ સ્વાભાવિક પંક્તિઓ સરી પડે છે, જેવી કે

"થયા મંદિર તેજપ્રકાશ, એ રૂપ કોણ કળે?
અવનિકારણ અવિનાશ,' મહારૂપ કોણ કળે?' ૧

કિરીટ મુગટ શિર સાર, એ રૂપ૦
જાણે દિનકરનો ઝળકાર, મહારૂપ૦ ૨
શોભે મૃગમદ તિલક લલાટ, એ રૂપ૦
સુદ અષ્ટમી સોમનો ઘાટ, મહારૂપ૦ ૩
ભલી ભ્રકુટી ધનુષઆકાર, એ રૂપ૦
શોભે અંબુજનેણ વિશાળ, મહારૂપ૦ ૪
મકરાકૃત કુંડળ કાન, એ રૂપ૦
અંગે સુંદર શ્રીભગવાન, મહારૂપ૦ ૫
નાસિકા શુદ્ધ કંચની ચંદ, એ રૂપ૦
શોભે હીરાકણી શા દંત, મહારૂપ૦ ૬
સોહે લાલ પ્રવાહી અધૂર, એ રૂપ૦
હાસ્ય વદનમાં અમૃત–પૂર, મહારૂપ૦ ૭
શુદ્ધ શંખ સરીખી કોટ્ય, એ રૂપ૦
જાણે અધર્મ ઉપર દોટ્ય, મહારૂપ૦ ૮
શોભે કંકણ અંગદ પાણ, એ રૂપ૦
શંખ ચક્ર ગદાંભુજ જાણ, મહારૂપ૦ ૯
કોટે, કૌસ્તુભ ઝાકઝમાળ, એ રૂપ૦
વળી વૈજયંતી માળા, મહારૂપ૦ ૧૦
ભૃગુલાંછન શોભે સાર, એ રૂપ૦
ઉર હારસહિત શણગાર, મહારૂપ૦ ૧૧
પેટ પોયણી કેસરી લંક, એ રૂપ૦
કરયું પીતાંબર પીળે રંગ, મહારૂપ૦ ૧૨
જંઘા કોમળી કદળીપાંય, એ રૂપ૦
જેમાં મુનિનાં મન લલચાય, મહારૂપ૦ ૧૩"

(પદ ૧ લું)

રામચંદ્રના બાળખેલનો ખ્યાલ આપતું આ પદ પણ જુઓ:–

"રામ રંગે રીખે, કૌશલ્યાકુમાર રામ રંગે રીખે. ટેક
છબછબ કરતા છેડા પલાળે, પાણીડાં ઢોળે;
ચંચલ ચતુરાં હૃદયે ચાંપી બેસારે ખોળે. રામ૦ ૧
કર ગ્રહી લયાવે કૌશલ્યા, મેહેલે પડશાલે;
ગોત્રજ માનો ઘૃતદીવડો તે મુઠીમાં ઝાલે. રામ૦ ૨"

દીનડો મેહેલ્લાવી કૌશલ્યા મણિ કરમાં આલે;
મણિ તો લઈ મુખમાં મેહેલે, દેવ નમે ભાળે. રામ૦ ૩
સુમિત્રા લ્યાવે શેરડી તે બાળકને ભાવે;
કાકા લેઈ કોરાણે મૂકે, પાળી લઈ આવે. રામ૦ ૪
ઘૂઘરા ઘમકે તેથી ચમકે, ઉતાવળા ચાવે;
કર તણી કોમળ આંગળીઓ તે ચણિયારે ઘાલે. રામ૦ ૫
ધૂલર ઘસે, ખડખડ હસે, ક્રોધ કરે માતા;
બાલપણાને બલિહારી જાય શંકર ને વિધાતા. રામ૦ ૬
અતિ આકળી થઈ માતા લઈ બારણિયે બેસે;
રાય તણા મસ્તાના મદગળ વચ્ચે જઈ પેસે. રામ૦ ૭
અતિ અડપલા કુંવર આપણા, કહો દિન કેમ જાશે ?
ભાલણપ્રભુ રઘુનાથજીને બાંધે પ્રેમ તણે પાશે/ રામ૦ ૮ ”

(પદ ૬ ઠ્ઠું)

આ જ પ્રકારનાં બાળખેલનાં ૭-૧૦-૧૧-૧૮-૨૪-૨૫-૩૧-૩૨ એ વગેરે પદોમાંનાં સ્વભાવચિત્રણો સ્વભાવોક્તિ તેમજ ઉપમાદિ બીજા અલંકારોથી ‘ રામબાલચરિત ’માં દીપી ઊઠે એવાં છે. અને આપણને ભાલણની એ જ છોળ ‘ દશમ સ્કંધ ’માં પણ જોવા મળે છે; જુઓ ‘ પૂતના ’ના મોહક સ્વરૂપનું વર્ણન :

“ છૂટી લટ કુચ પર સોહંતી, મુખ ઉપર લટકે જી,
વ્રજજનનાં ચિત્ત ચોરંતી અંગ તણે ત્યાં મટકે. હરિ૦ ૩
વેણી માંહિ માલતી, લીલા ગજગતિ ચાલે જી;
કર કંકણ ને મુદ્રિકા, શ્રવણે કુંડળ નિહાળે હરિ૦ ૪
પ્રૌઢ નિતંબે સાડી સોહે, કટિ કિંકિણી ઝણકાર જી,
કૃશોદરી મલપંતી ચાલે, તુંગ ઉરજ અતિભાર. હરિ૦ ૫
મંદ હાસ્ય મુખમરકલડે, ચંચળ નયણે નિહાળે જી;
પાગે પિંજણ રણઝણે, ચોહે દિશે મીટે ભાળે. હરિ૦ ૬ ”

અને એ જ પદમાં પછી—

“ પાલણામાંહે પોઢિયા સ્વામી જુગજીવંન જી;
અબળાને આવી જાણીને મીંચ્યાં સાં લોચંન. હરિ૦ ૧૦

પાતક ભસ્મે ઢાંકિયું, તેમ ગોપવ્યું તેજ જી;
અબળાએ હરજી તેડિયા કપટે અવળું હેજ. હરિ૦ ૧૧
પડિયારે જેમ ખડગ ઢાંકયું, બોલે મધુરી વાણી જી;
માતા એહુએ વારી નહિ ઉત્તમ સ્ત્રી કો જાણી. હરિ૦ ૧૨
જેમ જાણી કો દોરડી સૂતો લે ભુજંગ જી;
તેમ તેણીએ કાલ આપણો લેઈ ધર્યો ઉછંગ. હરિ૦ ૧૩
કાહાનિયાને નિરખંતાં અતિશે લાગ્યો મીઠો જી;
મેં તો કંઈએક બાલક નિરખ્યાં, આવો કો નવ દીઠો. હરિ૦ ૧૪ ”
(પદ ૩૦ મું)

અને એવા કૃષ્ણની બાળક્રીડા—

“હરિ રિંખતો માતા જસોદા દેખે, કૌતુક કરે ત્રૈલોક જ પેખે;
અભિનવી આત્મારામની રિંખણી. ૧
રિંખતો પાધરો ગોધન વચ્ચે જાયે, સર્પ સુતા તણી પૂછડી સાહે. અભિ૦ ૨
કાંઈએક ભોંઠો કે દેખે દુખાયે, વારે વારે મેહેલે ને વળી જાય. અભિ૦ ૩
કાદવે ખરડ્યો કૃષ્ણજી આવે, માતા આવીને કર ધોવે. અભિ૦ ૪
પુનરપિ પંક માંહે કર મૂકે, બાલિ બીહાવતાં બહુ ઝબૂકે. અભિ૦ ૫
વાછનાં પૂછ પાછળ થકો તાણે, આ જુઓ બાલક બીક નવ આણે. અભિ૦ ૬
ધાવતાં ધીર થઇ હાર જ તોડે, આંજતાં આંખનાં કાજળથી ગ્રોળે. અભિ૦ ૭
એક કહે હરિને હાઉ આને, ધ્રૂજતો જઈ માતાને ધાવે. અભિ૦ ૮
પગલડે પગલડે મૂંહથી હીંડું, ક્ષણુ સોણુ લેઇ હૃદયાશું ભીડું. અભિ૦ ૯
(પદ ૩૪ મું)

આવું જ એક સુંદર ચિત્ર આ પૂર્વે પદ ૪૦ મું : ‘કહો સખી, હું શું કરું રે, એક નિમેષમાત્ર નવ સૂઝે’ એમાં બતાવાયું જ છે. એ કૃષ્ણની ચોરલીલાનું હવે દર્શન કરવા ગોપાંગનાઓ બોલાવે છે એ જુઓ :

“આવો રે બાઇ, એક કૌતુક જોવા, જન્મ કોટિમાં કલમષ ધોવા. આ૦ ૧
નંદજીનો કુંવર નાનડિયો, ઊખળ માંડીને ઊંચો ચઢિયો. આ૦ ૨
ચોરપણું એહેતું વખાણું, દોણીએ ઓધું છે કાણું. આ૦ ૩
શીકું હાલે એમ મુંબડું ડોલે, ઉપમા શોભે ત્રિભુવન તોલે! આ૦ ૪
મન લેશે એવું જેને ઘેર દૂઝે, તેહને એવડી મતિ કેમ સૂઝે? આ૦ ૫

મુખ ઉપર જે છાંટા દીસે, નિરખતાં માહારૂં મન હીસે. આ૦ ૬
આવ્યાં જાણશે તો પીતો રેહેશે, તો ત્યાંહાં માહારૂં હૈડું દહેશે. આ૦ ૭
માતા કને કાંઈ નવ માગે, આપણા ઘરનું મીઠું લાગે. આ૦ ૮"
(પદ ૬૦ મું)

એવા મનમોહન ઉપર ગોપાંગનાં કેવી વારી રહી છે એ જુઓ:

'આવ સખી, ઉતાવળી, મંદિરમાં શું બેઠી રે?
નયણે નંદકુંવરને નિરખો, માયામાં શું પેઠી રે? આ૦ ૧
એ અણિયાળાં રાતાં કાળાં લોચન કહિયે ન દીઠાં રે;
મારા મનની વાત કહું, એ અમૃતપેં અતિ મીઠાં રે. આ૦ ૨
સામું જો રે સજની માહારી, પાંપણનો એ ચાળો રે;
ગોરી કોટિ ઓવારી નાખું, રૂપે રૂડો કાળો રે. આ૦ ૩
અણિયાળી અતિશે રાતી નાક તણી તે દાંડી રે;
ઉપમા શી કહું શુક-ચંચની, જો જો, મીટડી માંડી રે. આ૦ ૪
વાંસલડી વજાડનાં એની કોટ તણો જે લટકો રે,
મારે હૈડે નિશ્ચય બેઠો, ચોળા તણો જ્યમ ચટકો રે. આ૦ ૫
લજ્જા મેહેલું લોકની, જાણું પાસે જાઉં રે;
ભાલણપ્રભુ રઘુનાથ તણી હું ભવ ભવ દાસી થાઉં રે. આ૦ ૬
(પદ ૬૪ મું)

'દશમ સ્કંધ'નાં ઊર્મિગીતોમાં આવાં કેટલાંયે મધુરાં પદ સુંદર પ્રસંગચિત્રોથી સમૃદ્ધ થયેલાં જોવા મળે છે. ભાલણનું હૃદય ભક્તકોટિનું હોઈ એણે પરમાનંદની એ મધુરી લીલા તરીકે ગાયાં છે. એણે એમાં સર્વત્ર માધુર્યનો જ અનુભવ કર્યો છે. એ મધુરતા એના શબ્દોમાં જુઓ:

"મીઠું તે હરિનું બોલવું રે, મીઠી રે કાહાન કરે વાત;
મીઠી મીટ નિહાળતાં રે, મીઠો ગોવાળિયાનો સાથ. મીઠું૦
મીઠી વેણ વજાડતો રે, મીઠી ઘૂઘરી વાજે પાય;
મીઠી ચાલતાં મીઠું ઉતારે, મીઠી જશોદા માય. મીઠું૦
મીઠાં આભરણ સારિયાં રે, મીઠું રે શ્રીકૃષ્ણનું રૂપ;
મીઠાં આ બાળક સહુ મળ્યાં રે, મીઠો રે ત્રિભુવનભૂપ. મીઠું૦

મીઠા ભોજન અતિ ભનાં રે, મીઠા રે શ્રીકૃષ્ણ ને રામ,
ભવસાગરમાહે તારવા રે મીઠા રે ભાલણપ્રભુના નામ મીઠું ૦ ૪ ”
( પદ ૧૦૩ મુ )

આવા ‘ રામબાલચરિત ’નાં અને ‘ દશમ સ્કધ–કૃષ્ણબાલ લીલા ’ ના પદ જ માત્ર ભાલણે લખ્યા હોત તો એટલા માત્રથી પણ એ ઉત્તમ પ્રકારના કવિઓમા સ્થાન લેવા પાત્ર બની રહ્યો છે. એણે વ્રજભાષાના સાહિત્યને પણ સંસ્કૃત સાહિત્ય સાથે પચાવ્યું છે અને એ એની અનુવાદાત્મક કૃતિઓમા અને આવા સ્વતત્ર પદોમા પણ જોવા મળે છે

## ગુણદોષાદિ :

ભાષાકવિઓમા ગુણદોષાદિની વિચારણા કરતી વેળા સંસ્કૃત સાહિત્યશાસ્ત્રોમાં ગુણદોષોની જે સૂક્ષ્મ મીમાસા છે તે પ્રમાણે જોવા જઇયે તો એમા આપણને સફળતા ન મળે સંસ્કૃત ભાષા તો વિકાસની સંપૂર્ણ ભૂમિકાએ પહોચી ખૂબ ખેડાઈ ચૂકી હતી; દેશભાષાઓના તો વિકાસની હજી પા પા–પગલી મંડાઈ હતી, વળી આ કવિઓ જે સમયમા થયા તે જ સમયની બોલાતી ભાષાને હાથપ્રતો બરોબર સાચવી રહી છે એ કહેવાનુ આપણી પાસે પ્રામાણિક સાધન સામાન્ય રીતે નથી જ હોતું એટલે ભાષાદોષોના વિષયમા એ કવિના જ દોષ છે એમ કહી શકવાની સ્થિતિમા આપણે નથી. એટલે જ્યારે પણ ભાષાકવિઓનો વિચાર કરવામા આવે ત્યારે એ મર્યાદાનુ ધ્યાન રાખી ભાષાસૌષ્ઠવ અને પ્રસંગૌચિત્યની મુલવણી કરવી જોઇયે

આપણે આ પૂર્વે જોયુ છે કે ભાલણના મોટા ભાગનાં આખ્યાન અતિ સામાન્ય કોટિના છે અને સાદી કથાથી ખાસ વિશેષ આપતા નથી જ્યા એણે ‘ નૈષધીયચરિત ’ વગેરેને આધારે ‘ નળાખ્યાન ’ જેવી કૃતિની, તો ‘ કાદંબરી ’ ની સીધી છાયામા ‘ કાદંબરી ’ જેવી કૃતિની રચના કરી છે ત્યાં એ દીપતો દેખાય છે, અને ‘ દશમ સ્કંધ ’

અને ' રામબાલચરિત ' માં એ સ્વતંત્ર રૂપે વિશિષ્ટ-પદોની રચનામાં દીપી ઊઠે છે. અહીં સર્વત્ર માધુર્ય અને પ્રસાદ ગુણ જોવા મળે છે. એની વાણી લોકોની સમક્ષ મૂકવાની હોઈ એ કદી અઘરી થવા દેતો નથી. કાદંબરી જેવી સં. સમાસનિબિડ ગદ્યકૃતિને સરળ અને હૃદયગમ પદ્યમાં એ ઉતારી દુનિયાભરના અનુવાદકોમાં અગ્ર સ્થાન લઈ જાય છે. આ સિદ્ધિ એની નાનીસૂની નથી આટલી શક્તિને કારણે એણે જ્યારે પણ અલંકારોનો પ્રયોગ કર્યો છે ત્યારે અલંકારોમાં દોષને પ્રવેશ મળ્યો નથી. ' ઓજસ્ ' ગુણ ઉપર એનો કાબૂ નથી; ચરણોમા આંતરપ્રાસ લઈ જરા વેગ આપવા માગે છે, પણ સફળતા મળતી નથી.

## ૬. અનુવાદક ભાલણ

મુખ્યત્વે અનુવાદ–કહી શકાય તેવી કૃતિઓ તે સપ્તશતી, નળાખ્યાન, કાદંબરી અને દશમ સ્કંધ છે. આમા 'સપ્તશતી' તો શબ્દશઃ અનુવાદ છે 'નળાખ્યાન' એ મહાભારત–આરણ્યક પર્વમાના નલોપાખ્યાનને આધારે સારાત્મક છે, પરંતુ દમયંતી–નળ વગેરેનાં વર્ણનોમાં 'નૈષધીયચરિત'ના કેટલાક શ્લોકોનો સહારો લેવામાં આવ્યો છે. 'કાદંબરી' સળંગ અનુવાદ હોવા છતાં એમા કેટલુંક મૂળનું છોડી દેવામાં આવ્યું છે: વર્ણનો કંટાળાભરેલાં ન લાગે એ રીતે થોડા લાઘવથી, છતા મૂળની ખૂબીઓને યથાશક્તિ જાળવીને આપવામા આવ્યાં છે. 'દશમ સ્કંધ' પણ મૂળના સારાનુવાદ જેવો જ છે; બેશક, વચ્ચે વચ્ચે ભાલણે અથવા ભાલણનાં એ સંખ્યાપદ આત્મલક્ષી પદો કોઈ સંકલનાકારે પાછળથી દાખલ કર્યાં છે. આપણે અહીં એ અનુવાદોમા જળવાયેલું એનું હીર નિહાળી જઇયે.

### સપ્તશતી :

'માર્કંડેયપુરાણ'મા આવતા સપ્તશતી કે ચંડીઆખ્યાનના ૭૦૦ શ્લોકો–૧૩ અધ્યાયમાં છે તેનો પ્રથમ ચરિત્રના અધ્યાયોનાં ૫ કડવાં, મધ્ય ચરિત્રના અધ્યાયોનાં ૬ કડવા, અને છેલ્લા ચરિત્રના અધ્યાયોનાં ૧૪ કડવાં એમ ૧૩ અધ્યાયોનો ૨૫ કડવાંમાં એણે પદ્યાનુવાદ કડવાબદ્ધ આખ્યાન–રૂપે આપ્યો છે. આમા ૧ લું કડવું ઉપક્રમાત્મક અને ૨૫ મું ('૩'જાનું ૧૪ મું) ઉપસંહારાત્મક ફલશ્રુતિમય છે અને ભાલણની એ સ્વકૃતિ છે. આખ્યાનપ્રકારની, આમ એણે આરંભમા કડવામાં જરા વિસ્તારથી, મંગળાચરણ આદિક કરવાની પ્રથા વિસ્તારી છે. અહીં કવિએ દીનતા બતાવવી જોઈયે–એ પણ પ્રહ્રચિત્તે એણે બતાવી છે, જેમકે

> "લઘુ દીર્ઘ તાલ પ્રબંધ માત્રા, શબ્દ ભેદ બહુ મર્મ,
> ભાવાભેદ જાણું નહિ ને નાના પેર કવિ–કર્મ ૧૦

ભોલે ભાવે ભક્તિ આણી, આઈ, ગુણ તમારામાં રમું,
નિર્વિઘ્નપણે એ ગ્રંથ રચવા શૈલસુતા–સુત પરણમું.
(કડવું ૧ લું.)

અને પછી બીજા કડવાથી માર્કંડેય ઋષિ અને જૈમિનિના સંવાદમાં કવિ આ કથાનો વિસ્તાર કરે છે. અહીં ભાલણે જૈમિનિ પોતા તરફથી ઉમેર્યો છે; 'માર્કંડેયપુરાણ'માં તો માર્કંડેય ક્રૌષ્ટુકિ ભાગુરિને દુર્ગાના માહાત્મ્યની આ કથા કહી સંભળાવે છે; જેમકે

કવિએ નવા કડવાના આરંભમાં મૂકેલા શબ્દો—

અષ્ટમો મનુ સૂર્યસુત જે સાવર્ણિ કહેવાય,
વિસ્તારીને ઉત્પત્તિ તેની મુને કહો, ઋષિરાય.
માર્કંડેય વળતા બોલિયા : સાંભળ, જૈમિનિ, કહું,
ઉત્પત્ય કારણ મનુ તણી વિસ્તારી જેવી લહું.
પ્રભાવ માહામાયા તણો, મન્વન્તરાધિપ જે થયો,
સાવર્ણિસુત મહાભાગ તે; શોક પૂર્વનો ગયો.

સપ્તશતી'માં તો मार्कंडेय उवाच–'માર્કંડેય બોલ્યા: અને ત્યાં–

सावर्णिः सूर्यतनयो यो मनुः कथ्यतेऽष्टमः ।
निशामय तदुत्पत्तिं विस्तराद् गदतो मम ॥
महामायानुभावेन यथा मन्वन्तराधिपः ।
स बभूव महाभागः सावर्णितनयो रवेः ॥ २ ॥

ઉપરની ત્રીજી કડીના છેલ્લા ચરણને 'તુને કહું, ઋષિરાય' એમ કરી લેવામાં આવ્યાથી અને ૪થી કડીની બેઉ લીટીને ૩ જી કડીની ઉપર લઈ 'સાંભળ, ભાગુરિ, કહું' એટલા ફેરફારથી સીધો અનુવાદ સાધી શકાય. આ બે શ્લોકના અનુવાદમાં પણ બીજી રીતે મૂળથી જરા પણ ખસ્યા વિના સીધો અનુવાદ જ આપ્યો છે અને 'સૂર્યસુત' 'કહેવાય' 'આઠમો' 'સાંભળ' 'ઉત્પત્તિ તેની' 'વિસ્તારી જેવી લહું' 'પ્રભાવ માહામાયા તણો' 'મન્વન્તરાધિપ' 'સાવર્ણિસુત' 'મહાભાગ' 'થયો'—એ सूर्यतनयः, कथ्यते,

अष्टमः, निशामय, तदुत्पत्तिं, विस्तराद् गदतो मम ('કહું' એવડાય માટે 'લહું'), महामायानुभावेन, मन्वन्तराधिपः, सावर्णितनयः, महाभागः, बभूव એનો સીધો અનુવાદ છે—જ્યાં 'મન્વન્તરાધિપ' તો એનો એ શબ્દ છે. સુર્યસુતનો અનુવાદ ૩ જી કડીમાં આવતો હોઈ પ મીમાં 'સૂર્ય'ને એવડાવ્યો નથી.

અહીં આપણે બીજા કડવાનો ભાગ સરખાવી જઇએ :

| | |
|---|---|
| स्वारोचिषेऽन्तरे पूर्वं | " સ્વારોચિષ મન્વન્તર પૂર્વે |
| चैत्रवंशसमुद्भवः । | ચૈત્રવંશ વિશાળ; |
| सुरथो नाम राजाभूत् | સમસ્ત-ક્ષિતિમંડળ હુઓ |
| समस्ते क्षितिमण्डले ॥ | એક સુરથ નામ ભૂપાળ. ६ |
| तस्य पालयतः सम्यक् | પ્રજા પુત્રની પેરે પાળે, |
| प्रजाः पुत्रानिवौरसान् । | સમ્યક્ સુખી કીધું સહુ; |
| बभूवुः शत्रवो भूपाः | તેણે સમે શત્રુ થયા |
| कौलाविध्वंसिनस्तदा ॥ | મ્લેચ્છ રાય પૂઠે બહુ. ७ |
| तस्य तैरभवद्युद्ध- | તે મ્લેચ્છ સાથે યુદ્ધ માંડ્યું |
| मतिप्रबलदण्डिनः । | ભૂપતિ અતિ બલિષ્ઠ; |
| न्यूनैरपि स तैर्युद्धे | ન્યૂન થકા તે પ્રાજે કીધો, |
| कौलाविध्वंसिभिर्जितः ॥ | રાય પૂઠે પળ્યા પાપિષ્ઠ. ८ |
| ततः स्वपुरमायातो | દેશ તેણે વીંટિયો, નિજ |
| निजदेशाधिपोऽभवत् । | પુરી આવ્યો રાજન; |
| आक्रान्तः स महाभाग- | પછે દુષ્ટ થઈ આવી મળ્યા |
| स्तैस्तदा प्रबलारिभिः ॥ | |
| अमात्यैर्बलिभिर्दुष्टै- | |
| र्दुर्बलस्य दुरात्मभिः । | તે રાયના પ્રધાન. ९ |
| कोशो बलं चापहृतं | રાજા છતાં સર્વ હરી લીધું, |
| तत्रापि स्वपुरे ततः ॥ | તેનું સૈન્ય ને ભંડાર; |
| ततो मृगयाव्याजेन | [ વા'ર ચડી જોઇને |
| हृतस्वाम्यः स भूपतिः । | ભૂપતે કર્યો વિચાર. ] १० |
| एकाकी हयमारुह्य | એકલો મૃગયા મસ કરી |
| जगाम गहनं वनम् ॥ | હય ચડી ચાલ્યો ભૂપ. |

| | |
|---|---|
| | ગહન વનમાં પરવર્યા<br>[ ને દયામણુ થયુ રૂપ. ૧૧<br>સૈન્ય કો સાથે નહીં,<br>એકલો દુઃખ મનમા ધરે ]<br>એમ કરતાં આવિયો જ્યા<br>સુમેધસ્ ઋષિ તપ કરે. ૧૨ |
| स तत्राश्रममद्राक्षीद्<br>द्विजवर्यसुमेधसः ॥ | |
| | ( કડવુ ૨ જું ) |
| प्रशान्तश्वापदाकीर्णं<br>मुनिशिष्योपशोभितम् ॥ | આશ્રમ દીઠો અતિ ભલો રે,<br>સુ દર વૃક્ષનુ વન;<br>મુનિશિષ્ય શોભિત સહી રે,<br>જોઇને હરખ્યો રાજન ૧ |

અનુવાદમાં [ ] આપેલો ભાગ મૂળ કરતાં વધારે–વસ્તુને વિશદ કરવા પૂરતો આપ્યો છે. ક્યાંક પ્રવલ્ઠ જેવાનો 'દુષ્ટ' એવો અનુવાદ જોવા મળે છે; આમાં મૂળના આશય તરફ એની દૃષ્ટિ સમજાય છે.

અહીં બીજા નમૂનાઓને બદલે મહિષાસુરના વધથી પ્રસન્ન થયેલા દેવોએ દુર્ગાની જે સ્તુતિ કરી છે તે ૪ થા અધ્યાયને જરા સરખાવી લઇયે :

| | |
|---|---|
| शक्रादयः सुरगणा निहतेऽतिवीर्ये<br>तस्मिन्दुरात्मनि सुरारिबले च देव्या ।<br>ता तुष्टुवु. प्रणतिनम्रशिरोधरासा<br>वाग्भि प्रहर्षपुलकोद्गमचारुदेहाः ॥ | " તેણે સમે સુરગણુ સહુકો<br>ઇંદ્રાદિક ત્યાં દેવજી,<br>સ્તુતિ કરવી આરંભી જ્યારે<br>મહિષાસુર હણિયો ખેવજી. ૧ |
| देव्या यया ततमिदं जगदात्मशक्त्या<br>निःशेषदेवगणशक्तिसमूहमूर्त्या ।<br>तामम्बिकामखिलदेवमहर्षिपूज्या<br>भक्त्या नताः स्म विदधातु शुभानि सा नः ॥ | રોમ ઊભાં થયાં હર્ષે,<br>અંબાની કરે સેવજી;<br>નમે સુર શક્રાદિક સઘળા<br>આનંદે અનશ્યમેવજી. ૨ |
| | દેવ સ્તવે સર્વ આનંદ પામી :<br>અસુર તણો થયો અંતજી,<br>તેહ રૂપને અમો નમું છુ<br>શક્ર સહિત બળવંતજી. ૩ |

यस्या प्रभावमतुलं भगवाननन्तो
ब्रह्मा हरश्च नहि वक्तुमलं बलं च ।
सा चण्डिकाखिलजगत्परिपालनाय
नाशाय चाशुभभयस्य मतिं करोतु ॥

જેનો અતુલ પ્રભાવ ન જાણે
બ્રહ્મા હર ભગવાનજી,
તે ચંડિકા અખિલ જગતને
પાળવા મતિ કરી સ્થાનજી ૪

અસુર તણો ભય નાશ કરો,
એ માગું વરદાનજી,
અખિલ બળ તારૂ કેહેવાને
કોને નહિ કંઇ જ્ઞાનજી ૫

या श्री स्वयं सुकृतिना भवनेष्वलक्ष्मी
पापात्मना कृतधियां हृदयेषु बुद्धि ।
श्रद्धा सतां कुलजनप्रभवस्य लज्जा
तां त्वां नताः स्म परिपालय देवि विश्वम् ॥

ધનવંતને ઘેર શ્રીરૂપ તું
પાપાત્માને અરિદ્ધિજી,
સાધુપુરુષની અતિ તું શ્રદ્ધા,
કૃતજ્ઞાની તું બુદ્ધિજી ૬

किं वर्णयाम तव रूपमचिन्त्यमेतत्
किं चातिवीर्यमसुरक्षयकारि भूरि ।
किं चाहवेषु चरितानि तवाति यानि
सर्वेषु देव्यसुरदेवगणादिकेषु ॥

કુળવંત તેને તું લજ્જા,
નમિયે જાણી સિદ્ધિજી,
શું વર્ણવું આદ્યરૂપ તમારૂ ?
અચિંત્ય વીર્ય પ્રસિદ્ધજી ૭

हेतुः समस्तजगतां त्रिगुणापि दोषै
र्न ज्ञायसे हरिहरादिभिरप्यपारा ।
सर्वाश्रयाखिलमिदं जगदंशभूत
मव्याकृता हि परमा प्रकृतिस्त्वमाद्या ॥

વાદ કરવાની તાલીમ જેવો લાગે છે; 'કાદંબરી'માં બતાવેલી શક્તિનાં હજી અહીં દર્શન નથી થતાં.

અનુવાદને અંતે ઉપસંહારમાં આપેલા કડવા ૨૫ ('૩' જાના ૧૪) મામાં 'મેં કહ્યું આખ્યાન' એમ કહી આ અનુવાદને એ 'આખ્યાન' કહે છે, અને પછી ફલશ્રુતિ આપે છે. નવરાત્રિમાં ચંડીપાઠ કરવાના આપણા રિવાજનું આમાં સૂચન મળે છે :

> "નવરાત્રિમાં ઉત્સવ કરી, આખ્યાન ગાયે જેહ,
> સંસારસુખ પામે પણ, દુઃખ ન દેખે તેહ ૮"

અહીં પણ 'માર્કંડેયે જૈમિનિને કહ્યાં' એમ કહી 'ભાગુરિ'ને બદલે 'જૈમિનિ'નું જ નામ આપે છે.

આ કાવ્યમાં યુદ્ધ વગેરેના પ્રસંગ આવે છે તે મૂલાનુસારી હોઈ ખાસ ચમત્કારક નથી નીવડ્યા.

**નળાખ્યાન:**

'નળાખ્યાન' એ અનુવાદના અંશવાળી કૃતિ છે. આરંભમાં જ એણે 'નળાખ્યાન'માં કોનો કોનો સહારો લીધો છે એ જણાવ્યું છે; જેમકે—

> "પુણ્યશ્લોકકથારસ પીતાં અમૃત ખાટું લાગે,
> મહાકવિ શૃંગાર વરણવો પૂર્વે જે મહાભાગે, ૭
> આર્ણ્યિક પર્વ સકલ-રસમોયો દષ્ટાંતે એ માંડી,
> ધર્મરાજાને ધીરજ દેવા દેખાડી શમદાંડી. ૮"
>
> (કડવું ૨ લું)

આમ મહાકવિ હર્ષના 'નૈષધીયચરિત'નો અને મહાભારતના આરણ્યક પર્વનો રસબોળો કરી આ 'આખ્યાન' એણે બાંધ્યું છે. આમાં સંખ્યાબંધ સ્થળે 'નૈષધીયચરિત'ના શ્લોકોનો સારાનુવાદ એણે સાંકળી લીધો છે. આ 'આખ્યાન'ની કાવ્ય તરીકેની રોચકતા પાછળ આમ મુખ્ય સહારો 'નૈષધીયચરિત'નો છે.

यस्या प्रभावमतुलं भगवाननन्तो
ब्रह्मा हरश्च नहि वक्तुमलं बलं च ।
सा चण्डिकाखिलजगत्परिपालनाय
नाशाय चाशुभभयस्य मतिं करोतु ॥

જેનો અતુલ પ્રભાવ ન જાણે
બ્રહ્મા હર ભગવાનજી,
તે ચંડિકા અખિલ જગતને
પાળવા મતિ કરી સ્થાનજી ૪

અસુર તણો ભય નાશ કરો,
એ માગું વરદાનજી,
અખિલ બળ તારૂં કેહેવાને
કોને નહિ કંઇ જ્ઞાનજી ૫

या श्री स्वयं सुकृतिनां भवनेष्वलक्ष्मीः
पापात्मनां कृतधियां हृदयेषु बुद्धिः ।
श्रद्धा सतां कुलजनप्रभवस्य लज्जा
तां त्वां नताः स्म परिपालय देवि विश्वम् ॥

ધનવંતને ઘેર શ્રીરૂપ તું
પાપાત્માને અરિદ્ધિજી,
સાધુપુરુષની અતિ તું શ્રદ્ધા,
કૃતજ્ઞની તું બુદ્ધિજી ૬

किं वर्णयाम तव रूपमचिन्त्यमेतत्
किं चातिवीर्यमसुरक्षयकारि भूरि ।
किं चाहवेषु चरितानि तवाति यानि
सर्वेषु देव्यसुरदेवगणादिकेषु ॥

કુળવંત, તેને તું લજ્જા,
નમિયે જાણી સિદ્ધિજી,
શું વર્ણવું આકારરૂપ તમારૂં ?
અચિંત્ય વીર્ય પ્રસિદ્ધજી ૭

અદ્‌ભુત ચરિત્ર તે શું કહું ?
રણે અસુર કર્યાં સંહારજી,
સર્વે ભૂતને હેતુભૂત તું,
ત્રિગુણાત્મક સંસારજી ૮

हेतुः समस्तजगतां त्रिगुणापि दोषै-
र्न ज्ञायसे हरिहरादिभिरप्यपारा ।
सर्वाश्रयाखिलमिदं जगदंशभूत-
मव्याकृता हि परमा प्रकृतिस्त्वमाद्या ॥

તથાપિ હરિહરાદિક ન જાણે,
તમારો તે પારજી,
સર્વાશ્રય આદિ પ્રકૃતિ તું,
અવ્યક્ત ને નિર્ધારજી ૯

यस्याः समस्तसुरता समुदीरणेन
तृप्तिं प्रयाति सकलेषु मखेषु देवि ।
स्वाहासि वै पितृगणस्य च तृप्तिहेतु-
रुच्चार्यसे त्वमत एव जनैः स्वधा च ॥

તે તું સ્વાહા રૂપ, આર્દ્ર,
દેવ તૃપ્ત જેણે થાયજી,
સ્વધા કહિયે છિયે તે તું,
પિતૃ જેણે સંતોખાયજી ૧૦

આમ એ મૂળને વળગી બની શકે તેટલી સરળતા લાવીને અનુવાદ આપ્યે જાય છે ૨૫ કડવાનો આ અનુવાદ એની અનુ

વાદ કરવાની તાલીમ જેવો લાગે છે; 'કાદંબરી'માં બતાવેલી શક્તિનાં હજી અહીં દર્શન નથી થતાં.

અનુવાદને અંતે ઉપસંહારમા આપેલા કડવા ૨૫ ('૩' જાના ૧૪) મામા 'મેં કહ્યુ આખ્યાન' એમ કહી આ અનુવાદને એ 'આખ્યાન' કહે છે, અને પછી ફલશ્રુતિ આપે છે. નવરાત્રિમાં ચંડીપાઠ કરવાના આપણા રિવાજનું આમાં સૂચન મળે છે:

"નવરાત્રિમાં ઉત્સવ કરી, આખ્યાન ગાયે જેહ,
સંસારસુખ પામે ઘણું, દુઃખ ન દેખે દેહ ૭"

અહીં પણ 'માર્કંડેયે જૈમિનિને કહ્યાં' એમ કહી 'ભાગુરિ'ને બદલે 'જૈમિનિ'નું જ નામ આપે છે.

આ કાવ્યમાં યુદ્ધ વગેરેના પ્રસંગ આવે છે તે મૂલાનુસારી હોઈ ખાસ ચમત્કારક નથી નીવડ્યા.

નળાખ્યાન:

'નળાખ્યાન' એ અનુવાદના અંશવાળી કૃતિ છે. આરંભમાં જ એણે 'નળાખ્યાન'મા કોનો કોનો સહારો લીધો છે એ જણાવ્યું છે; જેમકે—

"પુણ્યશ્લોકકથારસ પીતા અમૃત ખાટૂ લાગે,
માહાકવિ શૃંગાર વરણવો પૂર્વે જે માહાભાગે, ૭
આર્ણ્યક પર્વ સકલ-રસમોલો દષ્ટાંતે એ માડી,
ધર્મરાજાને ધીરજ દેવા દેખાડી શમદાંડી ૮"
(કડવું ૨ લું)

આમ મહાકવિ હર્ષના 'નૈષધીયચરિત'નો અને મહાભારતના આરણ્યક પર્વનો રસબોળો કરી આ 'આખ્યાન' એણે બાંધ્યું છે. આમા સંખ્યાબંધ સ્થળે 'નૈષધીયચરિત'ના શ્લોકોનો સારાનુવાદ એણે સાંકળી લીધો છે આ 'આખ્યાન'ની કાવ્ય તરીકેની રોચકતા પાછળ આમ મુખ્ય સહારો 'નૈષધીયચરિત'નો છે.

સ્વ. રામલાલ મોદીએ ' નળાખ્યાન ' ની એમની લખેલી ટીકામાં આવાં સ્થળ તારવી આપ્યાં છે. આવાં કેટલાક મહત્ત્વનાં સ્થાન અહીં જોઈ જઇયે. એ ધ્યાનમાં રાખવું જોઇયે કે ' નૈષધીયચરિત 'ના શ્લોકો પણ એ મહાભારતના બૃહદશ્વ ઋષિના મુખમાં મૂકે છે. ૩ જા કડવાને અંતે વનમાં યુધિષ્ઠિરને થયેલા અર્જુનના વિરહના શોકને ટાળવા બૃહદશ્વ આ કથાનો ઉપક્રમ કરી ૪ થા કડવાથી નળની કથા કહેવા માગે છે. અહીં નળનું વર્ણન કરતી વેળાએ 'નૈષધીયચરિત' ની કેટલીક કલ્પનાઓનો આશ્રય કરી લે છે; જેમકે—

" નલ શિરિ બે અબોડા બાંધ્યા, કરતા તાં મલસ્નાન.
શામ કલંક રહ્યાં શિરિ બિ, એ જાણુ, રાય, નિદાન. ૭
વિહિચી મેરુ માહાગિરિ નાપ્યુ પાત્ર તણિ તાં પાણિ,
તુ શ્યૂં દાન કર્યૂં બિ મહીમાંહાં, મનિ મોટી એ કાણિ. ૮
બાલણનિ તા વરણ કરંતાં સિંધુ ન શ્યુ મારુઆડિ,
તુ શ્યૂં પુણ્ય કર્યૂં બિ મનશ્યૂં ચિંતા પામિ હાડિ. ૯ "
( કડવું ૪ થું )

विभज्य मेरुर्न यदर्थिसात्कृतो न सिन्धुरुत्सर्गजलव्ययैर्मरुः ।
अमानि तत्तेन निजायशोद्युगं द्विफालबद्धाश्चिकुराः शिरःस्थितम् ॥
( नै. च. १-१६ )

" મેરુપર્વતના ટુકડા કરી યાચકોને સોંપી આપ્યા નહિ અને દાન આપવા નિમિત્તે પાણી મૂકવાની ક્રિયાથી સિંધુને કોરી જમીન કરી નાખ્યો નહિ. આ બે પોતાને અપયશ આપનારાં છે એમ જાણે કે માથા ઉપર સેંથીની બેઉ બાજુઓ પાડી છે એનાથી એણે માન્યું. "

ભાલણે ' મલસ્નાન ' ' બે અંબોડા ' ' શ્યામકલંક ' એ વગેરે વિશદતા અર્પવા પોતા તરફથી ઉમેર્યાં છે.

" ચંદ્ર સૂરય પાખવિ કુડાલૂ થાઇ છિ વરસાતિ,
તિહાં કલ્પના માહાકવિનિ મનિ એહવી આવિ વાતઃ ૧૦

નલના તેજરૂપિયુ સૂરય, યશરૂપિ શશિ દેખી,
બ્રહ્મા સાચા જૂઠા જૂઇ અતરગતિ ઉવેખી. ૧૧
જિમ નામૂં જૂઠૂં જાણિ તે વાણિક લેઇને વાલિ,
તિમ ધ્યાતાએ જૂઠા જાણી રવિશશિનિ કુડાલિ. ૧૨ "
( કડવુ ૪ થું )

तदोजसस्तद्यशसः स्थिताविमौ वृथेति चित्ते कुरुते यदा यदा ।
तनोति भानोः परिवेषकैतवात्तदा विधिः कुण्डलनां विधोरपि ॥
( नै. च. १–१४ )

નળરાજાનાં બળ અને ઓજસ્ સ્થિતિ કરેલાં હોઈ આ સૂર્ય અને ચંદ્ર કશા કામના નથી એમ જ્યારે જ્યારે બ્રહ્મા ચિત્તમાં વિચારે છે ત્યારે ત્યારે બ્રહ્મા એ સૂર્યચંદ્રનાં કુંડાળાંને બહાને એ બેઉને મીંડવી લે છે (ફરતી રદબાતલ સૂચવતી ગોળ લીટી કરે છે).

ભાલણ અહીં વર્ષાઋતુમાં સૂર્યચંદ્રને ફરતે થતાં કુંડાળાંની સ્પષ્ટતા સૂચવી 'મહાકવિ' હર્ષ શી કલ્પના કરે છે એના તરફ ધ્યાન દોરી પછી શ્લોકાનુવાદ સાધે છે, જેમાં જૂઠા નામામાં મંડાયેલા આંકને વેપારી મીંડવે છે એ કલ્પના પોતા તરફની ઉમેરે છે.

આ પછી પાંચમા કડવામાં દમયંતીના વર્ણનમાં પણ—

"નારી સરવનિ દમિ કામિની સુદર તાં અભિરામ.
તેહવૂં જોઈ તેણિ પાડયૂં દમયતી તે નામ." ૩

भुवनत्रयसुभ्रुवामसौ दमयन्ती कमनीयतामदम् ।
उदियाय यतस्तनुश्रिया दमयन्तीति ततोऽभिधां दधौ ॥
( नै. च २–१८ )

'ત્રણે ભુવનની લલિત-ભવાંવાળી રમણીઓની કમનીયતાના મદને દબાવતી એવી એ પોતાની દેહકાંતિથી પ્રગટ થઈ, માટે એણે દમયન્તી એવું નામ ધારણ કર્યું.'

પૂર્વાર્ધ સ્પષ્ટ નથી: 'કામિની દમયંતી સુંદર અને અભિરામ

હોઈ સર્વ નારીને દમે છે' એમ ભાલણ કહેવા માગે છે જે નૈષધીયચરિતકારની યોજનાને અનુકૂળ નથી.

વળી—

"વેધ્યાઇ યાહ્રિ વદન જ રચિઉં ત્યાહારિ સાર ઇન્દુનૂ હરિઉં
તર લીધી તાંહા ખાણુ થઈ છિ, મુખ મનોહર કરિઉં." ૪

हृतसारमिवेन्दुमण्डलं दमयन्तीवदनाय वेधसा ।
कृतमध्यबिलं विलोक्यते धृतगम्भीरखनीखनीलिम ।।
(नै. च २–२५)

'દમયંતીના મુખની રચના કરવા માટે બ્રહ્માએ જાણે કે ચંદ્રમંડલમાંથી સાર હરી લીધો અને તેથી વચ્ચે મોટું કોતર પડી ગયું હોય અને જાણે કે આકાશમાં કોઈ ઊંડી ખાણની કાળાશ એણે ધારણ કરી હોય એવું ચંદ્રમંડળ દેખાય છે.'

ભાલણે 'તર'ની કલ્પના પોતે ઉમેરી છે.

'મુષ્ટિ ઉદર ભર્યૂં વેધ્યાઇ અંગુલિનૂં એંધાણ,
ત્રિવલી પ્રગટ થઈ પ્રેમદાનિ પ્રત્યક્ષ એહ પ્રમાણ ૫"

उदरं नतमध्यपृष्ठतास्फुटदङ्गुष्ठपदेन मुष्टिना ।
चतुरङ्गुलमध्यनिर्गतत्रिवलिभ्राजि कृतं दमस्वसुः ।।
(नै च. २–३४)

'વચ્ચેનો ભાગ નમેલો છે તેવી પેટની સપાટીથી જેમાં અંગૂઠાનું સ્થાન પ્રગટ થયું છે તેવી મૂઠીથી બ્રહ્માજીએ ચાર આંગળીઓના મધ્યમાંથી નીકળેલી ત્રિવલિથી શોભતું હોય તેવું દમયંતીનુ પેટ કર્યું.'

ભાલણે 'પેટ'ને બદલે 'ત્રિવલિ'ને અહીં વિષય માન્યો છે.

"કબરી–પિચ્છિભાર મયુરનુ વદતાં આ વિધિ પાશ;
અર્ધચંદ્ર દેઈ શિખિ કાઢ્યુ, પૂજ્યુ પુષ્પપ્રકાશ" ૬

अस्याः कचानां शिखिनश्च किं नु विधिं कलापौ विमतेरगाताम् ।
तेनायमेभिः किमपूजि पुष्पैरभर्त्सि दत्त्वा स किमर्धचन्द्रम् ।।
(नै च ७–२२)

"દમયંતીનો અંબોડો અને મોરનો પીછભાર મતભેદને લઈ (પોતામાં કોણ શ્રેષ્ઠ છે એ બાબતે) બ્રહ્માજી પાસે ગયા; ત્યાં જાણેકે બ્રહ્માજીએ દમયંતીના કેશકલાપને ફૂલોથી વધાવ્યો અને જાણેકે મોરને અર્ધચંદ્ર (એનાં પીછાંમાં છે એ ઉપરથી કલ્પના) દઈ હાંકી કાઢ્યો!"

ભાલણે ઉત્તરાર્ધમાં 'હકીકત' કહી છે–એ ઉત્પ્રેક્ષા જોઈએ.

'નળાખ્યાન'માં આવાં બીજાં નીચેનાં સ્થાન છે કે જ્યાં ભાલણે 'નૈષધીયચરિત'નો આશ્રય લઈ વર્ણન સાધ્યાં છે; જેવાં કે .

| | |
|---|---|
| કડવું ૬–કડી ૮–૯ | નૈ. ચ. ૧–૧૨૨ |
| " –કડી ૧૩– | " ૧–૧૩૦ |
| " –કડી ૧૬–૧૭ | " ૧–૧૩૫ |
| કડવું ૭–કડી ૩ | " ૨–૪૮ |
| " –કડી ૪ | " ૨–૬૨ |
| કડવું ૮–કડી ૯–૧૦ | " ૪–૭૧ |
| " –કડી ૧૧–૧૨ | " ૪–૬૬,૬૫ |
| " –કડી ૧૩ | " ૪–૫૧ |
| " –કડી ૧૪ | " ૪–૪૮ |
| કડવું ૯–કડી ૨૦–૨૧ | " ૫–૬૯ |
| કડવું ૧૦–કડી ૨–૩ | " ૫–૧૨૧ |
| " –કડી ૧૨ | " ૫–૧૨૧, ૧૨૬, ૧૩૩ |
| " –કડી ૧૬ | " ૫–૮૮ |
| " ૧૧–કડી ૩ | " ૭–૧૩ |
| " –કડી ૧૩ | " ૯–૧૩ |
| " –કડી ૧૯ | " ૮–૧૦૪ |
| " –કડી ૨૫ | " ૯–૩૩ |
| " –કડી ૨૭ | " ૯–૪૪ |
| " –કડી ૨૮–૨૯ | " ૯–૪૫ |

| | | | |
|---|---|---|---|
| ,, | –કડી ૩૪–૩૫ | ,, | ૯–૩૫ |
| ,, | –કડી ૩૬ | ,, | ૯–૪૯ |
| ,, | –કડી ૪૦ | ,, | ૯–૫૬,૩૦ |
| ,, | –કડી ૮૮ | ,, | ૧૭–૧૬૩ |
| ,, | –કડી ૯૨ | ,, | ૧૭–૧૬૭ |
| ,, | –કડી ૯૪ | ,, | ૧૭–૧૮૨ |

એણે 'નળાખ્યાન'ના આરંભમા 'નૈષધ ચંપૂ માહાભારતમા કવિ કીરતિ અતિ લીધી' એમ "ચપૂ=નલચંપૂ" ત્રિવિક્રમ ભટ્ટનુ પણ એણે વાચ્યું હતુ. અને 'કાદબરી'ના વાચનમાથી જેમ 'નળાખ્યાન'મા કોઈ કોઈ વિચાર લીધા છે તેમ 'નળચંપૂ'માથી પણ લીધા છે. 'કાદંબરી'માં અચ્છોદ સરોવરના વર્ણનમાં 'स्वच्छतया मुनिमनोमिरिव' (પૃ. ૧૨૨–છેલ્લી લીટી) જેવો વિચાર જેમ કડવા ૫મા નળ 'નિર્મળ સાધુ તણા મન શરીખૂ' સરોવરજલ જોઈ હરખ્યો છે, તેમ યુધિષ્ઠિરને હંસપિચ્છતળાઈ પણ કઠણ લાગતી બતાવી છે (નળા. કડવું ૩–૫) આ હંસપિચ્છતળાઈનો ખ્યાલ ભાલણે 'નલચપૂ'માથી લીધો છે–જ્યા દમયંતીને એવી તળાઈ પણ કર્કશ લાગતી કહી છે, જેમકે 'न च क्वचिदुच्चहंसतूलिकातल्पेऽपि कोमलकपोलावष्टम्भभाजि निद्रासुखमनुभवति (પૃ ૧૩૨)–કૂણા ગાલને ટેકો આપનારી હંસપિચ્છતળાઈ ઉપર પણ એ નિદ્રાસુખ અનુભવતી નથી' ભાલણને આ 'હંસપિચ્છતળાઈ'ની જે લગની છે તેને લઈ 'કાદંબરી'માં જ્યા 'तुहिनगिरिशिलातलसदृशशयनेन (પૃ. ૧૭)–હિમગિરિના શિલાની સપાટી જેવી શય્યા ઉપર' છે ત્યા ભાલણ 'જેજિ સૂતાં કઠિણ લાગતી, હંસપિછ તળાઈ' એમ કહે છે.

એક બીજા પ્રસંગમા–જ્યારે (કડવું ૧૦–૨) નળની પાસે ઇદ્રાદિ દેવો દૂતપણું માગવા આવે છે ત્યારે—

"લાજિ શીસ નીચા નમે, યાચવૂ અતિ હલુઆપણૂ,
શ્રૂ કરિ જુ મન વશિ નહીં ? તેજ હારવૂ તે તણૂ ર"

એને માટે ‘ નલચંપૂ ’માં—

किंतु लघयति पुरुषं स्वमुखेनार्थिभावो (પૃ. ૧૪૮) જે દમયંતી પાસે યાચના કરવાના નિમિત્તમાં નળને મળતી વેળા સૂચવાય છે એટલો તફાવત છે.

આવું કોઈકોઈ જ સામ્ય મળે છે; બાકી ભાલણે ‘ નલચંપૂ ’ના કથાક્રમને તો સ્પર્શ જ કર્યો નથી; ‘ નૈષધીયચરિત ’ના તો પ્રસંગોપાત્ત શ્લોકો અનૂદિત કરી લીધા છે, જે ક્રમ સ્વીકાર્યો છે તે તો મહાભારત–આરણ્યક પર્વમાંના ‘ નલોપાખ્યાન ’નો જ છે, અને સામાન્ય રીતે ‘ નૈષધીયચરિત ’ના શ્લોકોના લીધેલા અનુવાદ સિવાયમાં એકંદરે મહાભારતને વળગી રહે છે. આમ છતાં કયાંક મહાભારતમાં નથી તેવી વાતો પણ ભાલણે આપી છે. એવાં સ્થાન અતિસંક્ષેપમાં અહીં જોઈ જવાં ઠીક પડશે.

કડવું ૨ : ૧૩ મી કડીમાં :

> " ત્યાહાર પછી તૂ નિ તા અર્જુન સાહાય્ય શ્રીયગદીશ,
> એક થઈ દુર્યોધન ઊપર ઊતારજ્યો સવિ રીસ ૧૩"

કડવું ૩ · કડી ૯ થી ૧૩ વચ્ચે બૃહદશ્વ દુખિયા ગણાવે છે તે ભાલણનું ઉમેરણ છે.

કડવું ૪ : અસંખ્ય જિહ્વા હોય તો જ નળના ગુણ કહી શકાય એવું વિધાન. (૧૩ મી કડી)

કડવું ૫ : ભાલણ ઉમેરે છે કે (કડી ૭–૧૩) અગ્નિશર્મા નામનો બ્રાહ્મણ આવી દમયંતીને નળ વિશે અને નળ પાસે જઈ દમયંતી વિશે અનુરાગ ઉત્પન્ન કરાવે છે. બાકી સં. મહા૦ માં તો એકબીજાને ઊડતી વાતો મળ્યાનું જ મળે છે. ૧૪ મી કડી નળ ‘ આનંદ ભારિ અતિ હરખી ’ ઉપવનમા આવે છે ત્યારે મહા૦માં વિરહથી આવ્યો છે.

કડવું ૬ : મહા૦ માં આકાશવાણી થયાનું મળે છે ત્યારે અહીં તો હંસ 'મનુષ્યવાચાયિ' બોલ્યો છે. નળના હાથમાં પકડાતાં હંસની ચિંતા (૧૩-૧૮) ભાલણની આગવી; એ જ રીતે હંસ 'પ્રાણદાન તિ મુઝતિ દીધૂં તે ઓશીકલ થાંઉ' (કડી ૧૯) એમ કહે છે એ પણ.

કડવું ૭ : પ્રસંગની રજૂઆત કરવાની રીત ભાલણની સ્વતંત્ર. એવું જ દમયંતી હંસ ઉપર ઓઢણી નાખે છે એ પણ.

કડવું ૮ : કડી ૧-૭ નું નિરૂપણ સ્વતંત્ર પદ્ધતિનું. બાકીના વિરહ-વર્ણનમાં પણ 'નૈષધીયચરિત' ઉપરાંતનું સ્વતંત્ર.

કડવું ૯ : નારદ અને પર્વત ઇંદ્રસદનમાં ગયા પછી કડી ૧૦-૧૫ ની વાતચીત ભાલણની પ્રાસંગિક નવી કૃતિ. છેલ્લી કડીમાં 'અર્થી ન જુઇ દોખ' એ વિધાન સ્વતંત્ર.

કડવું ૧૦ : 'લાજિ શીસ નીચાં નમે. યાચવૂં અતિ હલુઆપણૂં. શૂં કરિ જુ મન વશિ નહીં, તે જ ઢાંકયૂં તે તણૂં.' વગેરે એ ૩ કડી-આમ પ્રસંગાનુકૂલ ભાલણનું ઉમેરણ. 'કુણે તે દીઠુ નહીં' (કડી ૨૫), જ્યારે મહા૦ માં દાસીઓએ જોયાનું મળે છે.

કડવું ૧૧ : કડી ૧-૫ માંનું ટીખળ વગેરે સ્વતંત્ર. કડી ૬-૧૪ નો વર્ણનાપ્રકાર સ્વતંત્ર. કડી ૬૩ માં 'દેવ, તહ્યો પિતાનિ ઠારિ; પુત્રી સાથે શુ વ્યભિચાર!' એ કથન-પ્રકાર ભાલણનો જ. કડી ૭૮ માં સંતતિપ્રાપ્તિનું સૂચન ભાલણનું જ. કડી ૮૭-૯૪ માંનું નળની ધર્મી પ્રજાનું વર્ણન ભાલણનું સ્વતંત્ર.

કડવું ૨૨ : આરંભમા આવતું વણજારાઓની પીડાનું વર્ણન ભાલણનું સ્વતંત્ર (કડી ૧-૪). તેમ 'આગલિ જાતાં બ્રાહ્મણ કેરુ મ્યલિયુ સંગ જી' (કડી ૫) વગેરે સ્વતંત્ર.

કડવું ૨૩ : મહા૦ મા કર્કોટકને શાપ દેનાર મહર્ષિ કહ્યો છે, ત્યારે ભાલણ 'તાપસ' કહે છે. કડી ૨૮ મીમા 'દશ સહસ્ર વેતન પરઠિયૂં' એ વિધાન સ્વતંત્ર; મહા૦ મા તો 'સો'નો પગાર મળે છે.

કડવું ૨૪ : કડી ૫ મીમાં બીજા બ્રાહ્મણો તો પાછા આવ્યા ને સૂધ ન મળ્યાનું કહ્યુ એ વિગત મહા૦ માં નથી. બેશક, અ. ૬૫ ના પ્રક્ષેપ નં. ૩૦૫ મા છે.

કડવું ૨૬ : સુદેવ વધામણી લઇને આવ્યા પછી માતા સમક્ષ દમયંતી પોતાની આપવીતી કહે છે તે ભાલણનું અહીં સ્વતંત્ર ઉમેરણ.

કડવું ૨૭ : કડી ૨૩–૨૬ વચ્ચેનું માતા પ્રતિ દમયંતીનું પિતાને જાણ ન થાય તેવી રીતનું નળને સુદેવ દ્વારા તેડાવ-વાનું કથન ભાલણનુ સ્વતંત્ર.

કડવું ૩૦ : દમયંતીને પામ્યા પછી કુંડિનપુરમા એક વર્ષ રહ્યાનું (કડી ૨૬ માં) ભાલણ કહે છે તે મહા૦ મા નથી.

ઉપરના પ્રસગોમા ભાલણે છૂટ લીધી છે; આ કવિસંપ્રદાયને અનુસરી સ્વતંત્ર નિરૂપણ કર્યું છે. ભાલણ 'સપ્તશતી'માં સાદો અનુવાદક છે–એને સ્થાને ''નળાખ્યાન'માં એ સાચો આખ્યાનકાર બનવા પ્રયત્ન કરે છે, વિભિન્ન ગેય દેશીઓથી એ આખ્યાનનો જમાવ કરે છે.

**દશમ સ્કંધ :** 'દશમ સ્કધ' એ ભાલણનો આખ્યાન–કોટિમાં આવી શકે તેવો એક મોટો પ્રયત્ન છે. ભીમે 'હરિલીલાષોડશકલા' માં આખું ભાગવત ઉતાર્યું છે, જ્યારે કેશવદાસ હૃદેરામે 'કૃષ્ણ ક્રીડાકાવ્ય'મા 'દશમ સ્કંધ'ની કથા સ્વતત્ર રીતે વિસ્તારી છે આ બ ને કવિઓના વચગાળામા ભાલણનો 'દશમ સ્કંધ' ઉપરનો પ્રયત્ન છે. 'દશમ સ્કધ'માના એના 'પદકાર ભાલણ'વાળા પ્રકરણમાં જે પદો તારવી લેવામા આવ્યા છે તેને અલગ રાખવામાં આવે

કડવું ૬　મહા૦ મા આકાશવાણી થયાનું મળે છે ત્યારે અહીં તો હંસ 'મનુષ્યવાચાયિ' બોલ્યો છે નળના હાથમા પકડાતા હંસની ચિંતા (૧૩-૧૮) ભાલણની આગવી, એ જ રીતે હંસ 'પ્રાણદાન તિ મુઝતિ દીધૂ તે ઓશીકલ થાઊ' (કડી ૧૯) એમ કહે છે એ પણ.

કડવું ૭ · પ્રસંગની રજૂઆત કરવાની રીત ભાલણની સ્વતંત્ર. એવુ જ દમયંતી હંસ ઉપર ઓઢણી નાખે છે એ પણ

કડવું ૮ : કડી ૧-૭ નુ નિરૂપણ સ્વતંત્ર પદ્ધતિનુ. બાકીના વિરહ-વર્ણનમા પણ 'નૈષધીયચરિત' ઉપરાતનું સ્વતંત્ર.

કડવું ૯ : નારદ અને પર્વત ઇદ્રસદનમાં ગયા પછી કડી ૧૦-૧૫ ની વાતચીત ભાલણની પ્રાસંગિક નવી કૃતિ. છેલ્લી કડીમા 'અર્થી ન જુઇ દોખ' એ વિધાન સ્વતંત્ર.

કડવું ૧૦ · 'લાજિ શીસ નીચા નમે. યાચવૂં અતિ હલુઆપણૂં. શૂ કરિ જુ મન વશિ નહીં, તે જ ઢાકયૂં તે તણૂં. વગેરે એ ૩ કડી-આમ પ્રસંગાનુકૂલ ભાલણનું ઉમેરણ 'કુણે તે દીઠુ નહીં' (કડી ૨૫), જ્યારે મહા૦ મા દાસીઓએ જોયાનું મળે છે.

કડવું ૧૧ · કડી ૧-૫ માનું ટીખળ વગેરે સ્વતંત્ર કડી ૬-૧૪ નો વર્ણનાપ્રકાર સ્વતંત્ર. કડી ૬૩ મા 'દેવ, તહ્મી પિતાનિ ઠારિ; પુત્રી સાથે શુ વ્યભિચાર!' એ કથન પ્રકાર ભાલણનો જ. કડી ૭૮ માં સંતતિપ્રાપ્તિનું સૂચન ભાલણનું જ. કડી ૮૭-૯૪ માનુ નળની ધર્મી પ્રજાનું વર્ણન ભાલણનું સ્વતંત્ર

કડવું ૨૨ · આરંભમા આવતું વણજારાઓની પીડાનું વર્ણન ભાલણનું સ્વતંત્ર (કડી ૧-૪). તેમ 'આગલિ જાતા બ્રાહ્મણ કેરુ મ્યલિયુ સંગ જી' (કડી ૫) વગેરે સ્વતંત્ર

ભાલણ છપાયેલા ૭ મા કડવામાં મૂળને અનુસરી વિષ્ણુએ યોગમાયાને આદેશ કરી સાતમો ગર્ભ દેવકીના ઉદરમાં ખેંચી નંદરાયને ત્યાં રહેલી રોહિણીના ઉદરમાં મુકાવડાવે છે. ભાલણ આ પ્રસંગ પોતાની બાનીમાં જરા વધુ રસિક રીતે મૂકે છે. ૮ મું કડવું ગર્ભમાં શ્રીકૃષ્ણનું પધારવું નિરૂપે છે. અહીં મૂળનો ભાવ ભાલણ સંક્ષેપમાં કેમ સમાવે છે એ જોઈએ :

ततो जगन्मङ्गलमच्युतांशं
समाहितं शूरसुतेन देवी ।
दधार सर्वात्मकमात्मभूतं
काष्ठा यथानन्दकरं मनस्तः ॥१८॥

" આદ્ય વિષ્ણુ દેહ ધર્યો
વસુદેવના ઘરમાંય હો;
દેવકીના ઉદરમાંહે,
આવિયા વૈકુંઠરાય હો. ૨

જાણીએ પૂર્વ દિશાથી,
ઉદે આદિત્ય પામિયો;
તિમ દેવકીના વદન ઉપર,
તેજનો ઝલકો થયો. ૩ "

પૂર્વ દિશા સૂર્યને ધારે તેમ દેવકીએ સર્વાત્મકભૂત ભગવાનને ગર્ભમાં ધારણ કર્યા. આ પ્રસંગને વધુ ઉજ્જ્વલ કરી ' દેવકીના વદન ઉપર તેજનો ઝલકો થયો ' શબ્દોમાં ભાલણ નિરૂપે છે.

આવા કવચિત્ અનુસરણ સિવાય ભાલણ સ્વતંત્ર શબ્દોમાં મૂળને અનુકૂળ કથાભાગ જ આપ્યે જાય છે. બીજા અધ્યાયનો સમૃદ્ધ બ્રહ્માદિસ્તુતિભાગ જતો કરી કડવા ૧૦ મામાં ભાલણ અવતારની માત્ર ટૂંકમાં મહત્તા જ બતાવે છે. કડવા ૯ મામાંની કંસના દુષ્ટ ભાવના ત્યાગની અને પછી મનમાંની બીકને લઈને મનમાં એવી ગોઠવણી કે કારાગારના સેવકોને હુકમ આપેલો હોઈ દેવકીને પુત્ર-પ્રસવ થતાં એ લોકો આવી ખબર આપશે ને પોતે પછી એ પુત્રને પણ પૂરો કરી નાખશે વગેરે—ભાલણ સ્વતંત્ર રીતે જ નિરૂપતો લાગે છે.

આગળ ચાલતાં પણ ભાલણ ' દશમ સ્કંધ 'ના સમૃદ્ધ પ્રસંગોને

તો બાકીનાં ૫૬ મોટા ભાગનાં કડવાંના રૂપમાં છે અને સંક્ષેપમાં 'દશમ સ્કંધ'ની કથા સાદા આખ્યાનના રૂપમાં રજૂ થાય છે, જેમાં ભાલણ કોઈ વિશેષ ચમત્કૃતિ આપતો નથી. નમૂના તરીકે આપણે અહીં પ્રથમનાં કેટલાક કડવાં તપાસી જઇયે.

અધ્યાય ૧ : એમાં શ્રીકૃષ્ણચરિત્રકથનનો આરંભ, દેવકી–વસુદેવનો વિવાહ, દેવકીને હણવાને માટે તૈયાર થયેલા કંસને વસુદેવ સામથી સમઝાવે છે અને દેવકીને બચાવી લે છે, કંસ દેવકી અને વસુદેવને કારાગારમાં નાખે છે, અને દેવકીના છ પુત્રોને કંસ મારી નાખે છે.

ભાલણે કડવા ૧ લામાં પોતા તરફની ઇષ્ટસ્તુતિ ઉમેરી પછી પરીક્ષિતના પ્રશ્ને શુકદેવ શ્રીકૃષ્ણચરિત્રકથનનો આરંભ કરે છે, જેમાં વસુધાના ભાર વિશેનું ભાગવતાનુકૂલ વર્ણન કડવા ૨ જામાં ( છપાયેલામાં આ રહી ગયું છે–હાથપ્રતોમાં છે ) આપી, ( છાપેલાના ) ૨ જા કડવામાં દેવકી–વસુદેવનો વિવાહ અને વિદાય વખતે કંસ આકાશવાણી સાંભળી દેવકીને મારવા તૈયાર થાય છે એ આપે છે; છાપેલા ૩ જા કડવામાં કંસને વસુદેવ સમક્ષ સમઝાવ્યાનું આપે છે. ૪ થા કડવામાં વસુદેવ–દેવકી ઘેર આવ્યાં ને પહેલા કીર્તિમાન પુત્રનો જન્મ થયો છે અને વસુદેવ એ પુત્ર કંસ પાસે લઈ આવે છે : એને પાછો મોકલ્યા પછી નારદનું આવવું ને એની ભંભેરણી પછી કંસનું વસુદેવને ફરી તેડાવવાનું નિરૂપે છે. ૫ મા કડવામાં કીર્તિમાનને ઠાર મારી વસુદેવ–દેવકીને કારાગારમાં નાખે છે. ૬ ઠ્ઠા કડવામાં કંસ અસુરોને તેડાવીને યાદવોને હેરાનપરેશાન કરવાનું સૂચવી દેવકીના બીજા પાંચ પુત્રોને ઠાર મારે છે; અહીં હવે દેવકીને સાતમો ગર્ભ રહે છે.

અધ્યાય ૨ : આમાં બલરામનો જન્મ, દેવકીના ગર્ભમાં રહેલા શ્રીકૃષ્ણની બ્રહ્માદિ દેવોએ કરેલી સ્તુતિ, ને એમના તરફથી દેવકીને આશ્વાસન.

ભાલણ છપાયેલા ૭ મા કડવામાં મૂળને અનુસરી વિષ્ણુએ યોગમાયાને આદેશ કરી સાતમો ગર્ભ દેવકીના ઉદરમાં ખેંચી નંદરાયને ત્યાં રહેલી રોહિણીના ઉદરમાં મુકાવડાવે છે. ભાલણ આ પ્રસંગ પોતાની બાનીમા જરા વધુ રસિક રીતે મૂકે છે. ૮ મું કડવું ગર્ભમાં શ્રીકૃષ્ણનું પધારવું નિરૂપે છે. અહીં મૂળનો ભાવ ભાલણ સંક્ષેપમાં કેમ સમાવે છે એ જોઈયે :

| | |
|---|---|
| ततो जगन्मङ्गलमच्युतांशं<br>समाहितं शूरसुतेन देवी ।<br>दधार सर्वात्मकमात्मभूतं<br>काष्ठा यथानन्दकरं मनस्तः ॥१८॥ | " આદ્ય વિષ્ણુ દેહ ધર્યો<br>વસુદેવના ઘરમાંય હો;<br>દેવકીના ઉદરમાંહે,<br>આવિયા વૈકુંઠરાય હો. ૨<br><br>જાણીએ પૂર્વ દિશથી,<br>ઉદે આદિત્ય પામિયો;<br>તિમ દેવકીના વદન ઉપર,<br>તેજનો જલકો થયો ૩ " |

પૂર્વ દિશા સૂર્યને ધારે તેમ દેવકીએ સર્વાત્મકભૂત ભગવાનને ગર્ભમા ધારણ કર્યા. આ પ્રસંગને વધુ ઉજ્જવલ કરી 'દેવકીના વદન ઉપર તેજનો જલકો થયો' શબ્દોમા ભાલણ નિરૂપે છે

આવા કવચિત્ અનુસરણ સિવાય ભાલણ સ્વતંત્ર શબ્દોમાં મૂળને અનુકૂળ કથાભાગ જ આપ્યે જાય છે. બીજા અધ્યાયનો સમૃદ્ધ બ્રહ્માદિસ્તુતિભાગ જતો કરી કડવા ૧૦ મામાં ભાલણ અવતારની માત્ર ટૂંકમાં મહત્તા જ બતાવે છે. કડવા ૯ મામાંની કંસના દુષ્ટ ભાવના ત્યાગની અને પછી મનમાંની બીકને લઈને મનમા એવી ગોઠવણી કે કારાગારના સેવકોને હુકમ આપેલો હોઈ દેવકીને પુત્ર પ્રસવ થતાં એ લોકો આવી ખબર આપશે ને પોતે પછી એ પુત્રને પણ પૂરો કરી નાખશે વગેરે–ભાલણ સ્વતંત્ર રીતે જ નિરૂપતો લાગે છે.

આગળ ચાલતાં પણ ભાલણ 'દશમ સ્કંધ'ના સમૃદ્ધ પ્રસંગોને

તો બાકીનાં પદ મોટા ભાગનાં કડવાંના રૂપમાં છે અને સંક્ષેપમ 'દશમ સ્કંધ'ની કથા સાદા આખ્યાનના રૂપમાં રજૂ થાય છે જેમાં ભાલણ કોઈ વિશેષ ચમત્કૃતિ આપતો નથી. નમૂના તરી આપણે અહીં પ્રથમનાં કેટલાંક કડવાં તપાસી જઇયે.

અધ્યાય ૧ : એમાં શ્રીકૃષ્ણચરિત્રકથનનો આરંભ, દેવકી વસુદેવનો વિવાહ, દેવકીને હણવાને માટે તૈયાર થયેલા કં વસુદેવ સામથી સમઝાવે છે અને દેવકીને બચાવી લે છે, દેવકી અને વસુદેવને કારાગારમાં નાખે છે, અને દેવકીના છ પુ કંસ મારી નાખે છે.

ભાલણે કડવા ૧ લામાં પોતા તરફની ઇષ્ટસ્તુતિ ઉમેરી પછી ક્ષિતના પ્રશ્ને શુકદેવ શ્રીકૃષ્ણચરિત્રકથનનો આરંભ કરે છે, જેમાં ધાના ભાર વિશેનું ભાગવતાનુકૂલ વર્ણન કડવા ૨ જામાં ( છપાયે આ રહી ગયું છે–હાથપ્રતોમાં છે ) આપી, ( છાપેલાના ) ૨ જા ક દેવકી–વસુદેવનો વિવાહ અને વિદાય વખતે કંસ આકા સાંભળી દેવકીને મારવા તૈયાર થાય છે એ આપે છે; છાપેલા કડવામાં કંસને વસુદેવ સમક્ષ સમઝાવ્યાનું આપે છે. ૪ વસુદેવ–દેવકી ઘેર આવ્યાં ને પહેલા કીર્તિમાન પુત્રનો છે અને વસુદેવ એ પુત્ર કંસ પાસે લઈ આવે છે : મોકલ્યા પછી નારદનું આવવું ને એની ભંભેરણી વસુદેવને ફરી તેડાવવાનું નિરૂપે છે. ૫ મા કડવામા ઠાર મારી વસુદેવ–દેવકીને કારાગારમાં નાખે છે. ૬ ઠ્ઠા અસુરોને તેડાવીને યાદવોને હેરાનપરેશાન કરવાનું બીજા પાંચ પુત્રોને ઠાર મારે છે; અહીં હવે દેવ ગર્ભ રહે છે.

અધ્યાય ૨ : આમાં બલરામનો જન્મ, દેવકીના શ્રીકૃષ્ણની બ્રહ્માદિ દેવોએ કરેલી સ્તુતિ, ને એમ દેવકીને આશ્વાસન.

પતાવી નાખે છે. એ પછીના શરદ ઋતુના વર્ણનની પણ એ દશા છે. અહીં ૨૧મા અધ્યાયનો 'વેણુગીત'નો મધુર પ્રસંગ ભાલણની કલમમાંથી ૧૧૦ મા કડવામાં અત્યંત સંક્ષેપમાં—કશા ગૌરવ વિના—રજૂ થાય છે. ભાલણ આમ સાદી કથા સિવાય કશું આપવા માગતો નથી અને તેથી અ૦ ૨૯–૩૩ માં રજૂ થતો 'રાસપંચાંધ્યાયી'નો પ્રસંગ ભાલણને હાથે તદ્દન અસ્પષ્ટ જ રહે છે. ૧૫૬ મા કડવામાં ૨૦ કડીઓમાં માત્ર સંક્ષેપ કરી લીધો છે. અને તેથી જ ૧૫૭–૧૬૫ માં લક્ષ્મીદાસના 'ભાગવત–દશમ સ્કંધ'માંથી ૯ કડવાં પાછળથી કોઈએ ઉમેરી આપ્યાં છે.

'દશમ સ્કંધ'માં ઉમેરાયેલાં સ્વતંત્ર પદોને તારવતાં આમ ભાલણનું કોઈ વ્યક્તિત્વ આપણને 'દશમ સ્કંધ'માં જોવા મળતું નથી. બેશક, 'દશમ સ્કંધ'માં 'રુક્મિણીવિવાહ' અને 'સત્યભામા–વિવાહ'નાં સ્વતંત્ર જે આખ્યાનો અનુક્રમે પદ ૩૨૬–૩૪૧ અને પદ ૩૪૭–૩૬૬ માં ઉમેરી લેવામાં આવ્યાં છે તે ભાલણની આખ્યાનકળાનાં પ્રતીક–સમાં છે. આ બંને પ્રસંગચિત્રણોના આદિ-અંત જોતાં ભાલણની આ સ્વતંત્ર કૃતિઓ છે અને સળંગ 'દશમ સ્કંધ' સંક્ષેપમાં આપતી વેળા પોતે જ સાંકળી લીધી છે: જુઓ 'રુ. વિ.'ના આરંભ–અંત:

આરંભ : "શ્રીગુરુપદપંકજને પ્રણમું, આદિ પુરુષને ધાઉં;
લીલા લક્ષ્મીનારાયણની, ગુર્જર ભાષાએ ગાઉં. ૧
ભક્તિભાવે શ્રીભાગવતની કથા, સકોમળ કહિયે;
દશમસ્કંધે કરી જે ક્રીડા તે ચિંતવતાં દુખ દહિયે." ૨

અંત : "કૃષ્ણવિવાહ કહી કથા, આણી આનંદ મન;
પ્રેમભર જે સાંભળશે, તે હશે હરિનો જન. ૬
ભોળે ભાવે ભાખિયે, કૃષ્ણલીલાગાન;
ભાલણપ્રભુ–રઘુનાથભાવે, આણી અંતર ધ્યાન. ૭
કહી કથા ભાગવતની, કાંઈ અન્ય પુરાણ;
ભણે ભાલણ ભક્તિભાવે, સ્તવ્યા શારંગપાણ." ૮

પણ ટૂંકમાં આછી રીતે જ આપી રહે છે. નંદરાયને ત્યાંના કૃષ્ણ-મહોત્સવનાં સૂર તેમજ ભાલણનાં પદ ત્યાંથી ઉપાડી લેવામાં આવતાં પછી માત્ર ટૂંકમાં સાદું કથાનક જ કડવા ૨૨ માં જોવા મળે છે. એ જ પ્રમાણે આગળ જતાં જુદા જુદા અસુરોને મારવાના પ્રસંગ પણ. કવચિત્ મૂળના શ્લોકોનો ભાવ લેવા ચાહે છે, જેમકે ગોકુળ માંથી ઉપદ્રવોને લઈ અન્યત્ર જવાને પ્રસંગે ૧૧ મા અધ્યાયમાં—

> तत्रोपनन्दनामाह गोपो ज्ञानवयोधिकः ।
> देशकालार्थतत्त्वज्ञः प्रियकृद्रामकृष्णयोः ॥ २२ ॥
> उत्थातव्यमितोऽस्माभिर्गोकुलस्य हितैषिभिः ।
> आयान्त्यत्र महोत्पाता बालानां नाशहेतवः ॥ २३ ॥

આને ભાલણ આ રીતે લે છે ( કડવા ૭૯ માં ) :

> "ઉપનંદ નામે ગોપ, તે ત્યાં કહે છે સહી;
> અહીંથી હું કહું વૃન્દાવન જ્યા જઈયે સહી. ૩" વગેરે.

જે ગાંભીર્ય મૂળમાં છે તેને ભાલણ આદરતો નથી.

આગળ ચાલતાં નાગદમન જેવો પ્રસંગ પણ ભાલણ પોતાની રીતે ટૂંકા નિરૂપણથી સાધે છે. ૧૮ મા અધ્યાયનું મૂળ ભાગવત-નું ગ્રીષ્મનું મનોરમ વર્ણન તો ૮૮ મા કડવામાં—

> "ગ્રીષ્મકાલને વિષે વહે છે, પર્વતનાં ત્યાં ઝરણજી;
> અનેક વન ત્યાં શીતળ છે, ત્યાં રમે અશરણશરણજી. ૨"

આમ પતાવી નાખે છે. ૧૯ મા અધ્યાયની 'મુંજાટવી'ની કથા ને દાવાગ્નિનું પાન કડવા ૮૯ માં ભાલણ આપે છે, પણ ૯૦–૯૧ માં કડવાંમાં યમુનાને કાંઠે આવેલા અને કાલિયના ઝેરથી ન બળેલા–ન સુકાયેલા કદંબવૃક્ષને લગતો ગરુડનો પ્રસંગ ભાલણે બહારથી ઉમેરેલો છે.

મૂળનું અધ્યાય ૨૦ માનું 'વર્ષાઋતુ'નું સુંદર વર્ણન પણ ભાલણ ૧૦૫ મા કડવામાં સંક્ષેપમાં–૪, ૫, ૬ એ ત્રણ જ કડીમાં

પતાવી નાખે છે. એ પછીના શરદ ઋતુના વર્ણનની પણ એ દશા છે. અહીં ૨૧મા અધ્યાયનો 'વેણુગીત'નો મધુર પ્રસંગ ભાલણની કલમમાંથી ૧૧૦ મા કડવામાં અત્યંત સક્ષેપમાં—કશા ગૌરવ વિના—રજૂ થાય છે. ભાલણ આમ સાદી કથા સિવાય કશું આપવા માગતો નથી અને તેથી અ૦ ૨૯–૩૩ માં રજૂ થતો 'રાસપંચાધ્યાયી'નો પ્રસંગ ભાલણને હાથે તદ્દન અસ્પષ્ટ જ રહે છે. ૧૫૬ મા કડવામાં ૨૦ કડીઓમાં માત્ર સંક્ષેપ કરી લીધો છે. અને તેથી જ ૧૫૭–૧૬૫ માં લક્ષ્મીદાસના 'ભાગવત–દશમ સ્કંધ'માંથી ૯ કડવાં પાછળથી કોઈએ ઉમેરી આપ્યાં છે.

'દશમ સ્કંધ'માં ઉમેરાયેલાં સ્વતંત્ર પદોને તારવતાં આમ ભાલણનું કોઈ વ્યક્તિત્વ આપણને 'દશમ સ્કંધ'મા જોવા મળતું નથી. બેશક, 'દશમ સ્કંધ'માં 'રુક્મિણીવિવાહ' અને 'સત્યભામા–વિવાહ'ના સ્વતંત્ર જે આખ્યાનો અનુક્રમે પદ ૩૨૬–૩૪૧ અને પદ ૩૪૭–૩૬૬ મા ઉમેરી લેવામાં આવ્યાં છે તે ભાલણની આખ્યાનકળાના પ્રતીક–સમાં છે. આ બને પ્રસંગચિત્રણોના આદિ-અંત જોતાં ભાલણની આ સ્વતંત્ર કૃતિઓ છે અને સળગ 'દશમ સ્કંધ' સક્ષેપમા આપતી વેળા પોતે જ સાંકળી લીધી છે : જુઓ 'રુ. વિ.'ના આરંભ–અંત :

આરંભ : "શ્રીગુરપદપકજને પ્રણમુ, આદિ પુરુષને ધાઉં;
લીલા લક્ષ્મીનારાયણની, ગુર્જર ભાષાએ ગાઉં ૧
ભક્તિભાવે શ્રીભાગવતની કથા, સકોમળ કહિયે;
દશમસ્કધે કરી જે ક્રીડા તે ચિંતવતા દુખ દહિયે " ૨

અંત : "કૃષ્ણવિવાહ કહી કથા, આણી આનદ મન;
પ્રેમભર જે સાભળશે, તે હરો હરિનો જન. ૬
ભોળે ભાવે ભાખિયે, કૃષ્ણલીલાગાન,
ભાલણપ્રભુ–રઘુનાથભાવે, આણી અતર ધ્યાન ૭
કહી કથા ભાગવતની, કાંઈ અન્ય પુરાણ,
ભણે ભાલણ .ભક્તિભાવે, સ્તવ્યા શારગપાણ " ૮

આ પછી પદ ૩૪૨–૪૬ માં પ્રદ્યુમ્નના શંબરથી થયેલા હરણનું કથાનક મૂળને અનુસરતું આપ્યા પછી 'સત્યભામા વિવાહ' પદ ૩૪૭ મે શરૂ થાય છે; જેમકે

આરંભ : "શ્રીગુરુપદપંકજને પ્રણમુ, પરમપુરુષને ધાઉં;
મતિમાને ગુર્જર ભાષાએ, ગોવિંદના ગુણ ગાઉં ૧

× × ×

ગુરુ બ્રાહ્મણ પૂજન નવ પામ્યા, કૌતિક કુલ આચાર;
રુકિમણીને વિવાહે, સંતોષાણો નહી પરિવાર. ૯
તે માટે વિવાહ વિસ્તારે, સતભામાનો ભાખું;
સાથેથી સંક્ષેપ માત્રમાં, જાંબુવતીનો દાખું. ૧૦"

અંત : "ભાગવત દશમ સ્કંધે કથા, અન્ય પુરાણ તણી સર્વથા;
જેવો બુદ્ધિ પ્રમાણે લહ્યો, વિવાહ એ વિસ્તારે કહ્યો. ૧૨
જે સાભળે નર ને નાર, ગર્ભવાસ નાવે નિરધાર;
પોહોંચે મન તણી તો આશ, અંતે પામે વૈકુંઠવાસ ૧૩
કવિતબુદ્ધિ અહિં જોવી નહી, કૃષ્ણકથા સાંભળવી સહી;
જેને નામે પાતક બળે, તે કો પ્રેમે નવ સાંભળે. ૧૪
બ્રહ્માદિક ન લહે ગુણપાર, અહનિંશ ધાયે શ્રીત્રિપુરાર;
પ્રાકૃતને પ્રીછવા કરી, ગુર્જર ભાષાએ વિસ્તરી. ૧૫"
વગેરે (પદ ૩૬૬ મું)

અને કવિ પછીના પ્રસંગ પાછો સંક્ષેપમાં નિરૂપ્યે જાય છે. 'દશમ સ્કંધ'ના છેલ્લા ૪૯૭ મા પદમાં પણ આપણને ફલશ્રુતિ મળે છે,/જ્યારે એ પોતાની દીનતા બતાવી રહે છે :

"હવે કિંચિત્ બુદ્ધિ જોવી નહી, મારી મતિ છે મંદ,
સમુદ્રમાંહે ચંચ ભરી તે, થાનાને પાવન. ૪
વાંકોચૂંકો ગોધૂમનો, રોટલો તેહ તો કહેવાય;
જ્યાંથી ભક્ષ તો કીજિયે, ત્યાંથી અમૃત થાય ૫" વગેરે.

આમ ગુણદર્શને 'દશમ સ્કંધ' પણ કોઈ ખાસ વિશિષ્ટતા આપી શકતો નથી.

**કાદંબરી :** બાણની સં. 'કાદંબરી' કથા સંસ્કૃત સાહિત્યમાંની એક અણમોલ કૃતિ છે. આ પ્રકારનું ભવ્ય છતાં સુગમ ગદ્ય સંસ્કૃત સાહિત્યનો એક અસામાન્ય અલંકાર બની રહ્યું છે. સં.માં બીજી પણ ગદ્યકથાઓ છે, ચંપૂઓ છે, નાટકો પણ છે, પણ બાણની આ કૃતિને પહોંચે એવાં નથી. 'હર્ષચરિત' આખ્યાયિકા પણ બાણની કૃતિ છે, તે પણ 'કાદંબરી' પાસે ગૌણતા ધારણ કરી લે છે એટલી ભવ્યતા 'કાદંબરી'ને મળી છે. આવી કૃતિનો ઇતર ભાષામાં અનુવાદ કરવો એ સામાન્ય કાર્ય નથી, અને એમાં પણ કાનને રમ્ય લાગે તેવી ગેય દેશીઓમાં એને પ્રવાહિત સ્વરૂપમાં મૂકવો એ તો ન ભૂતો–ન ભવિષ્યતિ પ્રકારનો પ્રયત્ન છે. બાણે 'કાદંબરી'નો 'પૂર્વભાગ' લખ્યો ને એ અપૂર્ણ રહી; એના પુત્રે 'ઉત્તરભાગ' લખી એ કથાને પૂર્ણ કરી. ભાલણે પૂર્વ અને ઉત્તર બેઉ ભાગને પોતાની માતૃભાષામાં સંક્ષેપ કરી આપી અને સંક્ષેપ કરવા છતાં પણ મૂળનો આસ્વાદ વિચ્છિન્ન ન થાય એવી પણ સાવધાની રાખી, પોતા તરફથી કવચિત્ ગૌરવવાળી વસ્તુઓ ઉમેરી—એ રીતે કે એ એની સાથે એકાત્મક બની રહી. અહીં સમગ્ર 'કાદંબરી'ની મૂળ સં. 'કાદંબરી' સાથે સરખામણી કરવા જેટલાં સમય શક્તિ કે સ્થાન નથી એટલે નમૂના પૂરતા થોડા ટુકડા જ માત્ર અહીં રજૂ કરવામાં આવે છે. અહીં આ રજૂઆત થાય એની પૂર્વે એક વસ્તુ સ્પષ્ટ કરવી જોઇયે કે એણે બાણની કૃતિમાંનાં ઘણાં પદ–વાક્ય વગેરે છોડી દીધાં છે, છતાંયે જે સાચવ્યાં છે તેમાં મૂળનો આસ્વાદ અબાધિત રાખવાનો એનો સુભગ પ્રયત્ન છે. 'કાદંબરી' એ સંક્ષેપ રૂપમાં અનુવાદ માત્ર હોઈ એને ભાલણની સ્વતંત્ર કૃતિ તરીકે નાણવાની જરૂર નથી રહેતી. એ જ દૃષ્ટિએ ભાલણની શક્તિનો આપણે અહીં પરિચય સાધી શકિયે.

**મંગલાચરણ :**

બાણે ૨૦ વંશસ્થ વૃત્તોમાં મંગલાચરણ અને સ્વવંશવર્ણન સાધ્યાં છે. આપણને ભાલણની ગુજરાતી રચનામાં ૧ લું કડવું

એ વસ્તુની રજૂઆત કરી આપે છે. કડવાબદ્ધ આખ્યાનોના પુરસ્કારક ભાલણને 'કાદંબરી કથા' પૌરાણિક પદ્ધતિના આખ્યાનના રૂપમાં મૂકવાનો અભિલાષ છે અને તેથી ગુજરાતી પદ્ધતિએ એ શરૂમાં પોતા તરફથી પહેલી પાંચ કડીઓમાં મંગલાચરણ કરે છે, જેમાં એ ટૂંકમાં બાણ અને 'કાદંબરી' વિશે ખ્યાલ આપી દે છે. અહીં એણે પોતાના સમયની પ્રચલિત લોકવાયકા પ્રમાણે, 'ભોજ પ્રબંધ'માં જેમ બધા કવિઓને ધારાના ભોજના દરબારમાં એકઠા મૂકી દીધા છે તેવી કોઈ પરંપરાએ—

> "ભોજરાયનિ ભુવનિ મહાકવિ પ્રસિદ્ધ પંડિત બાણ;
> કાદંબરી કથા કરી ઉત્તમ; . .. .. . ૨"

એમ ભોજના દરબારનો કવિ કહ્યો છે. આજે ઇતિહાસસિદ્ધ વસ્તુ છે કે એ તો સાતમી સદીના કનોજના સમ્રાટ હર્ષવર્ધનનો સમકાલીન હતો, જેની પ્રશસ્તિમાં એણે શ્રીહર્ષચરિત આખ્યાયિકા લખી છે. આ 'કાદંબરી'ના ગૌરવને એ જાણે છે અને એનો સર્વ-સામાન્ય જનતા આસ્વાદ લઈ શકે એમ નથી એવા લોક પણ આસ્વાદ લઈ શકે એ માટે ભાલણે આ ભાષાબંધ સાધ્યો છે. એના શબ્દ :

> "અનેક ઉપમા, કઠિણ સંસ્કૃત ગદ્ય, પદ્ય પણ કયહીએક;
> સાહિત્ય સકલ તણી ચાતુરી તેહ માંહાં રચી વિવેક. ૩
> અતિ પંડિત હુઇ તે પ્રીછિ, તેહનુ નહી ઉપાય;
> મુગધ રસિક સાંભલવા ઈછિ, પણ પ્રીછી નવિ જાય. ૪
> તેહનિ પ્રીછ્વા કારણિ કીધો ભાવણિ ભાષાબંધ.
> સકલ ઉપમા કહી ન જાઇ, કિંચિત કથા–સમંધ. ૫"

આ છેલ્લી લીટીની એની પ્રતિજ્ઞામાં એ સ્પષ્ટ કરી આપે છે કે ભાષામાં બાંધવામાં આવેલી આ આખ્યાનકૃતિમાં 'સકલ ઉપમા કહી ન જાઇ,' અને એમ વિશાળ નિરૂપણોમાંથી સંખ્યાબંધ વિશેષણો–વિશેષણવાક્યો–ઉપમાઓ વગેરે છોડી 'કિંચિત કથા–સમંધ' રહે એ રીતે કથાને તૂટવા દીધી નથી. આમ કરી એણે

અનેક વિશેષણો-વિશેષણવાકયો-ઉપમા આદિકને લઈ સં. 'કાદંબરી'ના વાચકોને કથાતંતુવિચ્છેદનો પ્રસંગ આવે છે તેમાંથી પોતાના વાચકોને આબાદ રીતે ઉગારી લીધા છે. કેવી રીતે ઉગારી લીધા છે એ જુઓ : ૨૦ વંશસ્થ વૃત્તોમાંનાં મંગલ અને વંશવર્ણનને એણે ૮ કડીઓમાં કરી આપ્યાં છે. ભાણના મંગલાચરણના ૯ શ્લોકોમાંથી માત્ર એ પહેલા શ્લોકનો જ સંક્ષિપ્ત અનુવાદ સાધે છે; જેમકે

| | |
|---|---|
| रजोजुषे जन्मनि सत्त्ववृत्तये | "રજોગુણિ શરજિ નિ પાલિ |
| स्थितौ प्रजानां प्रलये तमःस्पृशे । | સત્ત્વવૃત્તિ સંસાર, |
| अजाय सर्गस्थितिनाशहेतवे | પ્રેમિ પ્રણમૂં તે અજનિ, |
| त्रयीमयाय त्रिगुणात्मने नमः ॥ १ ॥ | જે તમિ કરિ સંહાર. ૬" |

વેદત્રયીમય સત્ત્વરજસ્તમોરૂપ અજને બાણ નમસ્કાર કરે છે. ભાલણ શબ્દશઃ અનુવાદ કરતાં આશય આપી રજોગુણથી સર્જન (બ્રહ્મારૂપે), સત્ત્વગુણથી પાલન (વિષ્ણુરૂપે) અને તમોગુણથી સંહાર(હર-રૂપે) કરનાર એ અજને નમે છે. ભાલણ 'પ્રેમિ'પોતા તરફથી ઉમેરી લે છે. આ પછી સીધો એ પૂર્વવંશવર્ણનના પહેલા ૧૦ મા શ્લોક ઉપર ચાલ્યો જાય છે, જ્યાં

| | |
|---|---|
| बभूव वात्स्यायनवंशसंभवो | "વાત્સ્યાયન કુલિ કુબેર નામિ |
| द्विजो जगद्गीतगुणोऽग्रणीः सताम् । | વિપ્ર હૌઓ મહામુનિ, |
| अनेकगुप्तार्चितपादपङ्कजः | વિપ્રવંદિત જેહનાં પદપંકજ- |
| कुबेरनामांश इव स्वयंभुवः ॥ १० ॥ | સ્પર્શ કરિ પાવંન. ૭" |

અહીં जगद्गीतगुणोऽग्रणीः सताम्નો એ 'માહામુંનિ'થી આશય આપે છે અને 'अंश इव स्वयंभुवः-બ્રહ્માના અંશ જેવો' એ વિશેષણ જતું કરે છે. 'अनेक' શબ્દને જતો કરી 'गुप्तार्चित-વૈશ્યોએ પૂજેલાં'ને સ્થાને 'વિપ્રવંદિત' એવું 'પાદપંકજ'નું વિશેષણ આપે છે. 'સ્પર્શ કરિ પાવંન' એ પણ ભાલણનું ઉમેરણ છે. આવા ફેરફાર એ અન્યત્ર પણ કરે છે. આ બીજો શ્લોક જુઓ :

| | |
|---|---|
| उवास यस्य श्रुतिशान्तकल्मषे | "પુરોડાશ પાવન મુખ પહેલૂ, |
| सदा पुरोडाशपवित्रिताधरे । | સોમે કરી સુવાસ, |
| सरस्वती सोमकषायितोदरे | શ્રુતિશાતિ કશ્મષ જોઈ કીધુ, |
| समस्तशास्त्रस्मृतिबन्धुरे मुखे ॥ ११ ॥ | સરસ્વતી સુવાસ ૮" |

મૂળમા श्रुतिशान्तकल्मष એ મુખનું વિશેષણ છે; અનુવાદમા કશ્મષ જ મુખ્ય તરીકે બતાવે છે. सोमकषायितोदरेમા उदर એ મુખના જ ભાગ તરીકે છે–એનો આશય 'સુવાસ' શબ્દથી લીધો છે. અને 'सरस्वती उवास–સરસ્વતી આવી વસી'ને 'સુવાસ= સારો વાસ' એમ 'સુવાસ'મા શ્લેષ કરી ભાલણ પોતા તરફથી અલંકાર યોજી કડીને વધુ ચોટદાર બનાવે છે ૧૩ મા શ્લોકનો કડી ૧૦ મીમાં અનુવાદ આપતાં हिरण्यगर्भो भुवनाण्डकादिवने ઉડાવી દે છે ને 'ઉદધિથી ઇદુ' અને 'વિનતાથી દ્વિજરાજ (ગરુડ)' એ બેને સાચવી રાખે છે. પછી ૧૪ મો શ્લોક આખો અને ૧૫ માનો પૂર્વાર્ધ ઉડાડી ૧૧ શ્લોકનો સંક્ષેપ એ 'ચિત્રભાનુ'ના જન્મની વાત કરતા કરી લે છે, જેમાં ૧૬ માનો ઉત્તરાર્ધ ઉડાવી દે છે. ૧૭ મો શ્લોક પણ જતો કરે છે અને ૧૮–૧૯ શ્લોકનો સંક્ષેપ ૧૨ મી કડીમાં આપે છે. બાણનાં મોટા ભાગના વિશેષણ ઉડાવી દઈ 'બુદ્ધિસાગર' એવું વિશેષણ પોતા તરફથી મૂકી દે છે. છેલ્લો શ્લોક જુઓ :

| | |
|---|---|
| द्विजेन तेनाक्षतकण्ठकौण्ठ्यया | "તેણિ એહ કથા કવિ બાધી |
| महामनोमोहमलीमसान्धया । | રસિક રજ્યા રીત |
| अलब्धवैदग्ध्यविलासमुग्धया | ચંપકમાલાની પરિ કુહુનિ |
| धिया निबद्धेयमतिद्वयी कथा ॥ २० ॥ | મનનિ ન કરિ પ્રીતિ ? ૧૩" |

ભાલણ 'धी'ના ત્રણે વિશેષણ ઉડાવી દે છે, 'अतिद्वयी–દંડનીતિ ને વાર્તાને વટાવી જાય તેવી' એ કથાનું વિશેષણ પણ જતું કરે છે અને 'રસિક રજવા રીતિ' ઉમેરી પોતા તરફથી એક કમનીય વિચાર ઉમેરી આપે છે : 'ચંપાની માળાના જેવી

આ કથા કોના મનને પ્રસન્ન નહિ કરે ? ' આ અનુવાદમાં ભાલણની પ્રતિભાનો પણ અનુભવ થઈ જાય છે. આ ૧ લા કડવામાં ' સુવાસ '-ના શ્લેષમાં અને આ છેલ્લી ઉપમામાં એણે એ પ્રતિભાનો ચમકારો બતાવી પણ આપ્યો છે.

આ સંક્ષેપ છે એ વાત એ બીજા કડવાના આરંભમાં ફરી જરા વિસ્તારથી આપે છે :

" હવિ કથા સંક્ષેપિ કહૂં, ઉપમા કેટલીએક ગ્રહૂં,
યે લહૂં બુદ્ધિપ્રમાણિ માહરી રે. ૧
ઢાલ–માહારી બુદ્ધિપ્રમાણિ બોલૂં થોડૂં થોડૂં સાર;
પદિ પદ બંધાણ રચતાં થાઇ અનિ વિસ્તાર. ૨"

આ અતિવિસ્તાર ટાળવા એણે પ્રત્યેક પદનો અનુવાદ આપવાને બદલે થોડું થોડું સારાત્મક આપ્યું છે, જેમાં એણે ' ઉપમા કેટલીએક ' માત્ર લીધી છે.

રાજા શૂદ્રકના દરબારમાં વૈશંપાયન નામના પોપટને લઈ આવેલી ચાંડાલકન્યકા રાજાને એ પોપટ અર્પણ કરે છે અને પછી મનુષ્યવાચાથી એ પોપટ ' કાદંબરી 'ની કથા વિસ્તારપૂર્વક કહે છે એ વાત કડવા ૨ જામાં અને આગળ ૩ જામા લંબાય છે. સં. 'કાદંબરી'-માંનો રાજા શૂદ્રક વિશેનો ઉપક્રમ રોચક રીતે રજૂ થયેલો છે. નમૂના તરીકે પહેલો જ વાક્યખંડ અહીં ઉતારિયે :

आसीदशेषनरपतिशिरःसमभ्यर्चितशासनः पाकशासन इवापरः, चतुरुदधिमालामेखलाया भुवो भर्ता, प्रतापानुरागावनतसमस्तसामन्तचक्रः, चक्रवर्तिलक्षणोपेतः, चक्रधर इव करकमलोपलक्ष्यमाणशङ्खचक्रलाञ्छनः, हर इव जितमन्मथः, गुह इवाप्रतिहतशक्तिः, कमलयोनिरिव विमानीकृतराजहंसमण्डलः, जलधिरिव लक्ष्मीप्रसूतिः, गङ्गाप्रवाह इव भगीरथपथप्रवृत्तः, रविरिव प्रतिदिवसोपजायमानोदयः, मेरुरिव सकलभुवनोपजीव्यमानपादच्छायः,

दिग्गज इवानवरतप्रवृत्तदानार्द्रीकृतकरः, कर्ता महाश्चर्याणाम्, आहर्ता क्रतूनाम्, आदर्शः सर्वशास्त्राणाम्, उत्पत्तिः कलानाम्, कुलभवनं गुणानाम्, आगमः काव्यामृतरसानाम्, उदयशैलो मित्रमण्डलस्य, उत्पातकेतुरहितजनस्य, प्रवर्तयिता गोष्ठीबन्धानाम्, अग्रणीर्विदग्धानाम्, वैनतेय इव विनतानन्दजननः, वैन्य इव चापकोटिसमुत्सारितसकलारातिकुलाचलो राजा शूद्रको नाम ।

ભાલણ આ વાક્યખંડને આ પ્રમાણે ઉતારે છે :

"એક શૂદ્રક નામિ રાજા હૌઉઓ, સુરપતિની જાણે જોડ;
આજ્ઞા તેહની કોએ ન લોપિ મોટા મહીપતિ કોડિ ૩
ચ્યારિ–ઉદધિ–મેખલા મેદની કેરુ એક જ નાથ,
સામંતક રાજા સવિ જોડિ દીન થઈ તે હાથ ૪
કલ્પદ્રુમ શરણુ આશ્રિતનિ; દ્રવ્યિ ઉદધિ સમાનઃ
કલાની જાણિ ઉતપતિ; સકલશાસ્ત્ર–નિધાન ૫
ધનુષધારીમાંહાં જાણે ગુહ શિરોમણિ ભૂપ;
અશ્વિનીસુતનાથી અતિ સુંદર યે રાજાનૂં રૂપ. ૬"

આમાં 'કલ્પદ્રુમ શરણુ આશ્રિતનિ' અને 'અશ્વિનીસુતનાથી અતિ સુંદર યે રાજાનૂં રૂપ' ભાલણ તરફથી ઉમેરણ છે, જ્યારે गुह इवाप्रतिहत शक्तिः માંના ગુહના 'अप्रतिहतशक्तिः—જેની શક્તિ કોઇનાથીયે હણાયેલી નથી તેવો' એ વિશેષણને બદલે 'ધનુષધારીમાંહાં જાણે .. શિરોમણિ ભૂપ' એવું વિશેષણ ઉત્પ્રેક્ષાથી આપે છે. વાક્યખંડમાંનાં બાકીનાં વિશેષણ એણે છોડી દીધાં છે.

હવે એ પછીનો બીજો વાક્યખંડ લઇયે :

नाम्नैव यो निर्भिन्नारातिहृदयो विरचितनारसिंहरूपाडम्बरम्, एकविक्रमाक्रान्तसकलभुवनतलो विक्रमत्रयायासितं च जहासेव वासुदेवम् । अतिचिरकाललग्नमतिक्रान्तकुनृपतिसहस्रसंपर्ककलङ्कमिव क्षालयन्ती यस्य विमले कृपाणधाराजले चिरमुवास राजलक्ष्मीः । यश्च

मनसि धर्मेण, कोपे यमेन, प्रसादे धनदेन, प्रतापे वह्निना, भुजे भुवा, दृशि श्रिया, वाचि सरस्वत्या, मुखे शशिना, बले मरुता, प्रज्ञायां सुरगुरुणा, रूपे मनसिजेन, तेजसि सवित्रा च वसता सर्वदेवमयस्य प्रकटितविश्वरूपाकृतेरनुकरोति भगवतो नारायणस्य ।
( આ પછીની ૬ લીટી વિશે ભાલણ કશું આપતો નથી. )
यस्मिंश्च राजनि जितजगति परिपालयति महीं चित्रकर्मसु वर्णसंकराः, रतेषु केशग्रहाः, काव्येषु दृढबन्धाः, शास्त्रेषु चिन्ता, स्वप्नेषु विप्रलम्भाः, छत्रेषु कनकदण्डाः, ध्वजेषु प्रकम्पाः, गीतेषु राग विलसितानि, करिषु मदविकाराः, चापेषु गुणच्छेदाः, गवाक्षेषु जालमार्गाः, शशिकृपाणकवचेषु कलङ्काः, रतिकलहेषु दूतसंप्रेषणानि, शार्यक्षेषु शून्यगृहाः प्रजानामासन् । यस्य च परलोकाद्भयम् , अन्तःपुरिकालकेषु भङ्गो, नूपुरेषु मुखरता, विवाहेषु करग्रहणम्, अनवरतमखाग्निधूमेनाश्रुपातः, तुरंगेषु कशाभिघातो, मकरध्वजे चापध्वनिरभूत् ।

ભાલણ આને આ રીતે આપે છે :

" નામિ નરપતિ ત્રાસ જ પામિ, જે માહા બલિયા યોધ;
શત્રુમંડલીનિ મનિ ભાસિ નરહરિના સમુ ક્રોધ; ૭
સેના બહુ શોભાનિ કાજિ, અવરિ ન આવિ કામિ;
આપ [નામ] પ્રતાપિ કરી જેણિ છતા બહુ સંગ્રામ; ૮
મને ધરમ, કોપિ યમ, તાપિ પાવક, ધનદ પ્રસાદ;
રૂપિ મન્મથ, બુદ્ધિ સુરગુરુ, શશિસમ મુખ આેલ્હાદ, ૯
વાણી વેધાપુત્રી, તેજિ તરણિ, મરુત બલમાન,
ભાર સહેવે ભૂ–સમ, તોલિ મેરુ મહીધર સ્થાન; ૧૦
યે રાજા પૃથવીઅ પાલતિ વરણસંકર ચિત્રામિ,
કાવ્ય વિષઇ દૃઢ બધ, કેશનું ગ્રહણ સુરતસગ્રામિ, ૧૧
કનકદંડ તે છત્ર રાયનિ, સ્વપ્ન વિષિ વિયોગ,
ધૂજિ ધ્વજ, પરલોક થકી ભય, વાંછિત વસુધાં ભોગ, ૧૨

શુકસારિકાનિ રક્ષાગૃહ, સારી રમતાં મારિ,
ધૂમિ અશ્રુપાત, ચાપકિ ફેરવતાં હય પ્રાહાર, ૧૩
શૂલ પ્રાસાદ ચંડિકા કેરિ, ગાંધીનિ પણિ કુષ્ઠ,
સ નિ[પાત] વ્યાકરણ વિપિ, તિહાં રોગ નહીં દેહ દુષ્ટ, ૧૪
મદ માહાગજનિ, રાગ ગીત માંહીં, ક્રય વિક્રય માંહિ માન,
લોભ ધરમનુ, અહંકાર તે જેહનિ બ્રહ્મજ્ઞાન. ૧૫ "

આમાં ભાલણે 'विरचितनारसिंहरूपाडम्बरम्' નો અનુવાદ આપતાં 'શત્રુમંડલીનિ મનિ ભાસિ....ક્રોધ' એમ ભાવસ્પષ્ટીકરણ કર્યું છે, જ્યારે 'મેના બહુ શોભાનિ કાજિ, અવરિ ન આવિ કામિ' 'તોલિ મેરુ મહીધર સ્થાન' 'વાંછિત વસુધાં ભોગ' 'શુકસારિકાનિ રક્ષાગૃહ' 'શૂલ પ્રાસાદ ચંડિકા કેરિ, ગાંધીનિ પણિ કુષ્ઠ,' 'સંનિપાત વ્યાકરણ વિપિ, તિહાં રોગ નહીં દેહ દુષ્ટ.' 'ક્રય વિક્રય માંહિ માન' 'લોભ ધરમનુ' 'અહંકાર તે જેહનિ બ્રહ્મજ્ઞાન'—આ વસ્તુ અહીં ભાલણ સ્વતંત્ર રીતે ઉમેરે છે. આમાં મૂળમાં તેમજ ભાલણે જે ઉમેરણ કર્યાં છે તેમાં અર્થના શ્લેષ જોવા મળે છે. આ પ્રકાર સં. આલંકારિક ગદ્યાદિ પ્રબંધોમાં ખૂબ જાણીતો છે.

અહીં એક બીજો નાનો ટુકડો પણ જોઈ લઈયે. ચાંડાલ વૈશંપાયન પોપટને શૂદ્ર સમક્ષ વાતાનો પ્રસ્તાવ કરવા લાવે છે તે પ્રસંગે—

अपसृते च तस्मिन् स विहंगराजो राजाभिमुखो भूत्वा समुन्नमय्य दक्षिणं चरणमतिस्पष्टवर्णस्वरसंस्कारया गिरा कृतजयशब्दो राजानमुद्दिश्यार्यामिमां पपाठ ।

स्तनयुगमश्रुस्नातं समीपतरवर्ति हृदयशोकाग्नेः ।
चरति विमुक्ताहारं व्रतमिव भवतो रिपुस्त्रीणाम् ॥

ભાલણ એને—

"૨૧ આગલિ મેહેલી ગ્યુ અવગુ અત્યજ એહવું ભાખી
શુક સન્મુખ થઈ પૃથ્વીપતિનિ, ઊંચુ દક્ષિણ ચરણ,
જય જય કહી ભણીઆ આર્યા સ્પષ્ટ મનોહર-વર્ણ.

આર્યાનું અર્થ

અવિરલ આંસુસ્નાન [ ૪ ] વિયોગ–પાવક પડી પ્રતિદિન કરઇ,
તવ રિપુતરુણી–કુચયુગ વિમુક્તહાર વ્રત અણુસરઇ. ૬૭ "

એમ લગભગ શબ્દશઃ અનુવાદ છે અને 'આર્યા'નો તો સમશ્લોકી અનુવાદ આપ્યો છે. આવા પ્રસંગમાં પણ ભાષાની સરળતા જોખમાતી નથી એ ભાલણની સિદ્ધિ છે. ( બેશક, ઉત્તરાર્ધમાં છંદોદોષ છે. )

'કાદંબરી'ના આરંભના જ આ નમૂના લીધા છે અને એમાં ભાલણે કેવો માર્ગ લીધો છે એની આછી પ્રતીતિ જ અહીં કરાવવામાં આવી છે.

એની અનુવાદકૃતિ ચાર છે એ આ પૂર્વે બતાવવામાં આવ્યું છે. એમાં 'નળાખ્યાન'માં એ હજી પોતાની અનુવાદક તરીકેની પ્રતિભાનો ઉઠાવ જ આપે છે; 'કાદંબરી'માં એ પૂર્ણ કલાએ સાધે છે. અહીં એ હવે મુક્તતા પણ અનુભવે છે અને બાણની ઉપમાઓ વગેરેની સાથેસાથ પોતા તરફથી પ્રસગે પ્રસંગે ઉમેરી લે છે અને એવી રીતે એને વણી લે છે કે જાણે કે બાણની જ કૃતિ હોય. ભાલણની આ બહુશ્રુતતા છે. બેશક, એવું બને અને બન્યું પણ છે 'નળાખ્યાન' વગેરેમાં કે એક ઠેકાણે વાંચેલાનો એણે બીજે ઠેકાણે ઉપયોગ કરી લીધો હોય; જેમકે 'નલચંપૂ'માંની 'હંસ તૂલિકા'ની વાત 'કાદંબરી'માં સીધી છે, તો 'કાદંબરી'ના અચ્છોદ સરોવરના વર્ણનમાંથી થોડું 'નળાખ્યાન'ના સરોવરના વર્ણનમાં મૂકી દીધું છે. આ એની કલાસિદ્ધિ છે એમ કહેવામાં સંકોચ નથી થતો. એ ઉઠાવગીર નથી, પણ મર્મજ્ઞ છે, અને તેથી મૂળનાં લાંબાં વર્ણનોને સ્થાને લાઘવ કરવા જતાં આવી રીતે પોતાની સ્મરણશક્તિનો ઉપયોગ આવશ્યક સ્થાને કરી પણ લે છે.

---

## ૭. પદકાર ભાલણ

પૂર્વે મારા તરફથી એવો અભિપ્રાય વ્યક્ત કરવામાં આવ્યો હતો કે ભાલણે આરંભ પદોની રચનાથી કર્યો ને પછી ધીમે ધીમે એ કડવાબદ્ધ આખ્યાનોમાં સરી ગયો. 'દશમ સ્કંધ'ની રચનાનું સ્વરૂપ ઉપલક જોઈ ને આ પ્રકારના અભિપ્રાય ઉપર આવવાનું થયું હતું, પરંતુ ભાલણની પ્રાપ્ય બધી જ કૃતિઓનો વધુ ઊંડાણથી અભ્યાસ કરતાં એવું માલૂમ પડી આવ્યું છે કે એણે આખ્યાન–કાવ્યો એની જુવાનીનાં અને મધ્ય વયનાં વર્ષોમાં લખ્યાં અને રામભક્તિમાં જેમ જેમ એ મસ્ત બનતો ગયો તેમ તેમ આખ્યાનોને સ્થાને હૃદયના વેગને મૂર્તિમંત કરતી પદરચનામાં એ સરી ગયો. 'રામ–બાલ-ચરિત'ના પાછલા ભાગમાં એ કથાત્મક સ્વરૂપમાં રચના કરે છે, પણ મોટા ભાગનાં પદ તો આત્મલક્ષી પ્રકારનાં છે. 'દશમ સ્કંધ'માં મહત્ત્વનો અંશ તો ભાગવતની કથાને અનુસરી અધ્યાયવાર કડવાંથી જ બાંધી આપે છે; પણ એણે કે પછીના કોઈ સંકલનકારે, ખાસ કરીને પૂર્વાર્ધમાં, કથાના પ્રવાહ વચ્ચે પદો ઉમેરી લીધાં છે તે ભાલણના હૃદયની ભગવન્નિષ્ઠ તાલાવેલીનો પણ પરિચય આપી જાય છે. 'દશમ સ્કંધ'માંનાં એ પદોને કાઢી લેવામાં આવે તો કથાનો વિચ્છેદ થતો નથી. હું અહીં એવાં પદોની તારવણી કરી આપું છું કે જેને જુદાં ઉપાડી લેવાથી કથાનો વિચ્છેદ થતો નથી; તે તે પ્રસંગમાં સ્પષ્ટ રીતે ભાલણ તરફથી કે કોઈ સંકલનકાર તરફથી ભાલણનાં જ એ પદોને એની બીજી વાચનામાં ઉમેરવામાં આવ્યાં હોય એમ માનવામાં બાધ આવે એમ નથી:

**નોંધ :** ∗ ફૂદડીવાળાં પદ અ પ્રતમાં નથી.

| | પદ | આદિ પંક્તિ |
|---|---|---|
| (૧) | ૧૧ | દેવકી કહે : તમે સાંભળો, પૂરા થયા દશ માસજી. |
| (૨) | ૧૨ | પીયુ શું થાશે ? આજની રજની મને કેઈ પેરે જાશે ? |

(૩) ૧૫ ધન્ય તે કામિની રે, હરિને જે ધરશે ખોળે. (૧૩ કડી સુધીનું)
(૪) ૨૦ ઇદ્ર પ્રત્યે ઇદ્રાણી વદે, ચાલો જોવા જઇયે.
(૫) *[૨૧ ધ્રજ ભયો મહરિકે પૂત, જબ યહ બાત સુની–' સૂરદાસનું ']
(૬) *[૨૩ નંદ જૂ મેરે મન આનંદ ભયો, સુનિ ગોવર્ધનતે આયો–
' સૂરદાસનું ']
(૭) *[૨૪ આંગણુ નંદ દધિકાદો. –' મેહાનું ']
(૮) ૨૮ પીયુજી મને મોકલો, હું તો ગોકુલ જાઉં રે.
(૯) ૨૯ વસુદેવજી વળતું વદે : સાંભળ સુંદરી સાચુ રે.
(૧૦) ૩૩ પાવલો પા રે હરિ ગોપાળ, જશોમતી હલરાવે બાળ.
(૧૧) *૩૪ હરિ રિખતો માતા જશોદા દેખે, કૌતુક કરે ત્રૈલોક જ પેખે.
(૧૨) *૩૫ બોલવું જુઓને બાહુવા રામનું, તનુ કો ન લહે સુંદર શ્યામનું,
(૧૩) *૩૯ અલોલો હાલરૂં રે, પોઢો પોઢો સુંદર શ્યામ.
(૧૪) ૪૦ કહો સખી હું શું કરૂં રે, એક નિમેષ માત્ર નવ સૂએ.
(૧૫) ૪૧ માવજી પૂછે માતને સુખે શ્યામશરીર રે.
(૧૬) ૪૩ બાલમુકુંદને નિરખિયે રે, આનંદ અંગ ન માય.
(૧૭) *[૪૪ જશોદા મૈં મિટ્ટી નહી ખાઈ, જૂઠે બોલ લગાવત હલધર–
' રસાતલનાથનું ']
(૧૮) ૪૫ જશોદા માન સાંભળો વાત, કરે ઉપઘાત
(૧૯) ૪૬ મેલો મેલો કહાનજી રે, દધિમંથન કરૂં.
(૨૦) ૪૭ રહ્યો રે રવૈયો ગ્રહી, ધવરાવ્યા પાખે માતાજી.
(૨૧) ૫૦ જશોદા છોડો કહાનને, હું આપું ગોરસ ગોળી રે
(૨૨) ૫૧ મારો કુંવર વણસે રે, તમારુ આવે ને જાયે.
(૨૩) ૫૨ નંદજીને ઘેર ખાવા ટળ્યું રે, માખણ માટે બાંધ્યો બાળકને.
(૨૪) ૫૩ જશોદાજી છોડો સુંદર શ્યામને (ગરબી)
(૨૫) ૫૪ બાઈ જાઓ મંદિર સહુકો આપણે રે.
(૨૬) ૫૬ આવો જોવાને જઇયે, બે વૃક્ષ નાખ્યાં મોડી.
(૨૭) ૬૦ આવો રે બાઇ એક કૌતુક જોવા, જન્મ કોટિનાં કલ્મષ ધોવા.
(૨૮) ૬૧ બાઇ એક કાનુડો કાનુડો, અમૃત પેં અતિ મીઠો.
(૨૯) ૬૨ જુઓ રે બાઈ કાનજી નાચે, જેના ગુણે બ્રહ્માદિક રાચે.
(૩૦) ૬૩ આન આતા હું દૂધ પાઉ, પાલણડે પોઢો મનમોહન.
(૩૧) ૬૪ સખી હુ શું કરૂ રે, વા'લો ઘડીએ ન રહે ઘેર.
(૩૨) *૬૫ સજની સાંભળો રે, માગું છું હુ માન.

(૩૩) ૬૬ બાઈ આવી ને મારે ઘેર, પેર દેખાડુ તુજને શ્યામની રે
(૩૪) ૬૭ એ તો અળગો સર્વથી, મૂરખ વળગ્યો દેખે રે
(૩૫) *૬૮ કહાનજી ઘેર આવો ઘેર આવો, વડી વાર થઈ રમતા
(૩૬) *૬૯ આગણડે રમો મનમોહન, તો મન માને મારૂ રે
(૩૭) *૭૦ મારા નાનડિયા ઘેર આવો, વડી વાર થઈ તુજને
(૩૮) *૭૧ આવ હરિ દેખાડુ દેખાડુ, તુજને મંદિર મારૂ
(૩૯) ૭૨ જશોદા આવો દેખાડુ શ્યામસુંદર તમને રે
(૪૦) *૭૩ જશોદા કુવરને શે ન વારો, આજ વહે છે એનો વારો
(૪૧) *૭૪ વા'લો વાય છે વાસળી રે, વનમાં ચારે ગાય
(૪૨) *૭૫ તારા ભામણડા લઉં મનમોહન, વા'લા વાળુ કીજે રે
(૪૩) *૭૬ કો દેખાડો રે મારો નાનડિયો, જાણિયે છે જે વિશ્વને મોહવા
(૪૪) *[૭૭ કૌન તપ કીનોરી માઈ નંદ ઘરણી –'ભાલણ'નું ,વ્રજભાષાનું]
(૪૫) *૭૮ આઇ એ જૂઠાબોલી નાર, હુ એકલો કેટલાને પીડુ
(૪૬) ૮૨ જુઓ જુઓ રે આવે જુગજીવન, વાંસનડી ધરી વામ હાથ
(૪૭) ૮૫ જશોદાને ઝાલો રે ઝાલો રે, નહિ તો યમુનામાં પડશે
(૪૮) ૮૬ જો રે બાઈ નાચે છે નાચે છે, કાલીદ્રહમાં કહાન
(૪૯) ૮૭ જશોદા રોતા રહો રોતા રહો નીસરે છે વનમાળી
(૫૦) ૮૩ વૃન્દાવનમા રે વિચરો ચતુર્ભુજ ચારે ગાય
(૫૧) ૯૪ આવ સખી ઉતાવળી, મંદિરમા શું બેઠી રે ?
(૫૨) ૯૫ એ ખત મારા મનમા રહી રે, ગૌ ચારવા સાથ જાઉં
(૫૩) *૯૬ સામુ જો રે સુંદરી, મરકલડો એના મુખનો રે
(૫૪) *૯૭ શુ કીજે જો સુખ નહિ, કહાનજી દીઠા પાખે રે
(૫૫) *૯૮ મુજને શુ કરશે શુ કરશે, વૈરીડા હેરી
(૫૬) *૯૯ કહો બાઈ શુ કીજે, શુ કીજે, જીવ્યાની શી પેર ?
(૫૭), ૧૦૦ જુઓ રે જશોદા પુત્ર તમારો કૌટિલ્ય અમશુ કીધુ
(૫૮) ૧૦૧ શુ કીજે જો ખાંત એ સઘળી રહી રે, સાભળ સજની શુદ્ધ રે
(૫૯) ૧૦૨ મને વહાની રે વહાની, નંદકુવરની આળ
(૬૦) *૧૦૩ મીઠુ તે હરિનુ બોલવુ રે, મીઠી રે કહાન કરે વાત
(૬૧) ૧૦૪ મુરલી વાય છે રસાળ, વૃંદાવન માહે શ્રીગોપાળ
(૬૨) ૧૦૬ આવો સજની, નયણે નિહાળો, મોહન–આંખનડીનો ચાળો
(૬૩) ૧૦૭ આવ રે આવ ઉતાવળી રે, હરિને જોવા જઇયે
(૬૪) ૧૦૮ નંદકુવરનુ મુખડુ જોતાં, કેમે નવ ધરાઉં

( ૬૫ ) *૧૦૯ એણી વાટે નહિ જઇયે, નંદકુંવર કરે આળ ઘણી.
( ૬૬ ) *[૧૧૧ હમારો અંબર દેહુ મુરારિ... —' સૂરદાસ 'નું]
( ૬૭ ) ૧૨૧ કાંબલી મેલીને કહાનજી રે, શું માગો છો, નાથ ?
( ૬૮ ) *૧૨૨ રાધા કહે સુણો સુંદર વર, તમને કહું એક વાત રે.
( ૬૯ ) *૧૨૩ જાણ્યો નંદનો ગોવાળિયો રે, તું શાનું માગે દાણ.
( ૭૦ ) *૧૨૪ ઊભી રહે ને આહિરડી રે, તું બોલતી વાંકા બોલ.
( ૭૧ ) ૧૨૫ એણી વાટે નવ જઇયે બાઇ, નંદકુંવર કરે આળ ઘણી.
( ૧૦૯ થી આ જુદું જ છે )
( ૭૨ ) ૧૨૬ રાધા કહે : હું આગળ થાઉં, તમો સહુ પાછળથી આવો.
( ૭૩ ) ૧૨૭ સુંદર શ્યામજી રે, એને મ કરશો આળ.
( ૭૪ ) ૧૨૮ દૂધ પીયો રે, મને જાવા દો, પ્રભુ શાને રાખો છો વન ?
( ૭૫ ) –[૧૨૯ કયમ જાશો એણી વાટે ? કાનુડો ઊભો છે ઘાટે.–'ગંગાધર'નું]
( ૭૬ ) ૧૩૦ કહાનજી રે, [illegible] શુ કહો છો, શું કહો છો, સ્વામી ભગવાન ?
( ૭૭ ) ૧૩૧ તું તો કાડી રહે નાગર નારી, પંથ ગઈ વારી.
( ૭૮ ) *૧૩૨ ભોળે ભયા બેહુ નીસરી રે સખી યમુનાને ઘાટે.
પદ ૧૩૩ થી ૧૩૭ દાણલીલાનાં પાંચ કડવાં છે.
( ૭૯ ) ૧૩૮ ઘેલી થઇ રે કામિની, તું શા માટે રીસાવીજી ?
( ૮૦ ) ૧૩૯ શ્રાવણ આવ્યો રે સજની, પીયુ વિના ન જાયે રજની.
( ૮૧ ) –[૧૪૦ સજની ત્યાં મને લઈ ચાલ, જ્યાં જગજીવન નંદનો લાલ.
—' ચતુરદાસ 'નું]
( ૮૨ ) ૧૪૧ કૌસ્તુભમાં નિજ રૂપ દેખી રીસાવી પ્યારી
( ૮૩ ) ૧૪૨ વાંસલડી વાઇને વા'લે ભોળવી રે, તેડી મને વૃંદાવન મુઝાર હો.
( ૮૪ ) ૧૪૩ સામું જો રે સુંદરી, વીજલડી શી ઝબુકે રે ?
( ૮૫ ) ૧૪૪ આવ સખી ઉતાવળી, માનિની વિલંબ ન કીજે જી.
( ૮૬ ) ૧૪૫ ના રે બાઇ નહિ આવું, મેં વાત એની જાણી રે.
( ૮૭ ) ૧૪૬ હઠીલી હઠ ન કીજે, તું છે ચતુરા નારી
( ૮૮ ) ૧૪૭ હો વા'લા હું કયમ કરૂં ? એ બાલી વશ ન થાયે.
( ૮૯ ) ૧૪૮ વાંક કશો છે માહરો ? તુ કાં દુહવાણી ?
( ૯૦ ) ૧૪૯ રાધા તેં હરિનું સુખ ટાળ્યું, મૃગનયણી કાંઇ કામણ કીધું.
( ૯૧ ) ૧૫૦ મરકલડો કરી માનિની ભાખે, એની પ્રીત તે હું જાણું છું.
( ૯૨ ) ૧૫૧ મારા સમ છે માધવજી જો મુજને હાથ અડાડો રે
( ૯૩ ) –[૧૫૨ સુન્દરીને લૂણ ઉનારો રે સજની, હરિસંગ રંગ રમી આવી
રજની. —નરસૈંનું]

(૯૪) ૧૫૩ જશોદાના જીવન ઘેર આવો, જે માગો તે આપું.
(૯૫) ૧૫૪ મારે મંદિર ભલે પધાર્યા સુંદર નંદકુમારજી.
(૯૬) ૧૫૫ સાથે આવો સુંદરી, મેં એકલડાં ન જવાય.
* પદ ૧૫૭ થી ૧૬૭ એ લક્ષ્મીદાસરચિત રાસપંચાધ્યાયી છે
(૯૭) ૧૬૮ કહે રે મને કામિની, તુ કાં શ્વાસ ભરાણી જી ?
(૯૮) ૧૬૯ કહે રે મને કામિની, તુ ક્યાં શીખી ચતુરાઈ જી ?
(૯૯) ૧૭૦ સાંભળ એ'ની વાતડી, તુ શા માટે કરમાણી જી ?
(૧૦૦) ૧૭૧ સાંભળ રે સખી કહુ હુ સાચું ઘરથી માંડી રીત જી.
(૧૦૧) ૧૭૨ ઘર થકી માંડી કહુ, વાત પહેલા દિનની જી.
(૧૦૨) –[૧૭૩ સોના કેરી વેલડી, તેની શાખા કલી કહાન. —' નરસૈં 'નું]
(૧૦૩) ૧૮૧ મારૂં મુખડું જોવા માટે શું થયું રે ?
(૧૦૪) ૧૮૨ નંદજીના સમ છે સુંદરી રે, જો હું જૂઠું બોલું વચન રે.
(૧૦૫) ૧૮૩ મથુરામાં એક આહીરડી તે મહી વેચવા આવી જી.
(૧૦૬) ૧૮૪ કંસરાય બેઠા માળિયે રે, ગોલણી મારગ જાય રે.
(૧૦૭) ૧૮૫ સ્વામીજી, શું પૂછો છો ? એ નંદ તણો નાનડિયો રે.
(૧૦૮) ૧૯૧ આવ રે આવ ઉતાવળી રે સખી, જોવાને નંદકુમાર.
(૧૦૯) ૧૯૨ જો રે બાઈ, આવે છે આવે છે નંદજીનો કુમાર.
(૧૧૦) –[૧૯૩ નાચત ખેલત હરિ રંગભોમ આયે —' વિષ્ણુદાસ 'નું]
(૧૧૧) –[૧૯૪ થર થર થર થર દાનો–દલ કંપે. —' વિષ્ણુદાસ 'નું]
૧૯૫ થી ૧૯૯ એ પાંચ કડવાં
(૧૧૨) ૨૦૧ દેવકીને આંગણે બહુ ગુણીજન ઊભા ગાયે રે.
(૧૧૩) ૨૦૨ કહે વસુદેવ : સુણો સુંદર વર, ચિરંજીવ મારા ગિરિધર.
(૧૧૪) ૨૦૩ વા'લા એમ ન કીજે હો, મારા પ્રાણના જીવન.
(૧૧૫) ૨૦૪ મારા આતા એમ (ન) કીજિયે, બલિહારી હો.
(૧૧૬) ૨૦૫ કૃષ્ણ કહે : માતા સુણો, મને વા'લો વ્રજનો સાથ.
(૧૧૭) ૨૦૬ વસુદેવ કહે દેવકીને : તેડાવો નંદની નારી રે.
(૧૧૮) ૨૦૭ વિવિધ વચન વનિતા તણાં સુણી વદે વસુદેવ.
(૧૧૯) ૨૦૮ કંસરાયને મારી રે, વિમાસે દેવમુરારિ.
(૧૨૦) ૨૦૯ ગોકુલિયે પધારો મારા નંદજી, જશોદાજી જોશે વાટ રે.
(૧૨૧) ૨૧૦ શા માટે નથી આવતા, કાંઈ કાઢી અમારો વાંક જી.
(૧૨૨) ૨૧૧ એમ ન કીજે હો, મારા સુંદર શ્યામ.
(૧૨૩) ૨૧૨ ગોકુલિયે પધારો મારા નંદજી રે, તમ કને મારૂં મન રે.
(૧૨૪) ૨૧૩ એમ ન જાણ્યું રે, પુત્ર પિયારો થાશે.

(૧૨૫) ૨૧૪ નંદજી ગોકુળ સાંચરો, સુધી કહું એક વાત રે.
(૧૨૬) ૨૧૫ કહાનજી માગું છું કરગરી, આતા મને એટલું આલ રે
(૧૨૭) ૨૧૬ નંદજી સાંભળો રે, દેવકી વદે વચન.

૨૧૭–૨૧૮ નાં બે કડવાં

(૧૨૮) ૨૧૯ આજ મારે ઘેર આવો રે, મારા લાડકડા કુંવર.
(૧૨૯) ૨૨૦ જુઓ હાંસું હો હાંસું, કંસરાયને મારી કીધું.
(૧૩૦) ૨૨૧ કહો તો કુંવરીને આલું, સુભદ્રા મારી છે લાડકી.
(૧૩૧) ૨૨૨ જુઓ વસુદેવની કરણી, કૂડ કરીને કંસ મરાવ્યો.
(૧૩૨) ૨૨૩ જુઓ કળિયુગ આવ્યો કૂડો, અવનીમાંહે એકે નહિ રૂડો.
(૧૩૩) ૨૨૪ હાંરે હરિ, શેં ન કરો રે સજાઈ?
(૧૩૪) ૨૨૫ હાંરે મારા ગોવિંદા, તું ગોપીનો પ્રાણ.
(૧૩૫) ૨૨૬ જુઓ જુઓ રે કહાનનું કર્મ વળ્યું, એને શીકું ઉપાડવું ટળ્યું.
(૧૩૬) ૨૨૭ નંદજીનો કુંવર એ નોહે, પહેલું ત્યાં મેં જાણ્યો.
(૧૩૭) ૨૨૮ ગોકુળિયે આવીને હું શું કરૂં રે? જાઓ સઘળી ગામ.
(૧૩૮) ૨૨૯ ચાલતી વેળા હરિને કહે, એમ નંદજી દેઈ સાંઈ.

૨૩૦ થી ૨૩૩ એ ચાર કડવાં

(૧૩૯) ૨૩૪ માનિની વાળો મન, કહાનજી કયમ આવે?
(૧૪૦) ૨૩૫ મારી કુંવરીને લાવો, પીયુ હૈડું દાઝે, તાપ શમાવો.
(૧૪૧) ૨૩૬ હાં હું શું કરૂં રે પીયુ આવ્યા ઠાલો.
(૧૪૨) ૨૩૭ હાં હું કેમ રહું રે? એકે ન દીસે પેર રે.
(૧૪૩) ૨૩૮ જે ત્યાં ભજતો બીને વાન, તેને કુંડળ ઝળકે કાન,
(૧૪૪) ૨૩૯ યદ્યપિ મેં ધવરાવિયો, દેવકી તમો રે માત રે.
(૧૪૫) ૨૪૦ એક વાર આવો આંગણે રે, રમવાને યાદવરાય રે.
(૧૪૬) ૨૪૧ મીઠડા મા'વજી રે, મારે મંદિર આવો.
(૧૪૭) ૨૪૨ મહી મથન કરૂં, કાન ગેરી ધરૂં. ( ઝૂલણા છંદ )
(૧૪૮) ૨૪૩ ધન્ય તે દેવકી રે, જે વરમાતા થાશે
(૧૪૯) ૨૪૪ મારી સજની મથુરાં જઈયે, મુખ દીસે એક વાર.
(૧૫૦) ૨૪૫ એક વાર આવો રે, મને જોવા જાદવરાય.
(૧૫૧) ૨૪૬ આવો તો આપણ જઈયે, મથુરાં વાસે રહિયે.
(૧૫૨) ૨૪૭ સખી, હું શું કરૂં રે? દાઝ રહી મનને.

(૧૫૩) ૨૪૮ વા'લો આવશે રે, મારા અવગુણ વિસારી.
(૧૫૪) ૨૪૯ આજ સખી મે શોણામાંહે સુંદર વર દીઠા.
(૧૫૫) ૨૫૦ મોર વેરી માહરા, જેણે હુ ય જગાડી.
(૧૫૬) ૨૫૧ મૈયા મોહે ભાવે દધિ ભાત, નિદ્રામેં હરિ એસો બોલે. વ્રજભાષા
(૧૫૭) ૨૫૨ એક સમે ગોવિંદજીને પૂછે, દેવકી પ્રેમે કરી વચન
(૧૫૮) ૨૫૩ વ્રજકો સુખ સમરત શ્યામ, પર્નકુટી સો બિસરત નાહીં.
વ્રજભાષા
(૧૫૯) ૨૫૪ કહા મૈયા કેમે સુખ પાઉં, નાહિનસો લોક શ્રીદામા ખેલત ,,
(૧૬૦) ૨૫૫ અબ પઢવેકો આયો દિન, એતે બરખ પઢે ગને નાહીં. ,,
(૧૬૧) ૨૫૬ ગોવિંદ ગોકુળ ચાલ્યા, મૂર્ખ થયા આપણ.
(૧૬૨) ૨૫૭ દેવકી, દુઃખ મ આણો, કારણ પુરુષ એ જાણો.
(૧૬૩) ૨૬૫ સુત મેં સુનિત લોકમેં બાત, મેરેસો તુમ સત્ય હો. વ્રજભાષા
(૧૬૪) ૨૬૬ ઉદ્ધવ, શું કહું રે, સુખ વ્રજવાસ તણું.
(૧૬૫–૧૬૬) ૨૭૨ થી ૨૮૪ નાં ૧૩ પદ–ઉદ્ધવ–ગોપીસંવાદનાં
(૧૭૮) ૨૮૬ ઉદ્ધવ કહેજો ઉદ્ધવ કહેજો, દેવકીને એક વાત રે.
(૧૭૯) [૨૮૭ ગોપીની વિનતિ રે, ઉદ્ધવ માધવને કહેજો. 'સૂરદાસ'નું]
(૧૮૦) [૨૮૮ ઉદ્ધવજી અમો પરહર્યા તે નહિ હરિનો વાંક રે. –'સૂરદાસ'નું]
(૧૮૧) ૨૮૯ ઉદ્ધવ કહેજો કૃષ્ણને એક સંદેશો.
(૧૮૨) ૨૯૦ એવો દિન કહિંયે આવશે, ગોકુળ બીજી વાર રે?
(૧૮૩) ૨૯૧ હરિ ગયા દ્વારકા, જે નર દીઠી ને સુણી.
(૧૮૪) ૪૭૧ જશોદામાત, કહે છે વાત, સાંભળો ભ્રાત...
(૧૮૫) ૪૭૨ દેવકી કહે : સુણો જશોદા, તમે ભગિની છો મારી જી.
(૧૮૬) ૪૭૩ જશોદાજી દુઃખ પામિયાં જો, એટલે ગોપી સાથ જો.

આમાંનાં 'દશમ સ્કંધ'નાં પદ ૧૩૩ થી ૧૩૭ એ ૫, પદ ૧૯૫ થી ૧૯૯ એ ૫, ૨૧૭ થી ૨૧૮ એ ૨, અને ૨૩૦ થી ૨૩૩ એ ૪, એમ બધાં મળી ૧૬ એ કડવાં છે અને 'દશમ સ્કંધ'ની ભાલણની પહેલી વાચનામાં ભાગવતના કથાપ્રસંગમાં વિશેષકથા તરીકે ઉમેરાયેલાં હશે. પદ ૧૫૭ થી ૧૬૭ તો ભાગવતનો સારાનુવાદ લખનારા લક્ષ્મીદાસ નામના આખ્યાનકારનાં 'રાસપંચાધ્યાયી'ની કથાનાં કડવાં છે અને ભાલણના 'દશમ સ્કંધ'ની પ્રાચીન વાચનામાં

મળતાં નથી. 'દશમ સ્કંધ'માં પાછળથી પદ ૨૧ અને ૨૩ એ બે સૂરદાસનાં વ્રજભાષાનાં પદ, ૨૪મું એવું જ કોઈ 'મેહા'નું વ્રજભાષાનું પદ, ૪૪મું કોઈ રસાતલનાથનું વ્રજભાષાનું પદ, ૧૧૧મું સૂરદાસનું વ્રજભાષાનું, ૧૨૯મું કોઈ ગંગાધરનું ગુજરાતી પદ, ૧૪૦મું કોઈ ચતુરદાસનું ગુજરાતી પદ, ૧૫૨મું નરસિંહ મહેતાનું ગુજરાતી પદ, એવું જ ૧૭૩મું પણ નરસિંહ મહેતાનું જ ગુજ. પદ, ૧૯૩–૧૯૪માં ૨ પદ વિષ્ણુદાસનાં વ્રજભાષાનાં, આમ ૧૧ પદ પારકાં નીકળી જાય છે અને બાકી ૧૭૫ પદ રહે છે–જેમાં પદ ૭૭ કે જે જૂની વાચનામાં નથી, પદ ૨૫૧મું અને પદ ૨૫૩–૨૫૪–૨૫૫માં તથા પદ ૨૬૫મું એ ભાલણનાં જ વ્રજભાષાનાં પદ છે; એ ૭ સહિત બાકીનાં ૧૬૯ ગુજરાતી પદ ભાલણે કે એના કોઈ અનુયાયીએ 'દશમ સ્કંધ'ની બીજી વાચનામાં ઉમેર્યાં જણાય છે. આ ૧૭૫ પદોમાં તો મોટા ભાગનાં નાનાં પદ છે; પાછળથી મોટાં પદ પણ આમાં સમાવેશ પામે છે. મોટા ભાગનાં આ પદ આત્મલક્ષી પ્રકારનાં 'ભાવગીતો' છે.

## પદકારનું સ્વાતંત્ર્ય :

કથાત્મક કાવ્ય એક ચોક્કસ પ્રકારના માળખામાં રચવાનો લેખકનો કે કવિનો પ્રયત્ન હોય છે અને એ કથામાં પ્રસંગોને યથાસ્થાન દીપતા બતાવવા એ સામાન્ય રીતે સાવધાન રહેતો હોય છે. બેશક, એમાં એને પોતાની ઇચ્છા મુજબ વળાંટ લેવાનો યોગ હોય છે અને સારો કવિ એ યોગ જતો કરતો પણ નથી, છતાં એનું નિરૂપણ સામાન્ય રીતે પરલક્ષી જ હોય છે. પદપ્રકારની કવિતામાં કવિને એવા પ્રકારનું કોઈ બંધન હોતું નથી; બેશક, એ કેટલીક વાર કોઈ કથાનો તાણો એમાં સાંધતો હોય છે ને ત્યારે એ કેટલેક અંશે પરલક્ષી બનતો હોય છે. દા. ત. 'રામબાલચરિત'માં એ વત્સલરસ અને ભક્તિરસથી છલકાતા હૃદયે બાલલીલા તન્મય થઈને ગાતો હોય છે તેના અનુસંધાનમાં—

"પ્રભુ ગંગાથી ઊતર્યા પાર, મિથિલાના મંગળ જોવા.
ગુરુસંગ બે રાજકુમાર, મિથિલાના મંગળ જોવા. ૧
એક ઈંદુ ને એક છે કામ, મિથિલાના મંગળ જોવા;
એક ગૌર ને એક ઘનશ્યામ, મિથિલાના મંગળ જોવા. ૨
પ્રભુ હીંડે છે લટકતી ચાલ્ય, મિથિલાના મંગળ જોવા;
જોઇ સર્વે થયા બેહાલ, મિથિનાના મંગળ જોવા ૩" વગેરે
(પદ ૭૬ મું)

ત્યાંથી ૪૧ મા પદ સુધીના આ રીતે કથાત્મક બની રહે છે.

કેટલાંક બીજાં પદોમાં નિરૂપણ જેવું મળે; જેમકે

"મૈયા, કાંય કરો ચિંતાય? તારો પારણે રાઘવરાય ટેક૦ ૧
પાગણિયે પોઢ્યા પુરુષપુરાણ, જાણે ઉદયા કોટિક ભાણ મૈયા૦ ૨
દ્યાણો નીચે લક્ષ્મણ છેક, જાણે નારાયણ પર શેષ. મૈયા૦ ૩
શીશે શિથલ થઇ છે વેણ, કુંકુમ ખરી પડ્યાં જેમ નેણ મૈયા૦ ૪
નેત્રો નિદ્રામાં ભરપૂર, વેરી વિઘન રહ્યાં છે દૂર. મૈયા૦ ૫
ધૂલરું પૂત્યુ છે કરે વાત, જાણીએ ભેટ્યા ચારે ધામ. મૈયા૦ ૬
કટિત્રટ કદોરાની ખેલ, જાણે વિરચિએ પાડી વેલ મૈયા૦ ૭
દુશાલો ઝૂલી રહ્યો છે કર્ણ, કમળા ચાપતી હોય જેમ ચર્ણ. મૈયા૦ ૮
શી કહું શયન તણી શોભાય, ભાવે ભાલણ ભામણે જાય. મૈયા૦ ૯"
(પદ ૨૦ મું)

પરંતુ આવા નિરૂપણમાં કવિ હૃદયમા મૂર્ત થતી ઇષ્ટ છબીને શબ્દદેહ આપી કથાંશને બાજુએ રાખી જે ઉદ્ગાર ખડા કરે છે તેમાં જ એની આત્મલક્ષિતા તરી આવે છે; જેમકે

"એવા દશરથના બાળ, લાલ પારણે ઝૂલે ટેક૦
શ્યામ સ્વરૂપ દેખીને, મારુ મન ભૂલે એવા૦ ૧
એવા 'હાલો હાલો' મુખે હાલરું કહે;
વળી શ્રુતિ ને વેદ જેને કંઠે રહે. એવા૦ ૨
મૈયા ઢળકતી ઢળકતી તાણે દોરી,
શિવ શનકાદિક ને બ્રહ્માદિક રહ્યા હેરી. એવા૦ ૩
ખાતે ધાવે ખેલણી વળી પડી રહે મૂકે;
એવા રમતા રામ નામ ધ્યાન સાંખ ન મૂકે એવા૦ ૪

'અદપડિયાળી આંખડી મીંચે ને ઉઘાડે;
બાળકાંને બહાર, કાઢી મૈયા પ્રભુને પોઢાડે. એવા૦ ૫
ઝડપ નાખે, ઝરમર ને વળી પાય વની તોડે;
ભાલણપ્રભુ રઘુનાથ મારો ભવબંધન છોડે. એવા૦ ૬"
(પદ ૫ મું)

કવિનું માહાત્મ્યજ્ઞાન આમાં સ્પષ્ટ હોઈ આ એનું ભક્તિગીત જ થઈ રહે છે; સળંગ કથાનો એ કોઈ ભાગ બનતું નથી.

'દશમ સ્કંધ'નાં પદોમાં આ તરવરાટ અને તાદાત્મ્ય વધુ ઘેરા ભાવોમાં વ્યક્ત થતાં જોવામાં આવે છે. વ્રજભાષાનાં ૫-૬ પદો સાથે લગભગ પોણાબસ્સેં જેટલાં પદોનો એ પ્રવાહ વહાવે છે. માતા જશોદાનું માતૃહૃદય બાલકૃષ્ણમાં જે રીતે આમાં જોવા મળે છે તેમાં ક્યાંય પણ આપણને કથાંશ, હોવા છતાં, જોવા મળતો નથી. કવિની ચિત્રણા માતાની સાથે તદાકારવૃત્તિ સાધી 'આ માતા ને આ કવિ' એવો ભેદ પ્રવેશવાયે દેતી નથી; જેમકે નીચેની એક સુંદર 'ગરબી'માં :

"બાઈ જાઓ મંદિર સહુકો આપણે રે સોડ ભલાઈ ફોકટ લેતાં આજ હો;
ઓલંભા દાહાડી એના લાવતાં રે, સાંભળીને મુજને થાતી લાજ હો. જા. ૧
કુંવર તો વણસે માહરો રે, તમારૂં કાંઈ આવે ને જાય હો;
માખણનો ચોર સહુ એને કહે રે, એમ તો મારો મહિમા ઓછો થાય હો. જા૦ ૨
નવલક્ષ ઘેર ઘેનુ દૂઝે માહરે રે, આલીગારો કરતો હીંડે આળ હો;
ખાવું ને પીવું મંદિર અતિ ઘણું રે, ફોકટ પરઘેર જઇને ખાયે ગાળ હો. જા૦ ૩
શીખામણ મારી તો માને નહિ રે, નહિતર તે જાયે શાને કાજ હો;
દહી ને દૂધ માખણ છે ઘણું રે. જાણે તો નાનું સરખું રાજ હો. જા૦ ૪
મોંનાં મીઠાં મેલાં છે મનનાં રે, જાણું છું જે પ્રેમ છે અપાર હો;
સ્વારથ વાહલો સહુને આપણો રે, પરદુઃખ લાગે નહિ લગાર હો. જા૦ ૫
સાચા એ સમ ખાશે તો છોડશું રે, શીખામણ લાગે જો એક વાર હો;
ભાલણપ્રભુની કળા કોહો જાણે નહિ રે, જો આવે બ્રહ્મા ને ત્રિપુરાર હો. જા૦ ૬"
(પદ ૫૫ મું)

અહીં ગોપીઓની દરરોજની અનેક રાવોથી બાંધેલા કૃષ્ણને

સપાકું લઈ છોડાવવા આવેલી ગોપીઓને કવિ જશોદાના મુખમાં ઉપાલંભ અપાવે છે. એમાંથી બાલુડા પ્રત્યેના વાત્સલ્યની ચડતી માત્રા જુઓ જશોદાનાં વચનમાં :

" આવ આતા, હું દૂધ પાઉં, પાલણુડે પોઢો મનમોહન;
હરિ, હરખે હાલરું ગાઉં આવ૦ ૧
માખણ ચોર્યું કો કહે આવી, શ્યામસુંદર, હું ઝાંખી થાઉં,
નવલક્ષ ધેનુ દૂઝે ઘેર માહારે, લોકમાંહિ, કહો, કેમ સમાઉં? આવ૦ ૨
ઓલભે આવે આહીરડી, સહુ આગળ શા શા સમ ખાઉં?
ભાલણપ્રભુ રઘુનાથ રમો ઘેર, પ્રાણજીવન હું પારણે જાઉં. આવ૦ ૩ "
( પદ ૬૩ મું )

એવું જ બીજું એક :

" કાહાનજી, ઘેર આવો, ઘેર આવો, વડી વાર થઈ રમતાં;
બાળક સઘળાં, તમે પણ જાઓ મંદિર મારે ભમતાં. કાહાનજી૦ ૧
શિરાવ્યો નથી સુંદરવર, વાર લાગશે જમતાં;
અંગે અતિ દુર્બળ દીસો છો ક્રીડા-તાવડ ખમતાં. કાહાનજી૦ ૨
રમતાં કાલા કયમ ગમે છે, ઊગે ને આથમતાં?
મનડું મારું દાઝે છે અતિ વેલા નિર્ગમતાં. કાહાનજી૦ ૩
મૂરખ કો તમને નવ પામે, તીરથ દેહડી દમતાં;
ભાલણપ્રભુ રઘુનાથ આરોગો, અન્ન કર્યાં છે ગમતાં. કાહાનજી૦ ૪ "
( પદ ૬૮ મું )

અને નીચેના આ પદમાં માતૃહૃદયની છાપ કેવી ઘેરી ઊઠી છે એ જુઓ :

" તારા ભામણડાં લઉં, મનમોહન, વાહાલા વાળુ કીજે રે,
માખણ રોટી દૂધ કૂર છે, જે ભાવે તે લીજે રે. ૧
દૂબળો દેખી તુઝને કંથ ઘણુ ઘેર ખીજે રે;
એટલું માગું છું હું, માહાના, ઘેર ન જઈએ બીજે રે. ૨
તું તો સર્વસ્વ છે માહારે, તુ દીઠે મન ભીંજે રે;
ભાલણપ્રભુ રઘુનાથ, એટલુ સંસાર તણું સુખ દીજે રે. ૩ "
( પદ ૭૫ મું )

કૃષ્ણને પુત્ર તરીકે મેળવી જશોદામાતાની જે ધન્યતા છે તે વ્રજભાષાના સૂરદાસાદિ કવિની પદ્ધતિએ ભાલણ એવી જ વ્રજ-ભાષામાં એક દર્શક તરીકે જાણે કે રજૂ કરે છે; જેમકે

" કોન તપ કીનોરી માઈ નંદઘરુણી ?
સે ઉછંગ હરિકું પય પાવત, મુખચુંબન મન ભીનો રી. મા૦ ૧
તૃપ્ત ભયે મોહનજૂ હસત હે, તબ ઉગમત અધરહી ફીનો રી. મા૦ ૨
જશોમતી લટપટ પૂછન લાગી, બદન ખેંચિ તબ લીનો રી. મા૦ ૩
રિદે લગાયે બદન જૂ મોહી, તૂ કુલદીવો દીનો રી. મા૦ ૪
સુંદરતા અંગ અંગ કહા બરનૂં ? તેજ હી સબ જુગ હીનો રી. મા૦ ૫
અંતરિક્ષ સુર ઇંદ્રાદિક બોલત, વ્રજજનકો દુખ ખીનો રી. મા૦ ૬
ઇહ રસ સિંધુગાન કરિ ગાહત હે, ભાલણ–જન મન ભીનો રી. મા૦ ૭ "
(પદ ૭૭ મું)

આમ તો આ પ્રશસ્તિ જેવું કાવ્ય છે, છતાં એમાં માતા બાળકને ધવડાવતી ધવડાવતી જે મુખચુંબન કરે છે તેમાં કવિને કવિતાની સાર્થકતા આવી વરે છે.

જેમ માતાના હૃદયનું કવિ ચિત્રણ આપે છે તેવું જ ગોપાંગ-નાઓના કૃષ્ણ તરફના સ્નેહનું પણ કવિ 'દશમ સ્કંધ'માં દાખલ થયેલાં પદોમાં ચિત્રણ ખડું કરી દે છે. આમાં પણ માતૃસ્નેહ જેવા સ્નેહનાં–નિર્દોષ સ્નેહનાં–વત્સલતાયુક્ત સ્નેહનાં જ દર્શન થાય છે; જેમકે

"જશોદા, છોડો કાહાનને, હું આપું ગોરસ ગોળી રે;
એવડી રીસ ઘટે નહિ તમને, હું જાણું છું ભોળી. જ૦ ૧
આગળ ઊભા દુઃખ ધરે છે, બાળક સઘળી ટોળી રે;
આંખડી અતિ અણિયાળી એહેની થઈ છે રાતી ચોળી રે. જ૦ ૨
હઠ કીધે કાંઈ નહિ આવે જે મહી નાખ્યું છે ઢોળી રે;
તમને તો દુઃખ નથી લાગતું, ભાલણપ્રભુના મનમાં હોળી રે! જ૦ ૩"
(પદ ૫૦ મું)

આ પછી વ્રજની ગોપીઓનો કૃષ્ણ પ્રતિનો કામુકભાવ પણ

કવિએ જૂની પ્રણાલીને અનુસરીને ગાયો છે. 'દશમ સ્કંધ'માં એવાં સંખ્યાબંધ પદ આવે છે કે જેમાં આ ભાવ પણ વિકસ્યો છે; જેમકે

"બાઈ, એક કાનુડો કાનુડો અમૃતપે અતિ મીઠો;
કોટી બાળક એ વ્રજવનિતાનાં, પણ એવો કોઈ ન દીઠો. બા૦ ૧
સૂતાં ઊઠી કામ ન કીજે, લીજે ભવનો લાહાવો;
નંદકુંવરનું વદન નિહાળી, રવિસુતામાં નાહાવો બા૦ ૨
ખાવું પીવું એહેને નહિ જોઈયે, રમવાની છે આળ,
જે ગોવિંદને ભોગ ન આવે, તે વારુ વસ્ત પર બાળ. બા૦ ૩
જે જે આળ કરો તે સાંખુ, જે માગો તે આપું;
મને લોકમાંહિ ભય નહિ કોનો, શ્યામસુંદરનું છાપું. બા૦ ૪
ગોળી ફોડી ગોરસ ઢોળો, રોળો ઘર નવનીત;
પ્રેમસાગરમાંહે અમને બોળો, એટલું રાખજો ચિત્ત. બા૦ ૫"

(પદ ૬૧ મું)

આ પ્રકારના ભાવમાં પણ કવિ ઉત્તરોત્તર વેગ સાધે છે અને એમાંથી નીચેના જેવાં પદ સરી આવે છે:

"આવ, હરિ, દેખાડું દેખાડું તુઝને મંદિર માહારુ;
સુંદર સ્થળ જોઈને ગિરિધર મન મોહશે તાહારું. આ૦ ૧
રાધાની પાસે મુઝ મંદિર હશે, હરિ, તમે દીઠું;
શરીરની શ્રદ્ધા ભૂલી ગઈ તાહારું જોતાં મુખ મીઠું આ૦ ૨
ખાજાં ખાંડ ચારોળી આપું, થાપું કર નવનીત;
પ્રેમસાગરમાંહે કરો ઝકોળાં આણી મુ ઉપર ચિત્ત. આ૦ ૩
સહુને મંદિર નિત્ય જાઓ છો, આજ આવો માહારે ઘેર;
ભાલણપ્રભુ રઘુનાથજી, આપણ રમિયે રૂડી પેર. આ૦ ૪"

(પદ ૭૧ મું)

"જશોદા કુંવરને શેં ન વારો? આજ વહે છે એહેનો વારો. જશો૦ ૧
મારગમાંહે મળે તો લૂટે, સર્વસ્વ સોંપે તે સહી સોપે. જશો૦ ૨"

(પદ ૭૩ મું)

અને કૃષ્ણ કેવી રીતે એ ગોપાંગનાઓનાં મન હરે છે?

"જુઓ જુઓ રે, આવે જુગજીવન, વાંસલડી ધરી વામ હાથ;
મોહન મુખના મરકલડા, નયણાં નચાવે નાથ. જુ૦ ૧
મરતક નવરંગ મોળિયું, છોગલડો રે જાણે પોપટ-પાંખ;
શ્રવણે કુંડળ ઝળહળે રે, માહારું મનડું રે મળવા કરે ધાંખ. જુ૦ ૨

× × × ×

જાણું વેશ લેઉં ગોવાળનો રે, ત્રાજૂડાં ઢાંકું હરિ આળ;
વૃંદાવન વળગી રહું રે, વેરીડાં વેરી દે ગાળ. જુ૦ ૩

× × × ×

જો વિદ્યા એવડી આવડે રે, થાઉં દિવસે નર ને રાતે નાર;
પગલે પગલે પરવરું રે, પધારે જ્યાં પ્રાણાધાર. જુ૦ ૪
મારું ચિત્ત ચાલ્યું ચાકરી રે, મારી કાયા કીધી પરતંત્ર;
કામણ કીધું એણે કાનુડે રે, એની મુરલીમાંહે મહામંત્ર. જુ૦ ૫
તાપ તનનો તો ટળે રે, મળિયે રે મનસા શુદ્ધ;
ભાલણપ્રભુ રઘુનાથજીશું, દૃષ્ટાંતે જેમ સાકર દૂધ. જુ૦ ૬"

(પદ ૮૨ મું)

જારભાવે પણ આમાં કૃષ્ણના મહાત્મ્યજ્ઞાનનો ગોપાંગનાને ખ્યાલ છે અને તેથી જ 'મળિયે રે મનસા શુદ્ધ' એવું કવિ એના મુખમાં મૂકે છે. કવિ એ ગોપાંગનાઓની તન્મયતા પણ સાધતો રહે છે; જેવી કે

"એ ખંત માહારા મનમાં રહી રે, ગૌ ચારવા સાથે જાઉં;
વેણુ વજાડે ત્યાંહાં મનમોહન, સુરત ધરી સંગ ગાઉં. ૧
તિલક કરું હાથેશું હરિને, મુખ જોતા નવ ધરાઉં;
મનભાવે મોહન-વેશ સમારું, લોકાતીત સુખ પાઉં. ૨
કરમલડો જમતાં કોલિયડો કરથી તે ઝૂંટી ખાઉં;
દૂધ કઢ્યું લેઉં નિજ ઘરથી, સમ દેઇને પાઉં. ૩
નારી કયાં સરજી, હો નરહરિ ? એમ મન તાપે ભરાઉં;
એહેવું તપ કાંઈ કોણ કહે જેહ કરી નર થાઉં ? ૪
લાજ મેહેલ્યે લાગ ન આવે, સ્વજનમાંહે ન સમાઉં;
મન તો વાર્યું ન કરે માહારું, અહર્નિશ અતિ અટવાઉં. ૫

અજાદિક જેહેનું દર્શન વાંછે તે હું શેં ન તણાઉં ?
ભાલણ-પ્રભુ રઘુનાથશું રમતાં મુનિજનમાંહે ગણાઉં. ૬ ”
(પદ ૯૫ મું)

કૃષ્ણ ભગવાન છે એ જ્ઞાન અહીં ગોપાંગનાના હ્રદયમાં કવિને અભિપ્રેત છે અને એ રીતે આ નિર્દોષ પ્રેમ છે એમ કહેવાનો કવિનો આશય હોઈ આ એક પ્રકારની ભક્તિ જ હોવાનું કવિના હ્રદયમાં છે. એ તાલાવેલીનો વધુ વેગ વિરહદશાથી કવિ આ નીચે મૂર્ત કરે છે :

“ શું કીજે જો સુખ નહિ કાહાનજી દીઠા પાખે રે ?
જોવાને જો નીસરું, ઘરનાં વારી રાખે રે. શું૦ ૧
જે દાહાડાનો એ મલ્યો, ચિતડું માહારું હરિયું રે;
મુખને મરકલડે કરીને, જાણિયે કામણ કરિયું રે. શું૦ ૨
દેહડી માહારી.................તાલાવાહીલી થાઉં રે;
મહી વેચવાને મિષે કરી વૃંદાવન હું જાઉં રે. શું૦ ૩
પાસે બાળક તેવતેવડા, એકલડો નવ દીસે રે;
રંગે કરતા ગોડડી હૈડું માહારું હીસે રે. શું૦ ૪
બીજું કાંઈ ગમે નહિ, એ માહારે મન વસિયો રે;
વિરહવેદના તે જાણે જે પ્રીત તણો હોય રસિયો રે. શું૦ ૫
રાતદિવસ પામે રહું, જો પ્રેમ કરી બોલાવે રે;
ભાલણપ્રભુ રઘુનાથને જો વાહાલ સાચો આવે રે. શું૦ ”
(પદ ૯૭ મું)

એવા મનમોહન કહાનને જોવા એની થઈ રહેલી આ વિરહિણીઓ કેવી રીત અજમાવે છે !

“ મુઝને શું કરશે શું કરશે વેરીડાં હેરી ?
હું દાસી તો થઈ રહી છું નંદકુંવર કેરી. મુ૦ ૧
જાણું રમતા રમતા આવે હરિ આણી શેરી;
મારગમાંહે વીણવા બેસું હું મોતીડાં વેરી. મુ૦ ૨
સાસુ નણદી મોક્ષ થયાં છે પિયુને ભંભેરી;
હું તો કોઇનું કહ્યું ન માનું, વાત તેહ અનેરી. મુ૦ ૩

નિત્યે વૃંદાવનમાંહે જાઉં મન્મથની હું પ્રેરી;
ભાલણપ્રભુ રામ વશ કીધા, નવ જાઉં ફેરી. મુ૦ ૪ ”
(પદ ૯૮ મું)

આ બાલમુકુંદનાં અનેક અડપલાંથી મુગ્ધ થયેલી ગોપાંગનાઓના હૃદયના અનેકવિધ ભાવોને વ્યક્ત કરતાં આવાં બીજાં પણ પદ ભાલણની વાણીમાંથી નીતરતાં જોવા મળે છે. અને ભાલણે વ્રજલીલાનાં પણ એવાં કેટલાંક પદ ગાયાં છે. ભાલણે ‘ દશમ સ્કંધ ’ નાં આ પદોમાં ‘ દાણલીલા ’ પણ ગાઈ છે. શૃંગારરસથી ભીનાં આ પદોમાં કવિએ રાધાને નિરૂપી છે અને દાણને મિષે પરસ્પરની પ્રેમલીલા ગાઈ છે. આમાં નાયક અને નાયિકાનો પરસ્પર અનુરાગ કેવો વધતો જાય છે એ કવિએ યથાશક્તિ બતાવવાનો પણ પ્રયત્ન કર્યો છે. આમાં આવતાં મર્મવાક્ય ખૂબ આકર્ષણ જમાવે છે :

“ જાણ્યો નંદનો ગોવાળિયો રે, તું શાનું માગે દાણ ?
જો તું આવે અમ ઢૂકડો રે, તને કંસરાયની આણ. જાણ્યો૦ ૧
ઘેર જઈ પૂછો માતને રે, છાશ વેચતી કાલ.
દાણી થઈને વનમાં રહ્યો રે, તું કોની શીખ્યો ચાલ ? જાણ્યો૦ ૨
પાંપણ ઉપર પાઘડી રે, તારાં અણિયાળાં લોચન;
કરમાંહે સુંદર લાકડી રે, મીઠડાં વદે વચન. જાણ્યો૦ ૩
અંગ મ મોડીશ આપણું રે, તું મીઠડી રાખે ઠાર;
ચંચળ ચાળા તે શા કરે રે ? હું તો વાહાલી નહિ નાર. જાણ્યો૦ ૪
મેં તો નિર્મળ સાંભળ્યો રે, વસતો વૃંદાવન;
ભામર–ભોળી મ જાણશો રે, અતિ કઠણ છે માહારું મન. જાણ્યો૦ ૫
દીઠડે મારગ ચાલિયે રે, ગોવાળિયા લેઈ સાથ;
છેલપણું નવ કીજિયે રે, ભાલણપ્રભુ રઘુનાથ. જાણ્યો૦ ૬ ”
(પદ ૧૨૩ મું)

અને એનો કૃષ્ણના મુખમાં મૂકેલો જવાબ :

“ ઊભી રહેને, આહીરડી, તું બોલતી વાંકા બોલ;
તારી આંખ મેં ઓળખી રે, અવર નહિ કો તોલ. ઊભી૦ ૧

ચતુરપણું ભલું તાહરૂં, નંદકુંવર વશ કીધો જી;
લાવો માનુષદેહનો, તે સઘળો તેં લીધો. હઠ૦ ૨
ધણીએ વશ છે એહને, પણ કો'ને વશ નહિ એહ જી;
તે તારે ચરણે લાગે છે, અંતર આણી નેહ. હઠ૦ ૩
એ–શું રૂસણડાં લઇને ગોઠ કોણ–શું કરશો જી;
હૈડું વિરહે જે દાઝશે, ઝૂરી ઝૂરી મરશો. હઠ૦ ૪
એવો બીજો કોઈ નથી, જોતાં પાતક હરશે જી;
તને રીસાવી જાણીને, દુરિજનનાં મન ઠરશે. હઠ૦ ૫
માન તો થોડું ભલું, ઘણું કરે સુખ જાય જી;
એ વિન આનંદ ઉપજે, એવો બીજો નથી ઉપાય. હઠ૦ ૬
સાચું કહું છું તુજને, અતિ તાણતાં ત્રૂટે જી;
હીર તણી જે ગાંઠડી, છેદી નાખે છૂટે હઠ૦ ૭"

(વગેરે ૧૮ કડીઓ)

આમાં માનમાં ભરાયેલી નાયિકાને સખી તરફથી મનાવી નાયકને અનુકૂળ થવાની શીખ જોવા મળે છે, જ્યારે એ પછીનાં બેઉ પદમાં નાયિકાને નાયકને મળવાની ધાલાવેલીનું નિરૂપણ છે; જેમકે :

"શ્રાવણ આવ્યો રે સજની, પીયુ વિના નવ જાયે રજની. ૧
શ્યામસુંદર તો નાવ્યા રે બાઇ, લંપટ સાથે શી રે સગાઇ. ૨
તેને તો ત્યાં ઘણીએ મળશે, હૈડું મારૂં વિરહે બળશે. ૩
બપૈયો પીયુ પીયુ પોકારે, મન્મથ પાંચે બાણે મારે. ૪.
વિજલડી તણા ઝબકારા, મારા મનડા તણા અંગારા. ૫
કોયે નહિ જે એને વારે, કાયા મારી અમૃત ઠારે. . ૬" વગેરે

અને

"સજની ત્યાં મને લઈ ચાલ, જ્યાં જગજીવન નંદનો લાલ;
વા'લો વાય છે વેણુ રસાલ, તેણે તું લોભાઈ રે. ૧
હરિ વિન આતુર મારૂં અંગ, કહિએ દેખીશ રૂપ ત્રિભંગ;
મને સામળિયાનો સંગ, રહી શકું નહિ રે. ૨" વગેરે

નીચેના ૧૪૧ મા પદમાં ભાલણ એક અદ્દભુત પ્રસંગ યોજે છે.

મારગ છોડી અબોલડો રે હીંડતી મોડામોડ;
શેરી સારું જોઈ ચાલિયે રે, ઘેર કથડો હોયે જોડ. ઊભી૦ ૨
સતી સાહામું નવ ઊચરે રે, તે તો નીચુ જોઈને જાય;
પુરુષ પરથી વેગળી રે, આકૃણિયે ઓળખાય. ઊભી૦ ૩ ''
(પદ ૧૨૪ મું)

કૃષ્ણને અન્ય ગોપાંગનાઓ કરતાં રાધા ઉપર વિશેષ ભાવ છે એ અન્ય ગોપાંગનાઓ જાણે છે અને એની

" હરિ તો બીજા કોનું ન પીએ; તારામાં એવી શી મીઠાઈ ? ''
(પદ ૧૨૫ મું)

અને રાધામાં રહેલી વિશેષતાની પણ જાણે કે સરાહના કરે છે. એનો રાધા જવાબ પણ કેવો ઉડાઉ આપે છે !

" સગપણ મારે શું એ સાથે ? કહો તેવા સમ ખાઉં. ''
(પદ ૧૨૬ મું)

અને આમ છતાં નાયક નાયિકાના અનુરાગની માત્રા ઉત્તરોત્તર વધતી જ ચાલે છે.

ખાસ ધ્યાન ખેંચે એવાં પદ તો આ 'દાણલીલા'ના પ્રસંગમાં જ આવતાં 'ચાતુરી'ના પ્રકારનાં છે તે છે. 'દશમ સ્કંધ'નાં પદ ૧૩૩ થી ૧૩૭ સુધીનાં પાંચ પદ ચોખ્ખાં કડવાં છે. એ પછી ૧૫૫ મા પદ સુધીમાં આ પ્રકારની કવિતાનાં પણ ચોખ્ખાં પદ જ આવે છે. એક રીતે આને પરસ્પરનાં 'માનનાં પદ' પણ કહી શકાય. 'ચાતુરી'નો વિષય પણ 'માન'નો જ મુખ્યત્વે છે, કેમકે એમાં નાયક કે નાયિકાના રિસામણાને ખાસ ચીતરવામાં આવ્યું હોય છે; અને દૂતી દ્વારા એવા 'માન'ને દૂર કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે. નમૂના તરીકે પદ ૧૩૮ મું જ સૌથી પ્રથમ આપણે નજરમાં લઈયે :

" ઘેલી થઈ રે કામિની, તું શા માટે રીસાવી છે;
ઘર સ્વજન લજ્જા તજીને, જેને કાજે આવી, હઠ ન કીજે છે. ૧

ચતુરપણું ભલું તાહરૂં, નંદકુંવર વશ કીધો છઃ;
લાવો માનુષદેહનો, તે સઘળો તેં લીધો. હઠ૦ ૨
ધણીએ વશ છે એહને, પણ કો'ને વશ નહિ એહ છઃ;
તે તારે ચરણે લાગે છે, અંતર આણી નેહ. હઠ૦ ૩
એ–શું રૂસણડાં લઈને ગોઠ કોણ–શું કરશો છઃ;
હૈડું વિરહે જે દાઝશે, ઝૂરી ઝૂરી મરશો. હઠ૦ ૪
એવો બીજો કોઈ નથી, જોતાં પાતક હરશે છઃ;
તને રીસાવી જાણીને, દુરિજનનાં મન ઠરશે. હઠ૦ ૫
માન તો થોડું ભલું, ઘણું કરે સુખ જાય છઃ;
એ વિન આનંદ ઉપજે એવો બીજો નથી ઉપાય. હઠ૦ ૬
સાચું કહું છું તુજને, અતિ તાણતાં ત્રૂટે છઃ;
હીર તણી જે ગાંઠડી, છેદી નાખે છૂટે હઠ૦ ૮ ”

(વગેરે ૧૮ કડીઓ)

આમાં માનમાં ભરાયેલી નાયિકાને સખી તરફથી મનાવી નાયકને અનુકૂળ થવાની શીખ જોવા મળે છે, જ્યારે એ પછીનાં બેઉ પદમાં નાયિકાને નાયકને મળવાની ધાલાવેલીનું નિરૂપણ છે; ના જેમકે :

“ શ્રાવણ આવ્યો રે સજની, પીયુ વિના નવ જાયે રજની. ૧
શ્યામસુંદર તો નાવ્યા રે બાઇ, લપટ સાથે શી રે સગાઇ. ૨
તેને તો ત્યાં ધણીએ મળશે, હૈડું મારૂં વિરહે બળશે. ૩
બપૈયો પીયુ પીયુ પોકારે, મન્મથ પાંચે બાણે મારે. ૪.
વિજળડી તણા ઝબકારા, મારા મનડા તણા અંગારા. ૫
કોયે નહિ જે એને વારે, કાયા મારી અમૃત ઠારે. . ૬ ” વગેરે

અને

“ સજની ત્યાં મને લઈ ચાલ, જ્યાં જગજીવન નંદનો લાલ;
વા'લો વાય છે વેણુ રસાલ, તેણે તું લોભાઈ રે. ૧
હરિ વિન આતુર મારૂં અંગ, કહિએ દેખીશ રૂપ ત્રિભંગ;
મને સામળિયાનો સંગ, રહી શકું નહિ રે. ૨ ” વગેરે

નીચેના ૧૪૧ મા પદમાં ભાલણ એક અદ્ભુત પ્રસંગ યોજે છે.

નાયક જાણે કે અન્ય નાયિકામાં અનુરક્ત છે એવી શંકાથી પહેલી નાયકા ભરેલી છે, અને એ—

> "કૌસ્તુભમાં નિજરૂપ દેખી રીસાવી પ્યારી;
> જાણ્યુ ખોળામાં બેઠી છે, મુજ સરખી કો નારી. દેખી૦ ૧
> દૂતીને ત્યાં ગાળ દે છે, તું તો ધૂતારી;
> મને શાને તેડી આવી, એ તો વ્યભિચારી. દેખી૦ ૨
> મધ્ય નાયિકા સાન કરીને, બુદ્ધિ કહી સારી;
> કંઠ થકી કેશવજી મેલો, મહા મણિ ઉતારી. દેખી૦ ૩
> રાધાએ ત્યાં નારી ન દીઠી, દીઠા કંસારિ;
> ભાલણપ્રભુ રાધાન-શું વાધી પ્રીત અતિ ભારી. દેખી૦ ૪"

આનાથી આગળ આવાં માનના અને મનામણાંનાં પદ જોવા મળે છે. આપણને અહીં જયદેવના 'ગીતગોવિંદ'ની તેમજ નરસિંહ મહેતાની 'ચાતુરી'ઓમાંની નિરૂપણપદ્ધતિની ભાલણમાં ઝાંખી થાય છે. અને અષ્ટછાપ કવિઓમાંના સૂરદાર વગેરેએ આવાં માનનાં પદ ગાયાં છે તે પણ ભાલણના સમયમાં વ્યાપકતા ધારણ કરી ચૂક્યાં હતાં એટલે દેશમાંના આ પ્રકારમાંથી ભાલણે પણ સ્વપ્રતિભાના બળે સ્વતંત્ર સર્જન સાધ્યું છે જે આમ 'દશમ સ્કંધ'માં ઉમેરાઈ સચવાઈ રહ્યું છે. 'દશમ સ્કંધ'માં આગળ આવતાં 'ઉદ્ધવગોપીસંવાદ'નાં તેમજ અંતભાગ તરફનાં દેવકી-જશોદાનાં મુખમાં મુકાયેલાં પદ પણ અષ્ટછાપીય પ્રકારમાંથી ભાલણને ઉદ્‌ભવ્યાં શક્ય છે.

પદો ઉપરની ભાલણની હથોટી ગણ્ય પ્રકારની છે; એની પાસે બંધની વિવિધતા પણ છે; અને એના સમયની વિકટ ગેય કૃતિઓને પણ એણે અપનાવી ગણ્ય પ્રકારના ગાયક તરીકેની પણ પોતાની પાત્રતા 'દશમ સ્કંધ'નાં ગાવે વિકટ જણાતાં પદોમાં સ્પષ્ટ કરી આપી છે. દેશીબંધો એને એનાં પદોમાં રમતા હોય તેમ સિદ્ધ છે. નરસિંહથી બંધોના પ્રકારમાં એ થોડો આગળ પણ વધે છે, ભલે એણે ઝૂલણા ઉપર બહોળો હાથ અજમાવ્યો ન હોય.

---

## ઉપસંહાર

આટલી સમીક્ષાના ફલરૂપે આપણે એટલું પામી શકિયે છિયે કે ભાલણ એના યુગનો કવિતા-પ્રકારના ખેડાણની દષ્ટિએ એક વિશિષ્ટ પ્રસ્થાનકાર છે. કડવાબદ્ધ આખ્યાનોનો તો એ જનક છે; અને બંધની દષ્ટિએ જે આખ્યાનપ્રકારનો એ પુરસ્કાર કરે છે તે લાગ-લાગટ ૨૦૦–૨૫૦ વર્ષ સુધી ગુજરાતના જૈનેતર કવિતાપ્રવાહને પોતામાં સમાવી લે છે. પ્રેમાનંદ અને એના સમકાલીન આખ્યાન-કારો સાથે એ પ્રકાર એની સર્વશ્રેષ્ઠતા સાધી થંભી જાય છે. શાને કારણે આમ બનવા પામ્યું એ વિશે કહેવું હોય તો એમ કહી શકાય કે આખ્યાનોને એની સર્વોત્તમ માત્રામાં પ્રેમાનંદે સાધી આપ્યાં. એ સર્વોત્તમતાની કોટિથી આગળ વધી શકે તેવી કોટિ આપનાર પ્રેમાનંદ પછી કોઈ નીકળી શક્યો નહિ, ને એ પ્રકાર ત્યા થંભી ગયો. પ્રેમાનંદ સાથે જ પદપ્રકાર ફરી સજીવન થાય છે અને છેક દયારામ સુધી મોટે ભાગે જૈનેતર કવિઓ ભક્તિ અને જ્ઞાનનો હૃદયંગમ પ્રવાહ મુક્તકો-શાં નાના પદોમાં સાધે છે. આ પદપ્રકારનો પહેલો સબળ પુરસ્કારક તો આપણને નરસિંહ જ જાણવામાં આવે છે–જે ભાલણને હાથે પણ ગણ્ય વિકાસ સાધે છે. આખ્યાન-કવિ તરીકેની ભાલણની નબળાઈ એના પદોમા વિલીન થઈ જાય છે અને એનાં પદોથી એ ગુજરાતના એ કોટિના જૂના કવિઓમા નરસિંહ અને મીરાં પછી સ્થાન મેળવવા પાત્ર બની રહે છે. ભાલણને કવિ કહેવો હોય તો એ એનાં પદોથી જ કહી શકાય, એનાં આખ્યાનોથી એ કવિ કહેવાની પાત્રતા સર્વથા સાધી શકતો નથી; એનાથી માત્ર એ મધ્યયુગના બીજા સામાન્ય કોટિના આખ્યાનકારોમા સ્થાન સાચવી શકે છે. ભાષાંતરકલા એને સાધ્ય હતી અને એ રીતે ‘ સપ્તશતી ’ ‘ નળાખ્યાન ’ ‘ દશમ સ્કંધ ’ અને ‘ કાદંબરી ’મા આપણને એના દર્શન થાય છે. આમાથી ‘ સપ્તશતી ’ અને ‘ દશમ સ્કંધ ’માં એ

ખાસ વિશિષ્ટ પ્રદાન કરી શકતો નથી; ‘નળાખ્યાન’માં એ શ્રીહર્ષના ‘નૈષધીયચરિત’માંથી થોડાં પ્રસંગચિત્ર લઈ આખ્યાનને જરા બહલાવે છે; પણ જ્યારે ‘કાદંબરી’મા આવે છે ત્યારે ‘ભાષા તરફલા’ને એ સાચા અર્થમા ‘કલા’ તરીકે મૂર્ત કરી આપે છે. ‘કાદંબરી’ જેવા સમાસનિબિડ પ્રૌઢ ગદ્યથી સમૃદ્ધ ગ્રંથને આખ્યાન પ્રકારના સરળ દેશીબંધોમા રમવતી ગુર્જર ભાષામા—એ મૂળનુ સંક્ષિપ્ત ભાષાતર છે એવી ગંધ સુધ્ધા ન આવે એ રીતે—આપી દઈ એણે માત્ર ભારતવર્ષની વિભિન્ન ભાષાઓના સાહિત્યમા જ નહિ, જગતની મહાન ભાષાઓના સાહિત્યમા પણ એક નમૂનેદાર પ્રયત્ન મૂર્ત કરી આપ્યો છે. આજના યુગમાં ‘સમશ્લોકી’ના અનેક પ્રયત્ન થયા છે, પણ એ સૌમાં એ ભાષાંતર છે એ એની કેટલીક કૃત્રિમતાથી પકડાઈ જાય છે અહીં આપણે રત્નેશ્વરને સરખાવી શકિયે. એણે શ્રીમદ્ભાગવતનો શબ્દશઃ અનુવાદ કર્યો છે; એના આ અનુવાદમા પણ આપણને એ ભાષાંતર છે એવો ભાસ ખાસ થતો નથી ગુજરાતે આવા ઉત્તમ કોટિના ભાષાતરકારો આપ્યા છે એ એને પરમ ગૌરવનો પ્રસંગ છે.

અહીં આ ‘અધ્યયન’મા ભાલણનું મને જેવા પ્રકારનું દર્શન થયું છે તે આપવાનો એક નમ્ર પ્રયાસ કર્યો છે એ સંપૂર્ણ છે એમ કહેવાનો દાવો નથી એની વિશિષ્ટ કૃતિઓનો અભ્યાસ ખૂબ જ ઊંડાણથી થવો જરૂરી છે પીએચ. ડીના વિદ્યાર્થીઓને એની મહત્ત્વની એક એક કૃતિ લઈ અભ્યાસ કરવાના યોગ હજી ઊભા છે શરૂ થયા પણ છે; એનાથી આપણને ભાલણનો સર્વાંગીણ અભ્યાસ સિદ્ધ થશે; ત્યા સુધી આ મારો નાનો પ્રયત્ન અભ્યાસકોને ઉપયોગી થશે તો એનાથી લેખનનું સાર્થક્ય છે.

---

# વિશિષ્ટ શબ્દોની સૂચિ

# સંદર્ભ ગ્રંથોની સૂચિ


૧. બૃહત્કાવ્યદોહન (મુંબઈ) ભાગ ૧ થી ૮
૨. પ્રાચીન કાવ્ય ત્રૈમાસિકનાં અંક
૩. પ્રાચીન કાવ્યમાળાનાં પુસ્તક
૩. પ્રાચીન કાવ્યવિનોદ સં. છ. વિ. રાવાળ
૪. પ્રાચીન કાવ્યસુધા —સં. „
૫. આપણા કવિઓ ખંડ ૧ લો —કે. કા. શાસ્ત્રી
૬. વિરાટપર્વ (નાકરનું) —સં. „
૭. બભ્રૂવાહન આખ્યાન–ઉદ્ધવનું (ગુ. વિ. સ. હ. લિ. પુ.)
૮. રામાયણ, ઉદ્ધવનું —સં. હ. ગો. કાંટાવાળા
૯. પ્રાચીન ગુર્જર કાવ્યસંગ્રહ —સં. સ્વ. ચિ. ડા. દલાલ
૧૦. પંદરમા શતકનાં પ્રાચીન ગુર્જર કાવ્ય —સં. સ્વ. કે. હ. ધ્રુવ
૧૧. કવિચરિત ભાગ ૧–૨ —કે. કા. શાસ્ત્રી
૧૨. કાદંબરી —સં. „
૧૩. કીર્તનસંગ્રહ —સં. લ. છ. દેસાઈ, અમદાવાદ
૧૪. 'ગુજરાતી' દીપોત્સવાંક ૧૯૩૧
૧૫. ગુજરાતી સાહિત્યનું રેખાદર્શન, ખંડ ૧ લો —કે. કા. શાસ્ત્રી
૧૬. છંદોનુશાસન —આ.-હેમચંદ્રનું
૧૭. જાલંધર આખ્યાન —સં. સ્વ. રા. સુ. મોદી
૧૮. દશમસ્કંધ —ભાલણકૃત —સં. (સ્વ.) હ. ગો. કાંટાવાળા
દશમ સ્કંધ (ગુ. વિ. સભા હ. લિ.)
૧૯. નલચંપુ–ત્રિવિક્રમ ભટ્ટનું–નિર્ણયસાગર પ્રેસ, મુંબઈ
૨૦. બે નળાખ્યાન —સં. સ્વ. રા. સુ. મોદી
૨૧. નૈષધીય ચરિત–મહાકાવ્ય નિર્ણયસાગર પ્રેસ–મુંબઈ
૨૨. 'પ્રસ્થાન' માસિક સં. ૧૯૮૭ જેઠ
૨૩. પ્રાચીન ગુજ. ગદ્યસંદર્ભ —સં. મુનિ શ્રીજિનવિજયજી
૨૪. પ્રેમાનંદ : એક અધ્યયન —કે. કા. શાસ્ત્રી
૨૫. 'બુદ્ધિપ્રકાશ' માસિક (ઈ. સ. ૧૮૮૫) અને (ઈ. સ. ૨૯૨૭)
૨૬. ભરતેશ્વર બાહુબલિરાસ —સં. મુનિ શ્રીજિનવિજયજી
૨૭. ભાલણ —સં. સ્વ. રા. સુ. મોદી
૨૮. ભાલણ–ઉદ્ધવ અને ભીમ „
૨૯. મહાભારત–વનપર્વ (ભાં. રિ. ઈ.–પૂનાની આવૃત્તિ)
૩૦. ભાલણનાં પદ —સં. જેઠાલાલ ના. ત્રિવેદી
૩૧. Library Miscelliny–Baroda Vol. 2
૩૨. Gujarat and its Literature (1st edition) K. M. Munshi
૩૩. 'પ્રાચીન કાવ્ય' માસિક (નડિયાદનું જૂનું)
૩૪. સાહિત્યદર્પણ (સં.)—વિશ્વનાથ (નિર્ણયસાગર પ્રેસ–મુંબઈ)
૩૫. સંશોધનને માર્ગે–કે. કા. શાસ્ત્રી

## 'પ્રાચીન ગુર્જર ગ્રન્થમાલા'ના પ્રથમ પ્રકાશન વિષે કેટલાક અભિપ્રાયો

Shri G. V. Mavlankar (Speaker, Indian Parliament; President, Gujarat Vidya Sabha, Ahmedabad)—"It was a new thing to me to know that our old literature has a number of works in prose. Then there are a couple of points which I appreciate very much. The first is that the book is printed in Devanagari script. The other point is the gradual compilation of a vocabulary consisting of words of special importance. It is essential to have such a vocabulary for the study of our old literature."

Dr. Suniti Kumar Chatterji (Emeritus Professor of Comparative Philology, University of Calcutta; Chairman, West Bengal Legislative Council)—"I congratulate you on the very fine piece of work which you have brought under the auspices of the University of Baroda This is a very auspicious start. The book, because of both its language and subject-matter has very great interest for all the students of Indian linguistics and philosophy as well as general culture; and the editing has been done in a very fine scholarly style, and on the top of that, the printing and the get-up are excellent. It was a very good idea to print the introduction and everything in Gujarati in the Devanagari character. Your work is a valuable addition to the mass of texts in early Gujarati which has been made already available by other scholars. The University of Baroda can be most heartily felicitated for inaugurating the series of *Prācīna Gurjara Granthamālā*, which I feel perfectly confident, will become a very honoured series among the various well-known series of texts published by different institutions of India.

Dr. R. L. Turner (Director, School of Oriental and African

Studies, London University )—" I have now been very carefully through your Shashtishataka Parkarana and I should like to take this further opportunity of saying how much I appreciate the additions you have made and how useful this type of work will be for elucidating the history of the modern Indo-Aryan Languages. I have found the vocabulary in particular of the greatest use for my work for the Comparative Dictionary of Indo-Aryan. I would like to congratulate you on so successfully initiating this series of old Gujarati texts."

Professor Alfred Master ( Retired Professor of Indian Philology, School of Oriental and African Studies, London University )—" The edition as the part of a planned series is very welcome, as the number of critical texts in old Gujarati published is still very small, considering the vast amount of manuscripts extant As it is still necessary to emphasise the linguistic rather than the literary significance of old Gujarati texts, the publication of a manuscript of Somasundarasūri's commentary written only fourteen years after his death is of particular importance. The book is well-planned, clearly printed and well-bound so that it is a pleasure to the student to handle and read."

Professor G. H. Bhatt ( Director, Oriental Institute, Baroda; in the *Journal of the Oriental Institute*, Vol. II, p. 405 )— " We congratulate Dr. Sandesara on his excellent edition, and we are sure, the new series under his able guidance will, in course of time, supply the necessary sources of a Gujarati Dictionary to be prepared on historical principles—a long-felt desideratum."

Dr. A. N. Upadhye ( Rajaram College, Kolhapur; President, Prakrit and Jainism section, 11th All India Oriental Conference )—" The introduction gives useful material, and the text of the Bālāvabodhas is very well presented.......I am sure, you will bring out many such books which would give us a connected account of the development of Apabhraṁśa prose."

Dr. J. Filliozat ( Professor of Sanskrit, College de France ; in *Journal Asiatique*, no. 2 of 1953 )—

" Premir volume d'une Prācina Gurjar Granthamālā "Serie d'ouvrages anciens du Gujarāt," publie'e a' Baroda par L' Universite' Mahārāja Sayājī Rao, avec une pre'face en gujarāti per Mmé. Hamsa Mheta, Vice Chancelier.........L' e'dition est tre's soigneuse et tre's bien pre'senta'e......... " ( First volume of Prācina Gurjar Granthamālā 'series of ancient work of Gujarat' published at Baroda by the Msharaja Sayajirao University, with a preface in Gujarati by Mrs. Hansa Mehta, Vice-Chancellor... The edition is very careful and very well presented...)

**શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી** ( ગવર્નર, ઉત્તર પ્રદેશ; પ્રમુખ, ભારતીય વિદ્યાભવન, મુંબઈ )—" તમે તો ખૂબ કામ કરી રહ્યા છો; અને પ્રાચીન ગુર્જર, ગ્રન્થમાલા ઘણી જ ઉપયોગી થશે. તમારા પ્રયત્નોને સફળતા ઇચ્છું છું. "

**શ્રી. હરસિદ્ધભાઈ દિવેટિયા** (વાઇસ–ચાન્સેલર, ગુજરાત યુનિવર્સિટી)— ' ભાષા તેમ જ વિવેચન બન્નેની દૃષ્ટિએ પુસ્તક મૂલ્યવાન છે અને તમારા વિવેચન અને વિદ્વત્તાપૂર્ણ શબ્દકોશથી તે વધારે મૂલ્યવાન બન્યું છે. "

**શ્રી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી** ( વાઇસ–ચાન્સેલર, શ્રી. ના. દા. ઠા. મહિલા વિદ્યાપીઠ )—" સાધારણ રીતે એવી માન્યતા પ્રસરી ગયેલી કે જૂના ગુજરાતીમાં ગદ્ય હતું જ નહિ......આ સંશોધન, ને તે પણ શાસ્ત્રીય રીતે કરીને તમે આપણા સાહિત્યની પરંપરા પર નવો જ પ્રકાશ પાડ્યો છે. "

વિખ્યાત વિવેચક **પ્રો. રામનારાયણ વિશ્વનાથ પાઠક**—" વાંચતાં સંપૂર્ણ સંતોષ થયો. તમે જે ઉદ્દેશથી ગ્રન્થમાલા શરૂ કરી છે તેને સિદ્ધ કરવા બધી રીતે ઉપયોગી નીવડે તેવી સંપાદનપદ્ધતિ યોજી છે. આ પુસ્તક હવે પછી પ્રાચીન ગુજરાતી ભાષાના પુસ્તકસંપાદનનો એક સારો નમૂનો થઈ પડશે. મુદ્રણ ચોખ્ખું અને મૂળ પાઠ અને બાલાવબોધ સ્પષ્ટ જુદા તરી આવે એવી રીતે કરેલું છે તે યોગ્ય જ કર્યું છે. અંતે આપેલો શબ્દકોશ ભવિષ્યમાં ગુજરાતી ભાષાનો પૂર્ણ કોશ કરવો હશે ત્યારે પૂરો ઉપયોગી થશે. "

**પ્રો. રસિકલાલ છોટાલાલ પરીખ** ( અધ્યક્ષ, ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવન, ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ )—" મહારાજા સયાજી-

રાવ વિશ્વવિદ્યાલય સ્થાપી મુંબઈ રાજ્યે યુનિવર્સિટીના સાચા અર્થમાં—'ગુરુશિષ્યમંડલ'ના અર્થમાં—વિદ્યાકીય સસ્થાનો અખતરો આદર્યો છે. આ યુનિવર્સિટી અનેક વિદ્યાશાખાઓ વિકસાવવા પ્રયત્ન કરે છે, તેમાં તેનો પ્રશંસનીય અને સૌથી વધારે આવશ્યક પ્રયત્ન ગુજરાતી વિદ્યાવિભાગ ખોલવાનો છે. સદ્ભાગ્યે આ વિભાગના અધ્યક્ષ તરીકે ડૉ. સાંડેસરા જેવા કૃતપરિશ્રમ સંશોધનકુશલ વિદ્વાનની નિમણૂક થઈ છે. ડૉ. સાંડેસરાએ પ્રાચીન ગુર્જર ગ્રન્થમાલાની યોજના કરી તેના પહેલા ગ્રન્થ તરીકે નેમિચન્દ્ર ભંડારી-વિરચિત 'ષષ્ટિશતક પ્રકરણ' અને તેના ત્રણ બાલાવબોધોનું સંપાદન કરી પ્રકાશન કર્યું છે તે તેમની કાર્યપરાયણતા અને સંશોધનદક્ષતા વ્યક્ત કરે છે.

ગુજરાતી ભાષાનુ વાસ્તવિક સ્વરૂપ જાણવા માટે તેનાં વિકાસ અને ઘડતરને જાણવાં જરૂરી છે. સુનીતિકુમાર ચાતુર્જ્યાએ બંગાલી ભાષાનું અને ફ્રેન્ચ ભાષાશાસ્ત્રી સદ્ગત બ્લોકે મરાઠી ભાષાનું જે શાસ્ત્રીય પદ્ધતિએ નિરૂપણ કર્યું છે તેવું ગુજરાતીનું થવું હજી બાકી છે. અંગ્રેજી ભાષાનો જેવો શબ્દકોશ ઑક્સફર્ડ યુનિવર્સિટી તરફથી બહાર પડ્યો છે તેવો ગુજરાતી ભાષાનો શબ્દકોશ સંશોધકોની પ્રતીક્ષા કરે છે. પણ આ પ્રવૃત્તિઓ હાથ ધરાય તે પહેલાં કાલક્રમમાં પ્રાચીન ગુજરાતી સાહિત્યની કૃતિઓનું શાસ્ત્રીય પદ્ધતિએ સંશોધન અને પ્રકાશન બહોળા પ્રમાણમાં થવું જરૂરી છે. આ જરૂરિયાતને લક્ષ્ય કરી ડૉ. સાંડેસરાએ આ ગ્રન્થમાલાની યોજના અને આ ગ્રન્થનું સંપાદન કર્યાં છે તે શાસ્ત્રીયતાના સાચા માર્ગે જાય છે એવો મારો અભિપ્રાય છે......

મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલયના, ગુર્જર ગ્રન્થમાલાના આ પહેલા પ્રકાશનને આવકાર આપતાં અને તેના સંપાદકને ધન્યવાદ આપતાં મને આનંદ થાય છે. આવી ગ્રન્થમાલાને અવકાશ આપવા માટે ગુજરાતી ભાષાના અભ્યાસીઓ વાઇસ-ચાન્સેલર શ્રીમતી હંસાબહેનને અભિનંદન આપશે."

વિખ્યાત સાહિત્યકાર **શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈ** ('સયાજી-વિજય' તા. ૨૯મી માર્ચ ૧૯૫૩ ના અંકમાં)—"વડોદરા રાજ્યની 'પ્રાચીન કાવ્યમાળા'ની શ્રેણીની યાદ આપતી અને એ શ્રેણીના કાર્યઉદ્દેશને વિસ્તાર આપતી 'પ્રાચીન ગુર્જર ગ્રન્થમાલા'ના પહેલા ગ્રન્થ તરીકે પ્રસિદ્ધ થયેલું 'ષષ્ટિશતક પ્રકરણ' સંપાદનકાર્યનો એક યશસ્વી નમૂનો બની રહ્યું છે."

**પ્રો. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી** (અધ્યક્ષ, શ્રી. ચુનીલાલ ગાંધી વિદ્યાભવન, એમ. ટી. બી. કૉલેજ, સુરત)—સંપાદનની સમગ્ર પદ્ધતિ નમૂને-

દાર છે ગ્રન્થનો દેખાવ આકર્ષક છે, તેનું સંપાદન પ્રશસાપાત્ર છે; અને તેનું તાત્પર્ય સદ્વૃત્તિ અને સદ્ધર્મના શોધકને ઉપયોગી નીવડે તેમ છે."

**પ્રો. અનંતરાય મ. રાવળ** (ગુજરાત કૉલેજ, અમદાવાદ)—"આપણી ભાષાના અભ્યાસીઓને ભાષાવિકાસના ઇતિહાસમાં ખૂટતા અંકોડા પૂરા પાડતી તેમ જ સાહિત્યના અભ્યાસીઓને અભ્યાસ અને વિવેચન માટે નવો ભંડાર સંપડાવતી પ્રાચીન ગુજરાતી કૃતિઓનું પ્રકાશન આ પુસ્તકથી પ્રારંભતી, તમારા વિશ્વવિદ્યાલયની 'પ્રાચીન ગુર્જર ગ્રન્થમાલા' ગુજરાતી સાહિત્યની મોટી સેવા કરશે."

**પ્રો. ડોલરરાય માંકડ** (આચાર્ય, દરબાર ગોપાળદાસ મહાવિદ્યાલય, અલિયાબાડા)—"યુનિવર્સિટીને યોગ્ય એ પ્રકાશન છે. આપણા પ્રાચીન ગદ્યના અભ્યાસમાં એ ઘણું ઉપયોગી નીવડશે, એમાં શંકા નથી. સસ્કૃતની પેઠે જૂની ગુજરાતીમાં પણ આવી વિવરણશૈલી હતી તે પણ આ પ્રકાશનથી સ્પષ્ટ થાય છે."

**પ્રો. ગૌરીપ્રસાદ ચુ. ઝાલા** (સેન્ટ ઝેવિયર્સ કૉલેજ, મુંબઇ)—"પ્રસ્તાવના અને શબ્દકોશ બન્નેમાં તમારી લાક્ષણિકતા–વિદ્વત્તાની, વિચારની અને શૈલીની—અંકાઈ છે. અભિનન્દન અને 'ગ્રન્થમાલા'ને શુભેચ્છા!"

**डॉ. वासुदेव शरण अग्रवाल** ( कॉलेज ऑफ इन्डोलॉजी, बनारस हिन्दु युनिवर्सिटी )—" नेमिचन्द्र भंडारी–विरचित 'षष्टिशतक' ग्रन्थ को तीन बालावबोध टीकाओं के साथ प्रकाशित देख कर अत्यन्त प्रसन्नता हुई. आपने बडौदा विश्वविद्यालय से प्राचीन गुर्जर ग्रन्थमाला का संपादन आरम्भ कर के अपने लिये उत्तम कार्य का सूत्रपात किया है। गुजराती भाषा में जैसा आपने भूमिका में लिखा है इतना अधिक प्राचीन साहित्य बच गया है जितना अन्य किसी प्रादेशिक भाषा में नहीं। गुजराती का यह साहित्य गुजराती के लिये ही नहीं, हिन्दी की प्राचीन व्युत्पत्तियों के लिये भी अनमोल है। शब्दनिरुक्ति की जो समस्या गुजराती के लिये है, वही हिन्दी के लिये है, वही बंगला और मराठी, पंजाबी के लिये भी है। असम और

उड़िया भाषा के लिये भी अपभ्रंशजन्य शब्दों की व्युत्पत्ति की सामग्री प्राचीन भाषा साहित्य में से उपलब्ध हो सकेगी। मेरी दृष्टि से ११वीं शती से १५-१६ वीं शती तक का साहित्य संस्कृत परिवार की भाषाओं के लिये एक जैसा उपयोगी है। इस गुजराती 'षष्टिशतक' में कितने ही हिन्दी शब्दों की व्युत्पत्ति मुझे मिल रही है। इस ग्रन्थ से मेरा परिचय कराने के लिये आप का कृतज्ञ हूं।"

---

## પ્રાચીન ગુર્જર ગ્રંથમાલાનાં પ્રકાશનો

૧. નેમિચન્દ્ર ભંડારી-વિરચિત **ષષ્ટિશતક પ્રકરણ**— ત્રણ બાલાવબોધ સહિત. એક જ પ્રાકૃત પ્રકરણગ્રન્થના પંદરમા-સોળમા શતક આસપાસ થયેલા ત્રણ જૂના ગુજરાતી ગદ્યાનુવાદો : પ્રસ્તાવના, પરિશિષ્ટો અને શબ્દકોશ સહિત. સંપાદક : ડૉ. ભોગીલાલ સાંડેસરા. પૃ. ૩૦+૧૯૩. મૂલ્ય પાંચ રૂપિયા.

૨. મહીરાજકૃત **નલ-દવદંતી રાસ**—સં. ૧૬૪૧માં કર્તાના હસ્તાક્ષરોમાં લખાયેલી પ્રતિ અનુસાર. સંપાદક : ડૉ. ભોગીલાલ સાંડેસરા. પૃ. ૨૪ + ૧૭૪. મૂલ્ય સવાચાર રૂપિયા.

૩. **પ્રાચીન ફાગુ-સંગ્રહ**—વિક્રમના ચૌદમાથી અઢારમા શતક સુધી રચાયેલાં આડત્રીસ ફાગુ-કાવ્યોનો સમુચ્ચય; પ્રતિપરિચય અને કૃતિપરિચય, ફાગુવિષયક અભ્યાસલેખ અને શબ્દકોશ સહિત. સંપાદક : ડૉ. ભોગીલાલ સાંડેસરા અને શ્રી. સોમાભાઈ પારેખ.

૪. **વર્ણક-સમુચ્ચય, ભાગ ૧**—સાંસ્કૃતિક અને સાહિત્યિક ઇતિહાસ માટે મહત્ત્વના પદ્યાનુકારી ગદ્ય-વર્ણકોનો સમુચ્ચય, ભાગ ૧–મૂલ પાઠ. સંપાદક : ડૉ. ભોગીલાલ સાંડેસરા. પૃ. ૭૨+૨૯૦. મૂલ્ય સાડાઆઠ રૂપિયા ભાગ ૧.

૫. ભાલણકૃત **નલાખ્યાન**— મધ્યકાલીન ગુજરાતીનાં લક્ષણો જાળવતી શ્રદ્ધેય પ્રતિ અનુસાર પુનઃસંપાદન; પ્રસ્તાવના અને શબ્દકોશ સહિત. સંપાદક : પ્રો. કેશવરામ કા. શાસ્ત્રી. પૃ. ૭૬+૧૭૬. મૂલ્ય આઠ રૂપિયા.

૬. ઉદયભાનુકૃત **વિક્રમચરિત્ર રાસ**— વિક્રમવિષયક વાર્તાચક્રમાં મહત્ત્વના અંકોડારૂપ, મધ્યકાલીન ગુજરાતીની એક પદ્યવારતા. સંપાદક: સ્વ. પ્રો. બલવંતરાય ક. ઠાકોર. પૃ. ૨૬+૬૮. મૂલ્ય બે રૂપિયા.

૭. **ભાલણ : એક અધ્યયન**— ભાલણના જીવન અને કવનની, ઐતિહાસિક તેમ જ ભાષા-સાહિત્યવિષયક સાંગોપાંગ સમીક્ષા. લેખક : પ્રો. કેશવરામ કા. શાસ્ત્રી.

પ્રાપ્તિસ્થાન—પ્રાચ્ય વિદ્યામન્દિર, વડોદરા

*

## પછીનાં પ્રકાશનો

૮ વર્ણક-સમુચ્ચય, ભાગ ૨—સાંસ્કૃતિક અને સાહિત્યિક અધ્યયન તથા શબ્દસૂચિઓ.

૯. નરહરિકૃત **જ્ઞાનગીતા**—અખાના વૃદ્ધ સમકાલીનનું વેદાન્તવિષયક કાવ્ય; સંત-કવિઓની પરંપરાના અભ્યાસ સહિત.

૧૦. વસ્તાકૃત **વસ્તુગીતા**—વેદાન્તી કવિની એક સુન્દર કાવ્યરચના

૧૧. **પ્રાચીન પદ-સંગ્રહ**—સંત કવિઓનાં કાવ્યગુણયુક્ત પદોનો સંગ્રહ.

૧૨. યશોધરકૃત **પંચાખ્યાન**—એક બ્રાહ્મણ વિદ્વાને ૧૬મા સૈકામાં કરેલો ‘પંચતંત્ર’નો ગદ્યાનુવાદ

૧૩. **બિલ્હણપંચાશિકા**—સુપ્રસિદ્ધ સંસ્કૃત શૃંગારકાવ્યના જૂના ગુજરાતી ગદ્ય અને પદ્ય-અનુવાદો.

૧૪. **ચાણક્ય નીતિશાસ્ત્ર**—સંસ્કૃત નીતિગ્રન્થના જૂના ગુજરાતી ગદ્યાનુવાદો.

૧૫. **રત્નચૂડ રાસ**—સં. ૧૫૧૦માં રચાયેલ એક વિશિષ્ટ કથાકાવ્ય

૧૬. મલયચન્દ્રકૃત **સિંહાસનબત્રીસી**—સં. ૧૫૧૯માં રચાયેલી, સિં૦બ૦ વિષેની સૌથી જૂની ઉપલબ્ધ ગુજરાતી કૃતિ, સિં૦બ૦-વિષયક વાર્તાચક્રના તુલનાત્મક અભ્યાસ સહિત

આ ઉપરાંત પ્રાચીન ગુજરાતી સાહિત્યની બીજી કેટલીક વિશિષ્ટ કૃતિઓના સંપાદનની આયોજના થઈ રહી છે